

ઉલ્લાસ ને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

૭૩૫૪








## આ અંકની સામગ્રી

છેલ્લી પ્રાર્થના : ભયંકર : કથાસરિત્સાગર
ભગવાન તેરા ભાવ : સંગ્રામ : પાયખાનાનો સોટો
ઉઘાડાં દ્વાર : અમરજી : ભીમના રોદા

| વાર્ષિક 1-12-0 | સળંગ ૫૦-૫૧ અંક | છૂટક ૦-૧૬-૦ |
| --- | --- | --- |

# ધી ટેક્સટાઇલ ટ્રેડીંગ એજન્સી લીમીટેડ

ભાવનગર

SEAL OF QUALITY




અમો આંહીંની પ્રખ્યાત મિલો ધી મહાલક્ષ્મી મીલ્સ લી. તથા ધી માસ્ટર સીલ્ક મીલ્સ લી.ના ઉત્પન્ન થતા સુતરાઉ તથા આર્ટીફીશીયલ સીલ્ક કાપડના સોલ ડીલર્સ છીએ આ બન્ને મીલોનું સુંદર, સસ્તું અને ટકાઉ કાપડ સૌરાષ્ટ્રમાં જ નહીં પરંતુ સારાએ હિંદુસ્તાનમાં જાણીતું છે.

ફરી કંટ્રોલ પદ્ધતિ દાખલ થવાથી હાલ તો અમો સુતરાઉ કાપડ આપી શકીએ તેમ નથી. પરંતુ આર્ટ સીલ્ક કાપડ આકર્ષક ડીઝાઇનો તથા દરેક જાતનું દરેકના ખીસ્સાને પોસાય તેવું વાપરવાની અમારી ખાસ ભલામણ છે જથ્થાબંધ માલના ભાવતાલ તથા નમુના માટે લખો.

શાંતીલાલ મધાભાઇ

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી 'વાર્તાઓનું' અનોખું માસિક

ફેબ્રુ. માર્ચ ૧૯૪૯

વર્ષ ૫ : અંક ૨



કાવ્યેષુ રમ્યા કથા

# છેલ્લી પ્રાર્થના

વિજયગુપ્ત મૌર્ય

સવારે ઊઠીને હું તંબૂની બહાર નીકળ્યો ત્યારે દિવસ ચડી ગયો હતો. અને મધ્યપ્રાંતનું આ જંગલ તેની રોજની પ્રવૃત્તિમાં પડી ગયું હતું. નીલા આકાશ આડે હજી ધુમ્મસનો ગાઢ પડદો હતો અને તેની આંધીમાં જંગલ લપેટાઈ ગયું હતું. સૂર્યનાં કિરણોએ તેમાં ગાબડું પાડ્યું અને તેમાંથી સામે ટેકરીઓની હારમાળા નજરે પડી. તે ટેકરીઓના સૌથી ઊંચા શિખર ઉપર એક મંદિરની ધવલ આકૃતિ તરી આવી. મારા ગોંદ નોકરો તંબૂની બહાર બેઠા હતા તેઓએ આ મંદિરની આકૃતિ જોઈ અને તેમના મુખ ઉપરથી નૂર ઊતરી ગયું!

હું જાણતો હતો કે આ મંદિર અને તેની નીચે તળેટીમાં આવેલા જંગલ વિષે આ જંગલી ગોંદ લોકોમાં વહેમી અને અમંગળ માન્યતાઓ છે. દુનિયાના પ્રવાહથી દૂર વસેલા, જ્ઞાન અને વિજ્ઞાનથી વંચિત રહેલા, સુધરેલી દુનિયાના હાથે દલિત અને શોષિત રહેતા આ જંગલપુત્રોને જગતમાં પણ શાન્તિ નથી. ગામમાં શાહુકાર એમનું લોહી પીએ છે અને જંગલમાં નરભક્ષી બનેલા વાઘ-દીપડા તેમને ભરખી જાય છે. પરદેશી સરકારે નિઃશસ્ત્ર અને નિર્વીર્ય બનાવી દીધેલી આ આદિવાસી પ્રજા આવી પરાધીનતામાં વહેમની ભોગ થઈ પડે તો તેનો દોષ પણ શો? હિંસક પશુઓથી પોતાનું રક્ષણ કરવા, તેની પાસે સાધન પણ શું હોય! આવી લાચાર, પરાધીન અને અજ્ઞાન દશામાં તેઓ એમ માને છે કે જે માણસને વાઘ ભરખી જાય છે તેનો પ્રેતાત્મા તે વાઘની સાથે સાથે જંગલમાં ભટકે છે અને તે વાઘનું રક્ષણ કરે છે; કોઈ શિકારી, પછી તે ગોરો હોય કે કાળો, તે વાઘને મારી શકતો નથી; એટલું જ નહિ પણ તે પ્રેતાત્મા જે કોઈ માણસ વાઘ વિષે શિકારીને બાતમી આપે તેના ઉપર વેર વાળે છે અને વાઘને શિકારીના આવવાની બાતમી આપીને સાવચેત કરી દે છે! આવા વહેમ હિંદુસ્તાનના ઘણા ભાગમાં જંગલવાસીઓમાં વ્યાપક છે.

મેં અહીં છાવણી નાખ્યા પછી મારી છાવણીના ગોંદ લોકોમાં આ મંદિર અને તેની નીચેના જંગલ વિષે જે છાનો ગણગણાટ ચાલતો હતો તે મારે કાને પણ આવ્યો હતો. હું એટલું સમજ્યો હતો કે તે મંદિરે જવામાં કોઈની સલામતી નથી અને જંગલમાં એક નરભક્ષી વાઘ વસે છે. આ વાઘે કોનો, ક્યારે અને કેવી રીતે ભોગ લીધો તે હું જાણતો ન હતો, કારણકે આ લોકો મને કંઈ બાતમી આપવા તૈયાર ન હતા, એટલે સુધી કે તેઓ વાઘનું નામ પણ લેતા ન હતા. રખેને વાઘ સાથે ફરતો પ્રેતાત્મા તેનું વેર લે તો? આ મંદિરની સાથે કોઈ અમંગળ ઘટના સંકળાયેલી હતી એમ પણ હું સમજ્યો.

વાઘ હોય કે પ્રેત હોય, મેં આ જંગલને નિર્ભય બનાવવા નિશ્ચય કર્યો હતો. ગઈ કાલે મેં તેમાં જુદે જુદે ઠેકાણે પાડરડાં બંધાવ્યાં હતાં કે જેથી વાઘ ક્યાં છે તેનો પત્તો મળે. આજે હું નિત્યકર્મથી પરવારી તપાસ કરવા માટે રવાના થવા તૈયાર થયો, પરંતુ કોઈ ગોંદ મારી સાથે આવવા તૈયાર ન થયો. જેને જે બહાનું મળ્યું તે આપ્યું, જેને બહાનું ન મળ્યું તે મૂંગો રહ્યો. છેવટે મેં પાસેના ગામમાંથી થોડાક પગી બોલાવી લીધા.

આ સ્થળ મધ્યપ્રાન્તના પહાડી પ્રદેશમાં આવેલું છે. અમે જ્યારે રવાના થયા ત્યારે સૂર્ય તો જો કે ઠીક ઠીક ઊંચે ચઢ્યો હતો, પરંતુ ધુમ્મસને લીધે તેનાં કિરણો જોર કરી શકતાં ન હતાં અને ઝાડ–ખીડ ઝાકળના પાણીથી નીતરતાં હતાં. ખેરખટ્ટા, ચાતક, કોયલ, બુલબુલ અને પીળકના ટહુકાથી જંગલ મીઠાશથી તરબોળ હતું. રૂપાળો દેવ વૃક્ષ કે ઝાડીની ટોચે ચઢી પોતાનો મધુર આલાપ રેડી રહ્યો હતો. ફૂલોના ઝૂમખે ઝૂમખે રંગબેરંગી પતંગિયાં અને સક્કરખોરા મધ ચૂસવા માટે ઊડાઊડ કરતાં હતાં. પ્રભાતના સમયે પ્રકૃતિ તેની સોળે કળાથી શોભી ઊઠે છે. અમે આ મનોહર દૃશ્યો જોતા જોતા દરેક પાડરડું તપાસીને ચાલતા જતા હતા. હજી સુધી કોઈ પાડરડું મરેલું ન દેખાયું. સંસારના પ્રલોભનથી અસ્પૃશ્ય રહે તો વૈરાગી કોઈ પણ પ્રલોભનમાં આસક્ત થયા વિના પોતાના યોગકર્મમાં પ્રવૃત્ત રહે તેમ આ પાડરડાં પણ જંગલના આ આહ્લાદજનક વાતાવરણમાં જરાય મન પરોવ્યા વિના કે વાઘની બીકનો જરાય ખ્યાલ કર્યા વિના ઘાસ ખાવામાં, વાગોળવામાં કે આરામ કરવામાં મશગૂલ હતાં!

અમે ફરતાં ફરતાં પેલી નામચીન તળેટીના જંગલની વચોવચ આવી પહોંચ્યા આકાશમાં કાળા ઓળાએ મારું ધ્યાન ખેંચ્યું. ઉપર જોયું તો જટાયુની જમાત આકાશમાં ચક્કર લગાવતી હતી. ગીધને ઊડતાં જોઈને અમે ચેતી ગયા અને ખૂબ સાવચેતીથી આગળ વધ્યા. આગળ જતાં એક ઊંચા ઝાડ ઉપર ગીધનું ટોળું બેઠું હતું અને કાગડા તથા લેલાંનો કાગારોળ કાને પડ્યો. હું સમજી ગયો કે વાઘ અત્યારે શિકાર ઉપર બેઠો છે. મારો વિચાર હતો કે અત્યારે તેને ખલેલ ન પહોંચાડવી. અને નવાઈ લાગી કે પોહ ફાટ્યા પહેલાં ગુફામાં પેસી જનાર વાઘ ધોળે દિવસે કેમ શિકાર ઉપર બેઠો હશે! પણ આ જંગલ ઉપર તેની અબાધિત સત્તા ચાલતી હતી અને તેમાં ખલેલ પહોંચાડનાર કોઈ કાળા માથાનો માનવી તેમાં પ્રવેશ કરવાની હિમ્મત નહોતો કરતો. અમે પાછા ફરતાં રસ્તામાં એક અજબ વસ્તુ જોઈ. ધરતી પર વાઘનાં તાજાં પગલાં ઊઠી આવેલ હતાં અને તે તપાસતાં જણાયું કે જ્યારે અમે પાડરડાં જોતા ભટકતા હતા ત્યારે વાઘ અમારી પાછળ પાછળ આવતો હતો! આ શું! શિકાર પોતે શિકારીની પાછળ પડ્યો હતો! મેં જોઈ લીધું કે આ લોકો વાઘથી જ્યારે આટલા બધા ડરે છે ત્યારે આ વાઘની હિમ્મત અને ખધાઈ જોતાં એમનો ડર સાવ પાયા વિનાનો ન હતો. મારે વધારે સાવચેતી રાખવાની જરૂર હતી.

બપોરે હું મારા શિકારીઓને લઈને શિકાર માટે ઊપડ્યો. જે જગ્યાએ સવારે વાઘે પાડરડું ખાધું હતું તેનાથી થોડે છેટે એક ઝાડી હતી અને સંભવ એ હતો કે વાઘ પેટ ભરીને આહાર કરી એ લીલીછમ ઝાડીમાં જ સૂતો હશે. મારી સૂચના પ્રમાણે મારા માણસોએ તે ઝાડી અર્ધચંદ્રાકારે ઘેરી લીધી અને તેની સામેની બાજુ હું સંતાઈને ઊભો. પગી લોકોએ હોકારા કર્યા અને આગળ વધ્યા એટલે ઝાડીમાંથી એક વિશાળકાય વાઘ ચમકીને બહાર નીકળ્યો. તેની ત્રણ બાજુ ઘોંઘાટ થતો હતો એટલે ચોથી બાજુ—મારી બાજુ જ તેને આવવાનું હતું. પરંતુ તે બાજુ મારી રાઈફલ તેનું સ્વાગત કરવા તૈયાર હતી એની તેને

ક્યાંથી ખબર હોય! ઝાડીમાંથી બહાર નીકળી-ને તેણે ચારે બાજુ જોયું, કાન ઊંચા કર્યા અને જો કે પગીઓ તો દૂર હતા અને નજરે દેખાતા ન હતા તોપણ તે સમજી ગયો કે ભય કઈ દિશામાંથી આગળ વધે છે. તેના મુખ ઉપર ગુસ્સો, મૂંઝવણ અને બીકના ભાવ સ્પષ્ટ હતા. શરીરમાં તે ભરાવદાર અને સુંદર હતો. જંગલના મુક્ત વાતાવરણમાં તેના રાજાને આવી રીતે જોવો એ એક વિરલ દશ્ય છે. તે ભાગવાની જરાય વલણ બતાવ્યા વિના સ્વમાન અને ગૌરવથી ધીમે પગલે અને બંને બાજુ જોતો જોતો મારી તરફ આગળ આવવા લાગ્યો. વચ્ચે વચ્ચે તે વસ્તુસ્થિતિનું માપ કાઢવા જરા પગથોભ કરી જતો. સાપની ફેણ-ની જેમ તેની પૂછડી હવામાં હલાવતો હતો.

અરધે રસ્તે આવીને તે અટકી ગયો અને બાજુની ઝાડી સામે જોઈ રહ્યો. બીજી ક્ષણે તેમાંથી મારો પગી નથુ નીકળ્યો અને વાઘે ઝાડ પાડીને તેની ઉપર હુમલો કર્યો, પરંતુ નથુ કંઈ તેનાથી ડરે તેવો ન હતો. તેણે સામા હોકારા કર્યા અને તેની સામે ભાલો ઉગામ્યો. મનુષ્ય પ્રત્યેની નૈસર્ગિક બીકે વાઘની હિમ્મત હરી લીધી અને તે પાછો ફરી મારી દિશામાં આગળ વધ્યો. થોડે સુધી આવીને વળી તે પાછો ઊભો રહી ગયો અને આજુબાજુ જોવા લાગ્યો. હવે તે મારાથી કંઈ વધારે દૂર ન હતો. મેં તરત જ તેના ખભાનું નિશાન લઈને ગોળી છોડી અને તે એવી આબાદ લાગી કે વાઘ ત્યાં જ પટકાઈ પડ્યો.

બંદૂકનો અવાજ સાંભળી મારા બધા શિકારીઓ અને પગીઓ દોડી આવ્યા અને વાઘને જોઈને તેઓએ અભિપ્રાય આપ્યો કે આ વાઘ નરભક્ષી ન હતો. ત્યારે મારે આદમખોર વાઘને મારવાનું તો બાકી જ રહ્યું.

મેં બીજો પ્રયાસ કરવા નક્કી કર્યું". એ જ જગ્યા પાસે એક વોકળાને કાંઠે મેં પાડી બંધાવી. બીજી સવારે તપાસ કરી તો જણાયું કે રાતમાં વાઘે પાડીને તો મારી નાખી હતી, પણ નવાઈની વાત એ હતી કે તેણે પાડી ખાધી ન હતી. તેનો ખુલાસો ગોંડ લોકો પાસે તો તૈયાર જ હતો. તેઓએ કહ્યું કે આ પાડીને નરભક્ષી વાઘે મારી છે, પણ પ્રેતાત્માએ વાઘને ચેતાવી દીધો છે એટલે તે ભક્ષ્ય ઉપર બેઠો નથી. હું આવા વહેમમાં માનતો ન હતો. બનવા જોગ છે કે તેણે પહેલા વાઘના અવશેષ જોયા હોય અને તેથી તેને ભયની અગમચેતી મળી ગઈ હોય. મેં બીજી પાડી બંધાવી અને વળતી સવારે તપાસ કરી તો એક વાઘણ અને બે બચ્ચાં આ પાડીને જોઈ ગયેલ હોવા છતાં પાડીને મારી ન હતી! ભારે વિચિત્ર! શું આ જ નરભક્ષી વાઘણ હતી કે જેને માણસના માંસ વિના બીજું કંઈ ખપતું ન હતું? જ્યારે ગોંડ લોકોએ આ વાત જાણી ત્યારે તેઓ ભારે ભયભીત થયા. તેઓએ માની લીધું કે આ નરભક્ષી વાઘને નરમાંસ સિવાય કંઈ ખપતું નથી એટલે ગોંડલોકોને એક પછી એક તેના શિકાર થવું પડશે. નક્કી, આજકાલમાં તેઓ-માંથી એકાદનું તો આવી બન્યું સમજવું. વાઘ નરબલિ સિવાય બીજો ભોગ નહિ લે!

બપોરે હું વોંકળાને કાંઠે ગયો. એક વિશાળ વડ ઉપર મેં મારો માંચડો બંધાવ્યો. માંચડા માટે પડની ડાળો બહુ સગવડવાળી હતી. આડા વાંસડા બંધાવી તેની ઉપર ખાટલો નખાવ્યો અને પાંદડાની ઘટાવાળી ડાળોને ભેગી કરી બાંધી તેનો પડદો બનાવ્યો અને વચ્ચે બારી રાખી. મેં મારા માણસોને વિદાય કર્યા અને માંચડામાં ચડીને એ બારીમાંથી દુનિયા જોવા બેઠો. આ માંચડાની સામે ખુલ્લી જગ્યામાં મેં એક પાડી બંધાવી રાખી હતી.

સૂર્ય પશ્ચિમ ક્ષિતિજમાં ડૂબતો જતો હતો અને વૃક્ષોના વિશાળ પડછાયા વધુ વિશાળ બનીને જંગલને આવરી લેતા હતા. સામે ઝરામાં વહેતા નિર્મળ પાણીનો ખડખડ વહેતો પ્રવાહ મંદ સંગીત સંભળાવતો હતો. અહીં જંગલની એક પગદંડી ઝરાને ઓળંગતી હતી.

આ સ્થાન જંગલના પ્રાણીઓને પાણી પીવાનું હતું. અહીંથી છાવણી તરફ ગયેલા માણસોની વાતોનો અવાજ જંગલની શાંતિમાં હજી અહીં સુધી સંભળાતો હતો પક્ષીઓ રાતવાસો કરવા ઊડતાં જતાં હતાં. તેમનું સ્થાન પૂરવા માટે વડવાંગડા, અંધાળાપા, દશરથિયાં, ઘુવડ, ચીબરી અને રાતમગલા એક પછી એક ભૂતાવળની જેમ નીકળવા લાગ્યાં હતાં. સૂર્ય અસ્તાચલમાં ડૂબી ગયો અને માણસના સુખી જીવન ઉપર અચાનક દુઃખ અને શોકની કાળી છાયા આવી પડે તેમ જગત અંધકારમાં ડૂબી ગયું. પરંતુ તે પહેલાં જંગલનાં અદ્‌ભુત દૃશ્યોની હારમાળા મારી નજર સામેથી પસાર થવા લાગી. ઝરા પાસે ઝાડીમાં જરા સંચળ થયો. મેં ચમકીને જોયું તો રૂપાળા ચિત્તળનું એક ટોળું પાણી પીવા આવ્યું. ટોળાનો નાયક આગળ આવ્યો અને પોતાના વિશાળ ને ફાંટાબાજ શિંગડાના ભાર કરતાં પણ વધારે ભારે એવી જવાબદારીના ભારથી ચારે દિશાઓમાં ડોકું ફેરવીને કંઈ ભય નથી એવી ખાતરી કરી લીધી અને પછી આખું ટોળું—નર, માદા અને રોડાં—પાણી પીને નાચતું, કૂદતું અને થનગનતું ભાગી ગયું. તેમની ખરીઓના અવાજથી ખલેલ પામીને વનકૂકડાએ પ્રકૃતિમૈયાને ફરિયાદ કરી અને આસપાસની ઝાડીમાંથી બધા કૂકડાએ તેમાં સાદ પુરાવીને જંગલને ગજાવી મૂક્યું. સાવ અંધારામાં એકબીજાને જોવાની તક ચાલી જાય તે પહેલાં કાગડા, બગલા, કાંકણ, કાબર, વૈયાં, પોપટ, મેના અને ચકલીઓએ પોતાના વિચારોની આપલે કરી લીધી, અને પોતપોતાનાં મંતવ્યોના સમર્થનમાં, વકીલ જેમ પોતાના અસીલને ખુશી કરવા બને તેટલા ઊંચા અવાજે રાડો નાખીને દલીલ કરે તેમ મોટો ઘોંઘાટ મચાવ્યો. પરંતુ ન્યાયાધીશનો ફેંસલો સાંભળ્યા પછી જેમ તે વકીલ બડબડતો બેસી જાય તેમ જગતના મહાન ન્યાયાધીશે જગત ઉપર અંધકારનો પડદો નાખી દેવાનો ફેંસલો સંભળાવી દીધો ત્યારે બધાં પક્ષી પોતે જે જગ્યા ઉપર બેઠાં હતાં તેનાથી સંતોષ પામીને બડબડાટ કરતાં ચુપ થઈ ગયાં. હવે જગતની પ્રવૃત્તિનો ભાર નિશાચર પ્રાણીઓના શિરે આવ્યો હતો. પરંતુ ક્વચિત આકાશમાં ઊડતા જતા રાતબગલાનો 'વાક્—વાક્' અવાજ તો ક્વચિત કર્કશા સ્ત્રીની વાણીને યાદ કરાવે એવી ચીબરીની વાણી કે અંધારામાં ડાકણ હસતી હોય તેવી ઘુવડવાણી અને તમરાનું એકધારું સંગીત, એ સિવાય રાત્રીની ગૂઢ શાન્તિનો ભંગ કરે તેવું કોઈ ન હતું. આકાશમાં આર ચડાવીને ડંખવાને તૈયાર થયેલ હોય તેવા વીંછીડાનું તારામંડળ નજરે પડ્યું. જમીન ઉપર તેમની હરીફાઈ કરે તેવા આગિયા હીરાને પણ ઝાંખા પાડે એવા વિદ્યુત તેજથી ચમકતા હતા. હવામાં ઠંડી આવી હતી. આ બધાથી નિર્વિકાર રહેલ પાડી, યોગી જેમ યોગમગ્ન રહે તેમ માત્ર ખડ ખાવામાં જ નિમગ્ન થઈ ગઈ હતી. અંધારામાં તેનો ખડ ખાવાનો અવાજ સંભળાતો હતો, બીજું કંઈ દેખાતું ન હતું. હું મનમાં ઈશ્વરને પ્રાર્થના કરતો હતો કે વાઘ અત્યારે ન આવે તો ઠીક, કારણ કે અંધારામાં તેનું નિશાન કેમ લેવું! વાઘની આંખો અંધારામાં અંગારા જેવી ચળકે છે એ તો બધી વાતો છે. જંગલી પ્રાણીઓની આંખો માત્ર પ્રકાશને પ્રતિબિંબિત કરે છે પરંતુ જ્યાં પ્રકાશ નથી ત્યાં તેનું પ્રતિબિમ્બ ક્યાંથી! આતુર નયને ચંદ્રોદયની રાહ જોતો હતો.

કોઈ યોગી પણ જે એકાગ્રતા ન કેળવી શકે એવી એકાગ્રતા અને આતુરતાથી હું ચંદ્રની રાહ જોતો હતો. આ ભયાનક શાન્તિમાં ક્વચિત પક્ષીઓનો ફફડાટ મને ચમકાવી દેતો. છેવટે મેં પૂર્વમાં અંધારાની કોર ભંગાતી જોઈ અને થોડી વારમાં ચંદ્રનો લાલ ઝાંખો ગોળો નજરે પડ્યો. તે પછી થોડી વારે એ લાલ રંગ અદૃશ્ય થવા લાગ્યો અને તેમાં રૂપેરી પ્રકાશ આવ્યો. જ્યારે તેનાં કિરણો જંગલની સપાટી ઉપર ફેલાયાં ત્યારે હજી ભૂમિ ઉપર તો અંધકાર જ હતો. ઊલટું આંખ ઉપર પડતાં કિરણોમાંથી

અંધારામાં જોતાં એ અંધારું વધારે ગાઢ લાગતું હતું. ઉપરથી ચંદ્રનાં શિતળ કિરણો પાડી ઉપર પડ્યાં અને પાડીની આકૃતિ સ્પષ્ટ દેખાવા લાગી, છતાં વૃક્ષોનાં ઝુંડ નીચે તો હજી અંધકાર જ હતો. હું મારા સર્વાંગથી વાઘની માર્ગપ્રતીક્ષા કરતો હતો. હજી એ કેમ ન આવ્યો? પાડીએ પેટ ભરીને ખાઈ લીધું અને સંસારની માયાથી સંપૂર્ણ રીતે અલિપ્ત હોય તેવા યોગીની નિઃસ્પૃહાથી આ જંગલ અને જંગલવાસીઓની જરાય દરકાર કર્યા વિના નીચે બેસીને વાગોળવા લાગી! તેને ખબર છે કે મોત અને તેની વચ્ચે દોરાવા જ અંતર છે! કોને ખબર છે પેલા ઝાડના ઝુંડની નીચે અંધારામાં પેલો મખમલ–પગો વાઘ તેની બે લોહી–તરસી આંખો આ પાડી ઉપર માંડીને નહિ બેઠો હોય! મારી કલ્પનામાં મેં તેની ભયંકર મૂર્તિ જોઈ અને મારાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. બરોબર તે જ વખતે હું બેઠો હતો તે ઝાડ ઉપર ભૈરવની અમંગળ ચિચિયારી સંભળાઈ. હું ચમકી ગયો, પણ આ નિર્જન અને અંધારા એકાંતમાં તરત સ્વસ્થ બની ગયો. ઝાડમાં પંખીનો ફફડાટ થયો અને એક કાગડાએ કાં–કાં કર્યું. પાછું જંગલ શાંત થઈ ગયું.

આ શું! હૃદય ચીરી નાખે એવી એક ચીસ સંભળાઈ. મારાની ઠંડી હવા કંપી ઊઠી. યાતના અને મહાવ્યથાનો એ ત્રાસભર્યો આર્તનાદ હતો અને તેમાં ભયની કંપારી હતી. સાક્ષાત કાળને ભટકાઈ પડનાર માનવીની એ દયાજનક ચીસ હતી. એક ધબાકો થયો. હું કંપી ઊઠ્યો. મારું લોહી થીજી જતું લાગ્યું. આના કરતાં વધારે ભયાનકના કલ્પવી મારા માટે મુશ્કેલ હતી. મારી છાતી ભયંકર વેગથી ધડકતી હતી. મોતની ફૂંક જેવી ઠંડી હવાની ધ્રુજારી હું અનુભવવા લાગ્યો. શું છે તે જોવા મેં આંખો ખેંચી ખેંચીને નજર માંડી, પણ કંઈ ન દેખાયું. થોડી પળો આમ જ ચાલી ગઈ. થોડી વાર પછી પેલા મખમલપગાનો પગ જમીન ઉપર સૂકાં પાંદડાં ઉપર પડ્યો અને આવી શાન્તિમાં તેનો અવાજ ગાજી ઊઠ્યો. માત્ર એટલો જ અવાજ ન હતો; જમીન ઉપર કોઈ ઘસડાતું હોય એવો પણ અવાજ આવ્યો. એ અવાજ મારી તરફ આવતો જતો હતો અને છતાં કંઈ દેખાતું ન હતું. જ્યારે આંખો જોવામાં નિષ્ફળ ગઈ ત્યારે મેં કાન માંડ્યા. વાઘ જોરથી શ્વાસ લેતો હોય એવો અવાજ મેં પારખ્યો. વળી એક બીજો ધબાકો થયો, જાણે કોઈનું મડદું ધમ દઈને નીચે પછડાયું હોય. થોડી વારમાં ઝરા પાસેથી 'લપ, લપ, લપ, લપ,' એવો અવાજ આવ્યો. હું સમજી ગયો કે વાઘ તેના કમનસીબ શિકારને મોંમાંથી જમીન ઉપર નાખીને પાણી પીએ છે. મેં પાડી તરફ જોયું. તે ચમકીને ઊભી થઈ ગઈ હતી અને ઝરા તરફ મોં રાખીને ભયથી ભાગવા માટે દોરીમાં તણાઈને ઊભી હતી. તેનાં અંગેઅંગ ઝરાથી વિરુદ્ધ દિશામાં તણાતાં હતાં.

પાછો કોઈના ઘસડાવાનો અવાજ આવ્યો. હવે અવાજ મારા ઝાડ નીચેથી આવતો હોય તેમ લાગ્યું. હિંસક પ્રાણીની પ્રબળ ગંધ મારા નાક સુધી પહોંચી. નદીકાંઠાની ટેકરીમાં ચાલતા વાઘ અને ઘસડાતા શિકારનો અવાજ મેં સ્પષ્ટ રીતે ઓળખી કાઢ્યો. પરંતુ વાઘ ક્યાં? શિકાર ક્યાં? મેં મારી આંખો તાણી તાણીને જોયું, પરંતુ આકાશ સિવાય કોઈ નક્કર આકૃતિ નજરે ન પડી.

રાત આવી ભયંકરતામાં વીતી ગઈ. પોહ ફાટ્યો અને ચંદ્રનું તેજ હારેલી સેનાની જેમ ઓસરી ગયું. એકવાર જંગલ ફરીથી પ્રભાતના આનંદ અને ઉલ્લાસના પ્રફુલ્લિત વાતાવરણથી ગાજી ઊઠ્યું. દિશાઓ પક્ષીઓના ઉમંગથી ગાજવા લાગી. પ્રભાતના પ્રકાશે અંધકારને વિખેરી નાખ્યું અને તેની સાથે મારા મન ઉપરથી ભય, ત્રાસ, વિષાદ અને અનુકમ્પાની ઘેરી છાયા ઊતરી ગઈ. મારી છાતી ઉપરથી જાણે મોટો પત્થર ખસી ગયો હોય તેમ મેં છુટકારાનો દમ ખેંચ્યો અને જંગલના મઘમઘતાં ફૂલોની કોમળ અને માદક સુગંધ

સવારની શીતળ લહેર ઉપર સવાર થઈને મારા મગજને તર કરવા લાગી ત્યારે હું પણ જે કંઈ બન્યું હતું તે ભૂલીને આ ઉલ્લાસમાં સામેલ થયો. મારી સામેના આંબાના ઝાડમાં શોભીગીનું એક જોડલું આવીને ગાવા અને ગેલ કરવા લાગ્યું ત્યારે મેં વિષાદનો બોજો ફેંકી દીધો અને તેમના નિર્દોષ જીવનમાં પુલકિત અને પ્રેમાળ મનથી ધ્યાન પરોવ્યું.

થોડી વારમાં મારા માણસો આવી પહોંચ્યા. તેઓએ બંદૂકનો અવાજ તો સાંભળ્યો ન હતો અને પાડીને તો જીવતી-જાગતી જોઈ એટલે તેઓ સમજી ગયા કે આજની મારી બેઠક નિષ્ફળ ગઈ છે. મેં માંચડા ઉપરથી નીચે ઊતરીને રાતના બનાવની વાત કરી અને તેઓ મારી વાત સાંભળીને ભયથી અવાક થઈ ગયા. તેમના મોં ઉપરથી નૂર ઊતરી ગયું. બોલવા માટે કોઈની જીભ ઊપડતી ન હતી એવા તેઓ હેબતાઈ ગયા હતા. આખરે એક જણે મને કહ્યું કે ગોંદિયા માને છે તે ખોટું નથી કે આ જંગલમાં પ્રેત રહે છે.

અમે વાઘના સગડ શોધ્યા. ઝરાને કાંઠે કાંઠે તે ગયો હતો. થોડે દૂર ગયાં પછી સૂર્યના પ્રકાશમાં એક સફેદ ચીજ ચમકી. પાસે જઈને જોયું તો તે માણસની ખોપરી હતી. પરંતુ તે તાજી ન હતી. આસપાસ જોતાં એક ઝાડમાં કુહાડી ખૂંચેલી હતી. તેને પણ કાટ ચડી ગયો હતો. કોઈ કમનસીબ કઠિયારાની કરુણ કથા આ બે ચીજો કહી દેતી હતી. મારા માણસોના મોં ઉપર દુઃખ અને ગભરાટની છાયા દેખાતી હતી. પરંતુ જંગલના મહાન ભેદ ઉપર ગોંદ સિવાય કોણ પ્રકાશ પાડી શકે ! આજની કરુણ ઘટનાનાં ચિહ્ન અમને જોવા ન મળ્યાં. અમ છાવણીમાં પાછાં ફર્યાં.

મેં ગોંદના મુખી અને મારા પગી ઈંદરૂને ગામમાંથી બોલાવ્યો. સાંજ હતી. હું મારા તંબૂના દરવાજા પાસે આરામ ખુરશી નાખીને બેઠો હતો અને ...રી નજર પેલા મંદિર ઉપર હતી કે જેની આસપાસ અનેક અમંગળ કથાઓ ઊગી નીકળી હતી. એ મંદિરની સામે જંગલમાં ઝાડ ઉપર માંચડામાં બેસીને ગઈ રાત્રે મને જિંદગીનો એક ભયંકર પ્રસંગ જોવા નહિ પણ અનુભવવા અને સાંભળવા મળ્યો હતો. સાંજના સૂર્યના પ્રકાશમાં એ મંદિર ધોળકાનું હતું. ઈંદરૂ આવ્યો. તેના એક હાથમાં ભાલો હતો અને બીજા હાથમાં કુહાડી હતી જે તેણે ખભા ઉપર ટેકવી હતી. તે નમન કરીને વિવેકથી મારા પગ પાસે બેસી ગયો. મેં તેને ગઈ રાતની બધી વાત કરી. ઈંદરૂ જેમ જેમ વાત સાંભળતો ગયો તેમ તેમ તે ભયથી ફિક્કો પડતો ગયો.!

મેં તેને પૂછ્યું: 'ઈંદરૂ, તું મને કહી શકીશ કે આ કુહાડી કોની છે!'

સવારે ઝાડમાં ખૂંચેલ કુહાડી મેં સાથે લઈ લીધી હતી તે મારી ખુરશી નીચેથી ઉપાડીને મેં ઈંદરૂના હાથમાં મૂકી. કુહાડી જોઈને ઈંદરૂ ઉત્તેજિત થઈ ગયો. તેણે કુહાડી મને પાછી આપીને કહ્યું: 'આ કુહાડી લંગોટા પાપ્પાની છે. પેટ ખાતર લાકડાં કાપવા માટે તે પેલા જંગલમાં ગયો હતો, પરંતુ તે પાછો ન આવ્યો. જંગલમાં રહેતો પ્રેત તેને ભરખી ગયો.'

મેં ગઈરાતની સ્મૃતિથી ઉત્તેજિત થઈને પેલા ધવલ મંદિર સામે આંગળી ચીંધીને પૂછ્યું, 'ઈંદરૂ, પેલા મંદિરમાં કોઈ રહે છે! તેની તળેટીના જંગલમાં શું છે!'

ઈંદરૂનું મોં પડી ગયું. તેણે ઊંડી વેદના અને બ્રમતાથી કહ્યું, 'એનું નામ ન લેશો સાહેબ. આ બધું લોહીથી ખરડાયેલું છે. જુઓ પેલું મંદિર અમો ગોંદ લોકોના લોહીથી રાતું લાગે છે!'

મેં મંદિર સામે જોયું. આથમતા સૂર્યના પ્રકાશમાં મંદિર અને ટેકરીઓ ઉપર લાલ રંગ છવાઈ ગયો હતો.

મેં ઈંદરૂને તાગી જોવા પૂછ્યું, 'ઈંદરૂ, આપણે એ જંગલમાં જઈને તમારા લોકોનો ભોગ લેનાર પશુનો શિકાર કરી આવીએ તો કેમ!

ઈંદરૂએ ઉત્તેજિત થઈને જવાબ આપ્યો, ' તમે શું ન કરી શકો ? તમારી બંદૂક આગળથી કોણ છટકી શકે ? પરંતુ અમારા લોકો તમારી સાથે આવવાની હિમ્મત નહિ કરે.'

મારા એક સવાલનો જવાબ ઈંદરૂ ખાઈ ગયો હતો એટલે મેં તેને ફરીથી પૂછ્યું: ' ત્યાં કોણ છે, ઈંદરૂ ! '

' વાઘના ભોગ બનેલા કમનસીબ માણસોના પ્રેતાત્મા એ જંગલમાં વસે છે. તેઓ વાઘની સાથે સાથે ફરે છે અને વાઘનું રક્ષણ કરે છે. જ્યારે શિકારી તે વાઘનો શિકાર કરવા જાય છે ત્યારે એ પ્રેતાત્માઓ વાઘને ચેતવી દે છે. એટલે એ વાઘ કદી મરતો નથી અને તેનો શિકાર કરવા જનાર શિકારી પોતે વાઘનો શિકાર બની જાય છે. એ રીતે એક વધુ પ્રેતાત્મા વાઘના રક્ષકદળમાં સામેલ થાય છે.'

મને લાગ્યું કે આ ગોંદ અત્યારે વાતે ચડ્યો છે, એટલે વધુ માહિતી મેળવવા માટે મેં પૂછ્યું: ' આ વાઘ માણસોને કેટના વખતથી રંજાડે છે ! '

' ગયા ચોમાસામાં તે બીજા જંગલમાંથી આ જંગલમાં આવી વસ્યો. પહેલાં તો તે વણજારા લોકોનાં ઢોર ઉપાડી જતો. પછી એક દિવસે તેણે માણસનું લોહી ચાખ્યું અને ત્યારથી તે જંગલમાંથી પોઠની વણજાર લઈને જતા વણજારા અને લાકડાં કાપવા જતા ગોંદ કઠિયારાને ઉપાડી જવા લાગ્યો. જંગલનાં ફળ અને વાંસનાં બી એ તો અમારો ખોરાક, પરંતુ જ્યારથી આ વાઘે કેર વરતાવ્યો છે ત્યારથી અમે ફળ અને બીનો સ્વાદ પણ ભૂલી ગયા છીએ. જ્યારે જંગલ નિર્જન થઈ ગયું અને એ રીતે વાઘને નરમાંસ મળવું બંધ થયું એટલે દીવાદાંડીએ ગામને પાદરે આવીને ગાયોના ધણમાંથી, ભેંસોના વાડામાંથી અને ઘેટાં–બકરાંના વાઘમાંથી એ આદમખોર માણસોને ઉપાડી જવા લાગ્યો, અને...' ઈંદરૂનો અવાજ અડધો ગળગળો થઈ ગયો અને કંપતા અવાજે તેણે ઉમેર્યું; ' એક દિવસ તે મારા દીકરાને ઉપાડી ગયો ! '

' એમ ! ' મેં અનુકમ્પાથી કહ્યું.

' હા, ' ઈંદરૂએ ગળું ખંખારીને કહ્યું. ' હું, મારી ઘરવાળી અને ત્રણ છોકરાં મહુડાનાં ફૂલ વીણતાં હતાં. મારો મોટો દીકરો બાર વરસનો હતો. અત્યારે જીવતો હોય તો જુવાનજોધ હોય, અમ ઘડપણની લાકડી હોય.' તેની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. ' ફૂલ વીણતાં વીણતાં તે જરા નજર બહાર નીકળી ગયો. કંઈ છેટે નહોતો ગયો. આવા જંગલમાં તો માણસ પચીસ પગલાં ચાલે તોપણ નજર બહાર નીકળી જાય. અમે શું જાણીએ કે આવું થશે ! અમે તેની ગૂંગળાયેલી ચીસ સાંભળી. અમે સફાળા દોડ્યા અને જોયું તો વાઘ ઝાડી તરફ જતો હતો અને તેના મોંમાં અમારો લાડકો દીકરો તરફડતો હતો. અમે શું કરી શકીએ ? અમારી પાસે હથિયાર પણ શું હોય ! અમારે જંગલમાં જીવવું અને અમારો બચાવ કરવા માટે અમારી પાસે કંઈ સાધન નહિ, એ કંઈ ઓછું દુઃખ છે ! નહિતર માવતરની નજર સામે તેમના પેટના જણ્યાને વાઘ આમ ઉપાડી જાય અને–માવતર લાચાર બનીને જોયા કરે ! વગર હથિયારે દોડવાથી થોડો જ કંઈ વાઘ હાથમાં આવે ? તેના મોંમાં આવા કૂમળા ફૂલનું આયુષ્યપંખેરું ઊડી જતાં વાર કેટલી ! અમે દોડતા ગામમાં ગયાં અને માણસોને ભેગા કર્યા. અમે બધા ઢોલ, થાળી, પતરાં, વગેરે લઈને મોટા ઘોંઘાટ કરતા વાઘની પાછળ ગયા. લોહીના નિશાને નિશાને ચાલી વાઘનો પત્તો મેળવ્યો. એ તો સેતાન છે સેતાન ! તે મારા વાલુડાનાં હાડકાં બટકાવતો હતો. આટલા બધા માણસને જોઈને અને અમારા હોંકારા અને અવાજ સાંભળીને તે ઝાડીમાં લપકી ગયો. અમે ભાતીફાટ રડ્યા. અમારામાંથી ઘણાના સગાવહાલાને આ વાઘ ભરખી ગયો હતો

એટલે બીજો પણ ખૂબ રડયા. અમારાથી રડીને બેસી રહ્યા વિના બીજું શું બને ?'

આ કરુણ કથાએ મને વધારે મક્કમ બનાવ્યો. મેં નિશ્ચય કર્યો કે આ વાઘને માર્યા વિના હું નહિ રહું. મેં આ વૃદ્ધ ગોંદને હિમ્મત અને દિલાસો આપવા કહ્યું: 'ઈદરૂ, કાલે હું આ વાઘને મારીશ. તમે લોકો મારી સાથે આવશો ?'

અંધશ્રદ્ધાળુ પ્રારબ્ધવાદીને છાજે તેમ ઈદરૂએ જવાબ આપ્યો, 'માલિક સમર્થ છે, પરંતુ જંગલના દેવ કોપ્યા છે. વનદેવતાને બલિદાન આપીને રાજી કરવા પડશે.'

મેં હસીને પૂછ્યું: 'જંગલના દેવ ક્યાં છે ?'

ઈદરૂએ શ્રદ્ધાથી જવાબ આપ્યો, 'જંગલમાં, પેલી ઊંચી ટેકરીની તળેટીમાં, વડના ઝાડ નીચે સિંદૂર ચોપડેલ દેવ બિરાજે છે. તેમને બકરો ચઢાવવો પડશે.'

જો આ લોકો મને માર્ગ બતાવવા આવે તો હું તેઓના વહેમ પોષવા તૈયાર હતો. મેં કહ્યું: 'ભલે, કાલે સવારે તમે બધા તૈયાર થઈને આવજો.'

બીજે દિવસે વહેલી સવારે હું નિત્યકર્મથી પરવાર્યો તે પહેલાં ગામલોકો મારા તંબૂની પાસે એકઠા થઈ ગયા હતા. ઈદરૂ તેમનો મુખી હતો. અમારું સરઘસ રવાના થયું. એક બકરાને કપાળે સિંદૂર લગાવી તેને ફૂલનો હાર પહેરાવવામાં આવ્યો હતો. કોઈ પાસે કુહાડી, કોઈ પાસે ભાલા, કોઈ પાસે ધારિયાં તો કોઈ પાસે ડાંગ હતી. પરંતુ તેમનો સામુદાયિક ઉપયોગ જ વાઘને મારી શકે, અને વાઘ કંઈ એવો મૂર્ખ નથી કે તેમને આ પુરાણાં હથિયારોનો સામુદાયિક ઉપયોગ કરવા દે. શું આ દેશની દુર્દશા ! નરભક્ષી વાઘ રોજ રોજ તેમને ભરખી જાય છતાં આત્મરક્ષણ માટે તેઓ હથિયાર રાખી ન શકે ! પરિણામે તેઓ પ્રારબ્ધ અને દૈવવાદી બની લાચારીથી અજ્ઞાનનામાં સમજ્યા કરે તેમાં નવાઈ શું ! ગુલામી પ્રજાનું કાળજું આમ કોરી ખાય છે અને જેમ પેઢી ઉપર પેઢી વીતતી જાય છે તેમ પ્રજા ગુલામીમાં વધારે ને વધારે રીઢી બની શૌર્ય અને વીર્યહીન બની નિર્માલ્ય થતી જાય છે.

આજે આ ગોંદ લોકોમાં નવો ઉત્સાહ હતો. તેમના ઉમંગનો પાર ન હતો. આજે તેઓ હરખાતા હતા કે આદમખોર વાઘ આજે મરશે અને તેમના જીવનરૂપ જંગલનાં દ્વાર આજે ખૂલી જશે. કેટલાક ગોંદ લોકોના ગળામાં ઢોલ હતા અને અમારું સરઘસ શરૂ થયું તે પહેલાં મારા તંબૂ પાસે તેઓએ ગોંદ લોકોનું પ્રખ્યાત ગ્રામ્યનૃત્ય કરી બતાવ્યું. એમના સમૂહનૃત્યે લોકોના ઉત્સાહના પૂરને વધારી મૂક્યું.

અમે રવાના થયા ત્યારે સૂર્યોદય થયો હતો. વાઘના રંજાડથી નિર્જન બની ગયેલી કેડી ઉપર ઠેકઠેકાણે ઝાડીઝાંખરાં ઊગી આવ્યાં હતાં. ઠેકઠેકાણે કરોળિયાનાં જાળાં સૂર્યના પ્રકાશમાં રંગબેરંગી લાગતાં હતાં. અમારા ઘોંઘાટથી ચમકીને એક વિશાળ વડમાંથી હરેવાનું ટોળું ઊડ્યું. એક લીમડા ઉપર બેઠેલા પોપટનું ટોળું કંઈ મહત્ત્વની મંત્રણા કરતું અને પાકી લીંબોડીનો નાસ્તો કરતું હતું. તેઓએ અમારા આગમન સામે નાપસંદગી બતાવવા ચીસો પાડી અને પછી વિરોધ તરીકે સભાત્યાગ કર્યો. બાવળની ડાળે બેઠેલા હોલાભગત પ્રભાતનું ભજન કરતા હતા. બપૈયાનાં બચ્ચાં ઉછેરી દેવાની મૂર્ખાઈ કરનાર લેલાં પોતાના ભોળપણનો ભાર બીજા ઉપર નાખી દેવા ઝાડીમાં બેઠે સામસામા તેં–તેં–તેં–તેં કરતા હતા. ટીકટીકી અમને જોઈ પોતાના રૂપેરી ઘંટડી જેવા અવાજે સૂર્યની આરતી કરતાં અટકીને શરમાઈ જઈ ઝાડીમાં સંતાઈ ગઈ. બુલબુલોના મીઠા રણકાથી અને કંસારાના ટોક–ટોક અવાજથી જંગલ ગાજતું હતું. ઊંચાં ઝાડોમાં બેઠેલા વાંદરા અમને જોઈને કેકારે કરવા લાગ્યા અને અમારા

સરઘસને જોઈને તેઓ જાણે અમારાથી વધારે ડાહ્યા હોય તેમ અમારી સામે કુતૂહલથી જોવા લાગ્યા. એક નોળિયાનું જોડું અમારી આડે ઊતર્યું અને ઝાડીમાં ભરાઈને રહી રહીને પાછું અમારા તરફ ડોકાવા લાગ્યું. એમની જિજ્ઞાસા છીપતી ન હતી. મહિનાઓથી તજી દેવાયેલા આ નિર્જન જંગલમાં આજે આટલા બધા માણસોને ઉત્સાહના પૂરમાં તણાતા જતા જોઈને જંગલનાં પશુપંખી ચમકી ગયાં હતાં. એક ઝાડીમાં જરા મોટો ખડખડાટ થયો અને અમે બધા ચમક્યા. પરંતુ એ તો એક સાબરી હતી અને તેની પાછળ એક નાનું રૂપાળું રોડું હતું બંને જીવ કેડી ઓળંગીને સામેની ઝાડીમાં ભીતગી ગયાં. પગદંડી મહિનાઓ થયા વપરાઈ ન હતી એટલે ઘાસમાં દબાઈ ગઈ હતી, તેમ અમે ઘણા માણસો હતા એટલે જેને જેમ ફાવે અને જ્યાં ચાલવું ફાવે એમ ચાલતા હતા. અચાનક મારી સામે ઘાસમાંથી કોઈએ મોં ઊંચું કર્યું. એ રાજનાગ હતો. સાપને કાન નથી હોતા, પણ જમીન ઉપર ધમકારા થાય તેનાં આંદોલન ધરતી દ્વારા તેના જ્ઞાનતંતુઓને પહોંચે છે. ઘાસ ગોઠણથી પણ ઊંચું હતું અને આ કોના અવાજ છે તે જાણવાની જિજ્ઞાસાથી તેણે ફેણ ચડાવીને ઊંચી કરી અમારી સામે જોયું. પૂરા પંદર ફૂટની લંબાઈએ પહોંચતા રાજનાગ અથવા શેષનાગ જો ફેણ ચડાવીને ઊંચા થાય તો તમારી છાતી સુધી આવી જાય! જંગલના આ ભયંકર સાપને જોઈને ભલભલો માણસ બી મરે. અમને જોઈને તરત તેણે ફેણ સંકેલી લીધી અને આંખના પલકારામાં અદૃશ્ય થઈ ગયો.

છેવટે અમે ઇંદરૂએ કહ્યું હતું તે તળેટીમાં પહોંચ્યા. એક વિશાળ વડ નીચે સિંદૂરથી રંગેલો પાણો હતો; અને નવાઈની વાત એ હતી કે સિંદૂર તાજું હતું! જે જંગલે આજ મહિનાઓ થયા માણસના હૃદયનો ધમકારો સાંભળ્યો નથી ત્યાં આ વનદેવતાને સિંદૂર કોણે ચડાવ્યું? મને ભારે નવાઈ લાગી અને ગોંડ લોકોની શ્રદ્ધામાં મોટું પૂર આવ્યું. જરૂર, વનદેવતા ચમત્કાર કરી બતાવે છે. તેઓએ વનદેવતા પાસે બકરો વધેર્યો અને સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે દેવતાને ભેટ ધરી. ગુલાલ, અબીલ, ચોખા, સોપારી, અને નાળિયેરના નૈવેદ્યથી વનદેવતા ઢંકાઈ ગયા. બધાએ વનદેવતાનું પૂજન કરીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. ધૂપની સુગંધથી વાતાવરણ માદક બન્યું. ઘીનો દીવો કરવામાં આવ્યો અને અગરબત્તીનો ઝૂડો સુગંધમાં વધારો કરવા લાગ્યો. બકરાના લોહીનું તિલક પ્રત્યેક ગોંડના કપાળમાં શોભવા લાગ્યું. મેં નિશ્ચય કર્યો કે હવે આ લોકોને અહીં જ રાખવા, કારણ કે અહીંથી હવે કંઈ પેલું મંદિર દૂર ન હતું. મારી ઇચ્છા એ મંદિર સુધી જઈ આવવાની હતી. પરિસ્થિતિનો ખ્યાલ કરીને મારે વાઘના શિકારનો વ્યૂહ રચવો હતો. મેં આ લોકોને અહીં ઉત્સવ ઊજવતા રાખ્યા અને ઇંદરૂને તેમની રખેવાળી સોંપી હું મારા શિકારીઓને લઈને ડુંગર ચડવા લાગ્યો.

તળેટીથી ડુંગર કંઈ છેટે ન હતો. તે પત્થરમય હતો. તળેટીમાં જે લીલીછમ છાયા હતી તે ડુંગર ઉપર ન હતી. કાંટ્યો હતી, પણ ઊંચાં ઝાડ ન હતાં અને એ કાંટ્યો એવી ગીચ હતી કે તેમાંથી ચલાય તેમ ન હતું. ડુંગરનું ચડાણ પણ બહુ કપરું હતું, એટલે અમે એક ઝરનો રસ્તો લીધો. અહીં હવા ઠંડી હતી. કાંઠા ઊંચા હતા અને કાંઠે વનસ્પતિ પણ હતી. અમને જરા ઠંડક મળી. પણ આ ઝરમાં જ પેલા માનવભક્ષી વાઘનો વસવાટ હોવો જોઈએ. અમે બધા ખૂબ સાવધાનીથી અને ખૂબ ચુપકીદીથી આગળ વધ્યા. મેં મારી રાઇફલ તૈયાર જ રાખી હતી. ડગલે ને પગલે જોખમ હતું. ઝરની ભેખડો ઉપર ઝાડીનાં જાળાં બાઝ્યાં હતાં. ઝરમાં પાણી ન હતું. હું આગળ હતો અને સૌથી પાછળ મારો એક ઉસ્તાદ શિકારીને મારી વધારાની રાઇફલ

આપીને રાખ્યો હતો. બીજા શિકારી વચ્ચે હતા. આદમખોર વાઘની છાની અને લુચ્ચી રીતભાત હું જાણતો હતો. અહીં જરા પણ ગફલત થાય તો અમારામાંથી એકાદ માણસ તેનો ભોગ થઈ જતાં વાર ન લાગે. પાસેની ઝાડીમાંથી એક બટેર ભુર્‌-ર્‌-ર્‌ કરતું ઊડ્યું અને બધાને ચમકાવી દીધા. અમારી બધી ઇન્દ્રીયો સતેજ હતી. ઉપરવાસમાં ઊભેલા એક સૂકા ઝાડની ડાળી ઉપર લક્કડખોદ ઠક-ઠક કરવા લાગ્યું. અમારા આગમનથી ખલેલ પામીને દેવચકલીઓ ચીં-ઈ-ઈ-ઈ કરીને ઊંચી પૂછડી કરી ઊડી જતી હતી. એક મોર કો-કો-ઓ કરતો ઊડ્યો અને તેણે અમને સૌથી વધારે ચમકાવી દીધા. પરંતુ...આ વખતે મેં જોયું કે મોર અમારાથી નહોતો ભડક્યો. ત્યારે એને ભડકાવનાર કોણ? બીજું કંઈક હોવુ જોઇએ, અને એ 'કંઈક'ની કલ્પનાએ બધાની છાતીના ધબકારા વધારી દીધા. મારે માથે એક મોટી જવાબદારી હતી અને તે મારા માણસોનું રક્ષણ કરવાની. આ વાઘ કંઈ સાધારણ વાઘ ન હતો. જરા પણ ગફલત થઈ કે તેનું સીધું પરિણામ એકાદ માણસનું મૃત્યુ હતું. હું રોમાંચ અનુભવતો હતો. મારું મન, મારી આંખો, મારા કાન, બધાં એવાં સતેજ અને જાગૃત હતાં કે જરા જેટલો અવાજ, પછી તે ગમે તેટલો અસ્પષ્ટ હોય, જરા જેટલી હિલચાલ પછી તે ગમે તેટલી અસ્પષ્ટ હોય, પરંતુ મારા ધ્યાનમાંથી કઈ બહાર રહે તેમ ન હતું.

ઝાડીમાં મને કોઈ અસ્પષ્ટ આકૃતિ જોવામાં આવી, એટલી અસ્પષ્ટ કે તે કોની આકૃતિ છે તે કહેવુ અશક્ય હતું. માત્ર આભાસ થયો. ઝરના બે કાંઠા વચ્ચે ઊંચાનીચા તળિયા ઉપર અમે ખૂબ સંભાળથી આગળ વધ્યા. રસ્તો બહુ ખરાબ હતો. ઘણી વાર ઝાંખરાંને ખસેડીને રસ્તો કરવો પડતો અને ઘણી વાર અચાનક એવું ઊંચાણ આવતું કે ચાવવા માટે હાથની મદદ લેવી પડતી. છેવટે ઝરનું તળિયું છીછરું થવા લાગ્યું અને જોકે હજી અમારી આડે ઝાડી-ઝાંખરાં ખૂબ હતાં તોપણ તેમની પાછળ મંદિરની અસ્પષ્ટ આકૃતિ નજરે પડી. તડકામાં તે ધોળકોતું હતું, પણ અમારી નજરે કોઈ જુદો જ રંગ ઝબકીને ઠરી ગયો હતો.

પણ...આ શું! મંદિર પાસે કાગડા અને કાબર કાગારોળ કરે છે અને કાગડા ઊડીઊડીને અમારી દિશામાં આવે છે. કાગડા કંઈ અમને જોઈને કાગારોળ નહોતા કરતા. જેણે જંગલમાં વરસો ગાળીને પક્ષીઓની એકેએક ખાસિયતનો અભ્યાસ કર્યો હોય એવો મારા જેવો માણસ કેમ ભૂલ ખાય? ચોક્કસ, કાગડાની ફરિયાદ અમારી હાજરી સામે ન હતી, ત્યારે કોના સામે છે! વળી તેઓ તો ઊડતા ઊડતા અમારી દિશામાં આવે છે તેનો અર્થ એ કે જેની સામે કાગડા ફરિયાદ કરે છે તે અમારી દિશામાં છે! એ કોણ છે? બીજું કોણ હોય! મંદિર પાસે પીપળાનું એક ઝાડ જોયું અને તેની ઉપર કેટલાંય ગીધ બેઠાં હતાં. આ બધાં ચિહ્ન સારાં ન હતાં. કોઈ અમંગળ અને ભયંકર બનાવના ભયથી મારી છાતી ધડકવા લાગી.

અમે હવે બિલ્લીપગે આગળ જતા હતા,—ચુપચાપ, મૂંગા અને હળવે પગલે. અચાનક ઝાડીની પાછળથી ચિત્તળના ભાંભરવાનો અવાજ આવ્યો અને બીજી મિનિટે વિશાળ શિંગડાવાળો એક ચિત્તળ નાસતો દેખાયો. તેની ખરીનો અવાજ શમ્યો ન હતો ત્યાં ફરીથી ઝાડીમાં કંઈક ખડખડાટ થયો. અવાજ બહુ ધીમો હતો. સંભવ છે કે કોઈ કાચંડો કે સાપની માસી સૂકાં પાન ઉપર ચાલ્યાં હશે. પણ નહિ; ઝાડી વચ્ચે કોઈ રૂપાળો રંગ ચમકી ગયો અને કોઈ અસ્પષ્ટ આકૃતિ ઝબકીને ઝાંખી પડી ગઈ. હું સમજી ગયો કે તે વાઘ છે. પણ તેનાં લક્ષણ કંઈ ચિત્તળની પાછળ પડવાનાં ન હતાં ત્યારે શું એ અમારી પાસે ને પાસે છુપાતો ફરતો હતો! મને લાગ્યું કે તે અમારામાંથી કોઇના ઉપર તરાપ મારવા માટે પેંતરો રચે છે. કાગડા

અને ડામરનો કલરવ બંધ થઈ ગયો, એટલે કે વાઘ ક્યાંય ઝાડીમાં અદશ્ય થઈ ગયો હોવો જોઈએ. પરંતુ મને ખાતરી હતી કે તેની રીતભાત જોતાં તે ભારે હિમ્મતવાન, ખંધો અને સાવચેત હોવો જોઈએ. અમારે અમારી સાવચેતી જરાય ઢીલી કરવી ન પાલવે. હું વિચાર કરતો હતો કે શું પેંતરો રચવો. અમારી સ્થિતિ વ્યૂહરચનાની દષ્ટિએ ઇચ્છવા જોગ ન હતી, કારણ કે અમે હજી ઝરમાં હતા અને અમારી બંને બાજુ કાંઠાની ઊંચાઈ હતી. મેં વિચાર કર્યો કે હવે અહીંથી બહાર નીકળી જવું જોઈએ. એકવાર બહાર નીકળી કાંઠા વટાવી ઉપર નીકળી જવાય તો વાઘની સરખામણીમાં અમારી સ્થિતિ ઓછી જોખમી બને, કારણકે અત્યારે તો કાંઠાની ઝાડીમાંથી અચાનક વાઘ ઉપરથી નીચે અમારા માથે તરાપ મારે તો અમારામાંથી એકાદને તો જરૂર ઘાયલ કરી નાખે. પછી ભલે બીજી ક્ષણે અમે તેનું ગરમાગરમ સ્વાગત કરીએ.

હું ચડવા માટે કાંઠો જોતો હતો ત્યાં અચાનક જમણી બાજુના કાંઠા ઉપર સૂકાં પાંદડાં ખડખડયાં અને એક સૂકી ડાળી ભાંગી. મેં મારી રાઈફલ ઊંચી કરી અને અવાજની દિશામાં તાકીને ઊભો. બીજી જ ક્ષણે વાઘની તોતીંગ મુખાકૃતિ જમણા ધાર ઉપર નજરે પડી. તે કૂદવાની તૈયારીમાં હતો. વખત ગુમાવવો પાલવે તેમ નહતું. મેં બરોબર તેના ગળાનું નિશાન લીધું. વાઘની અને મારી આંખો સામસામી મળી અને તે ખંચકાયો કે તરાપ મારવા ગયો તે હું નથી કહી શકતો પણ આંખના પલકારામાં તો મેં બહાર કરી દીધો. ભયંકર ઘુરઘુરાટી કરતો વાઘ નીચે આવી પડ્યો અને પડતાવેંત જ બે પગે ઊભો થવા ગયો, પરંતુ તે જ વખતે મેં તેના ખભા ઉપર બીજી ગોળી મારીને ઉથલાવી નાખ્યો. ઝડપથી પાછળ હટીને મેં મારા શિકારી આગળથી મારી બીજી રાઈફલ લઈ લીધી, પરંતુ તેની જરૂર ન પડી. લોહી નીતરતા વાઘની પડછંદ પણ રૂપાળી કાયા ધરતી ઉપર ઢળી પડી હતી અને પૂંછડીની અણી સિવાય આખા શરીરમાં ચેતનનાં કોઈ ચિહ્ન ન હતાં.

પરંતુ હજી મારી જિજ્ઞાસા તૃપ્ત થઈ ન હતી. અહીં મેં જે જોયું હતું તેથી મારા મગજમાં અનેક વિચારોની પરંપરા ચાલતી હતી. એ બધું અમંગળ અને ભારે વિચિત્ર હતું. મારી જિજ્ઞાસાનું મધ્યબિંદુ પેલું મંદિર હતું, વાઘને ત્યાં મરેલો છોડી અમે મંદિરની દિશામાં આગળ વધ્યા. હું સૌથી મોખરે હતો. હજી કંઈ અણધાર્યું બને તો મેં મારી ભરેલી રાયફલ બે હાથમાં પકડીને તૈયાર જ રાખી હતી. હું જેમ જેમ મંદિરની પાસે પહોંચતો હતો તેમ તેમ મારું હૃદય આશંકાથી ધડકતું હતું. કોઈ અગમ્ય પ્રેરણા મને કહી જતી હતી કે ત્યાં કંઈક અસાધારણ છે. ઊંચે ચઢાણ પૂરું થયું અને અમે ટેકરીની ટોચ ઉપર પહોંચ્યા. હું સાવચેતીથી આગળ વધ્યો. મને જોતાંવેંત તને થોડાક ગીધ મંદિરના ગર્ભદ્વાર પાસેથી દોડીને વિખેરાઈ ગયા, થોડાક કાગડા ઊડી ગયા, પાસે પીપળાના ઝાડ ઉપર બેઠેલાં ગીધડાં મને જોઈ રહ્યાં, અને જેવો હું મંદિરના મુખ પાસે આવ્યો કે જાણે વીજળીએ ઝટકો માર્યો હોય તેમ સ્તબ્ધ થઈ ગયો. મારો શ્વાસ રૂંધાવા માંડ્યો અને જાણે ઉપરાઉપર હથોડા પડતા હોય તેમ હૃદય ધડકવા લાગ્યું. મેં શું જોયું?

મંદિરનાં બાર ઉઘાડાં હતાં, વચ્ચે મહાદેવની લીંગ હતી, લીંગ ઉપર તાજાં ફૂલ અને ચંદન હતાં, ઉપર અચલધારામાંથી પાણી લીંગ ઉપર ટપકતું હતું, પાસે દીવો બુઝાઈ ગયો હતો, અને... જેનો આતમદીવડો પણ બુઝાઈ ગયો હતો એવા કોઈ વૈરાગી પૂજારીનો અર્ધખવાયેલ મૃતદેહ ઉંબરા ઉપર પડ્યો હતો! તેની ભયથી વ્યાકુલ બનેલી નિસ્તેજ આંખો આકાશ સામે મંડાયેલી હતી, તેના મરેલા મોં ઉપર ત્રાસ અને વેદનાની લાગણી થીજી ગઈ હતી. તેના બંને હાથ છાતી ઉપર આકાશ તરફ

[અનુસંધાન પાન ૧૪મે



સૌની પસંદગી





બાલમુકુંદ છાપ



તમાકુ નં. ૧

## સુવાસિત તપકીર

અત્યારસુધીની બીજી સુગંધી તપકીરોથી તદ્દન નિરાળી ને અજોડ છે
જેને અંગે તેની મૃદુ ચિરસ્થાયી, શીતળ સુવાસ ને સોનેરી રંગ
સૌ કોઈની પસંદગી મેળવી તેની ઉત્તમતા પુરવાર કરે છે.

# ઈશ્વર સ્નફ વર્કસ

પ્રોપ્રાયટર્સ: **ધોળકીયા વૃજલાલ છગનલાલ**

દરેક જાતની તપકીરના વેપારી

મુખ્ય દુકાન
આંબાચોક

**ભાવનગર**
(સૌરાષ્ટ્ર)

શાખા
શરાફ બજાર

# ભયંકર

મણિલાલ અલગારી

આ શોકની ભૂલ નથી થઈ. મીના રેસ્ટોરાં પાસે જ એને ઊભા રહેવા કહ્યું હતું મીનાક્ષી પાંચ વાગે આવવાની હતી પણ પાંચ ઉપર પંદર મિનિટ થયા છતાં મીનાક્ષી આવી નહિ તે રસ્તા ઉપર શૂન્યદૃષ્ટિથી જોઈ રહ્યો. ઑફિસો છૂટવાનો સમય હોઈ સેકડો ઉતારુ ઓથી ભરેલી ટ્રામ, બસ અને ટેક્ષીની રસ્તા પર ભારે ભીડ હતી. શિયાળાની નમતી સાંજ, દૂરનું મેદાન અને એની ઉપર ઝૂકી પડેલું આકાશ–બધું ય સુંદર હતું પણ એ જોતાં છતાંય અશોક કશું જોતો નથી. એની આંખ આગળ વારે વારે મીનાક્ષીની મૂર્તિ તરવરે છે–દીર્ઘાંગી ક્ષીણકટિ અને તન્વી મીનાક્ષી વૃષ્ટિથી ધોવાયલી આમ્રમંજરી જેવી કે ચાંદનીના ગોરા વાનવાળી મીનાક્ષી. દીર્ઘ મુખાકૃતિવાળી અને રસાળ ફળના પ્રલોભનભર્યા બે પુષ્ટ ઓષ્ટવાળી મીનાક્ષી મોટી મોટી આંખોને ખૂણે મર્મભેદી કટાક્ષવાળી મીનાક્ષી...

'ચાલો.'

અશોક ચમકી ગયો. આંખ આગળ તરવરતી મૂર્તિ ક્યારે સાકાર થઈને પાછળ આવી ઊભી રહી એની તેને ખબર ન રહી.

'આવી પહોંચી!'

'હા, ચાલો. વાર લાગી તે ગુસ્સો તો નથી ચડયો ને!'

'ચડયો'તો પણ તને જોઈને ઓગળી ગયો.'

મીનાક્ષીએ સ્મિત કર્યું પણ એમાં સરસતા કે ઉલ્લાસ નહોતાં અશોક કંઈ ન બોલ્યો. મૂંગો મૂંગો ફક્ત આગળ વધ્યો ને મીનાક્ષીને લઈને માનવમેદનીમાં મળી ગયો.

સાંજ નમતી જતી હતી સંધ્યાના લાલ પ્રકાશને દાબતું અંધારુ ઘેરાવા માંડ્યું શિયાળાની સાંજ હતી. મીનાક્ષીએ નીલ સાડી ને ઉપર કાશ્મીરી કોટ પહેર્યો હતાં–હાથમાં નાની એક બેગ હતી. કંઠીને લીધે એના ગાલ લાલચોળ થઈ ગયા હતા. અશોકને થંભીને ઊભા રહેવાની ઇચ્છા થતી હતી. ચાલતાં ચાલતાં મીનાક્ષીને સારી રીતે જોઈ ન શકાય.

'ક્યાં જશું, મીનાક્ષી?' તેણે પૂછયું.

મીનાક્ષીએ ગંભીર મુખે કહ્યું, 'ક્યાં જશું?'

'ફિરપોમાં?'

'ના.'

'કેસોનોવામાં.'

'ના.'

'સિનેમામાં?'

'ના.'

'ગાડી કરીને ફરશું?'

'ના.'

'ત્યારે કરશું શું?' અશોકે નવાઈ પામતાં કહ્યું. મીનાક્ષીને આજ શું થયું છે? કંઈ ખબર પડતી નથી.

મીનાક્ષીએ મૃદુ કંઠે કહ્યું, 'મેદાનમાં કોઈ એકાંત સ્થળે ચાલો...'

'કેમ?'

'માણસોની ભીરડી નથી ગમતી આજ.' અશોકે માથું ડોલાવી કહ્યું, 'શું કામ? તને આજે શું થયું છે મીના?'

હસવાનો પ્રયત્ન કરતાં મીના બોલી, 'ના, મને તો કંઈ નથી થયું, તમે બહુ વહેમીલા છો.'

બને મેદાન ભણી વળ્યાં. રાત ઢળી. ધુમ્મસવાળું અંધારું પોતાનું સામ્રાજ્ય જમાવવા લાગ્યું. દૂર શહેરના ઝાંખા બત્તીના થાંભલા બળી રહ્યા હતા. બેઉ મૂગા બેસી રહ્યા–પાસે પાસે, ઘણી વાર સુધી.

અંતે અશોકને અસહ્ય થઈ પડ્યું. આજની મીનાક્ષી એ મીનાક્ષી જ ન લાગી. રોજની હસતી ને વાચાળ મીનાક્ષી આજ આવી કેમ! જાણે ઓળખાતી પણ નથી મેદાનના આ એકાંતમાં, ધુમ્મસમાં તેમજ અર્ધ અંધકારમાં

મીનાક્ષીમાં અગાઉ જે વન્ય આવેગ જોયત થતો તે આજ ક્યાં !

'મીના !'

'હં...'

'તને આજ થયું છે શું !'

મીનાક્ષી મૂંગી થઇ ગઈ.

અશોક આકુળો થઈ ગયો. મીનાનાં હાથને આંચકો મારી કહ્યું, 'મારા સમ ન કહે તો. આજ તું આમ આટલી ગમગીન કેમ થઇ ગઇ છે ! શું થયું છે તને !'

કોઈ વિચારથી મીનાક્ષી, થર થર ધ્રૂજી ઊઠી. અશોકની વધારે નજીક જઇને બોલી, 'મને શું થયું છે એ આજ તમને કહીશ...'

'કહે ત્યારે.'

ગળે આવી ગઈ હોય એવા રૂંધાએલા અવાજે બોલી:

'ઘણું સહન કર્યું છે પણ હવે સહન નથી થતું.'

'કહે મીના શી વાત છે !'

'એક આદમી મારી પાછળ પડ્યો છે.'

મીનાક્ષીને છાતી સરસી દબાવી ખુબસૂરત કરી અશોકે પૂછ્યું, 'કોણ છે એ ! તારું એ શું બૂરું કરવા માગે છે ! બધી વાત ખુલાસાથી કહે, મીના.'

અશોકની છાતી પર માથું રાખી મીનાક્ષી બોલી: 'કહું છું–જરા નિરાંત વળવા દો.'

×

અશોકની ઊંઘ ઊડી ગઈ રાતના બાર વાગ્યા. ઉન્મત્ત દૈત્યની જેમ અશોક પોતાના ઓરડામાં આંટા મારતો હતો. પીડાદાયક અંતરના અનુભવથી ઓરડો પણ જાણે ભરાઈ ગયો હતો. ઘરનાં બધાં સૂઈ ગયાં હતાં–શેરી પણ નિઃશબ્દ. વચ્ચે વચ્ચે દૂરના ચાર માળના મકાનમાંથી પિયાનાના સૂર વહ્યા આવે છે–જાણે શીતાર્ત રાત્રિની છાતી ઉપર સૂરના તરંગ કોઈએ વહેતા મૂક્યા છે !

અશોક તરફડે છે. કેમેય તે ભૂલી શકતો નથી. મીનાક્ષીને તે ચાહે છે. બાળપણથી તે એને જોતો આવ્યો છે. તે એના પિતાના મિત્રની દીકરી છે. મીનાક્ષીના પિતાને સારી નોકરી હતી. બેએક વરસ પર ગુજરી ગયા હતા. બંને કુટુંબના ગાઢ સંબંધને લીધે તેમને હળવા–મળવાની નિરંકુશ છૂટ હતી. પરિણામે બીજમાંથી અંકુર, અંકુરમાંથી મોટું ઝાડ થયું હતું. એકબીજાને જોઇને થતી પ્રસન્નતાની લાગણી–સારું લાગવાની અનુભૂતિ અંતે પ્રેમના દુર્નિવાર અને પ્રખર અનુભવમાં રૂપાંતર પામી હતી.

અશોક મીનાક્ષીને ચાહે છે એ કોઇની અજાણી વાત નથી. બંને કુટુંબના તેમ જ સમાજના માણસોએ એ જાણીને કબૂલ પણ કરી લીધી હતી. એમાં કોઇ પાછળ લાગ્યો છે ને મીનાક્ષી પાછળ પડ્યો છે. આજ સાંજે મેદાનમાં મીનાક્ષીએ એ જ વાત કહી–ગભરાતાં બીતાં ઘણા દિવસથી એ લાલસાતુર જાનવર પોતાના લોલુપ નખદાંત દેખાડ્યા કરે છે પણ મીનાક્ષી શરીરે લાગવા દેતી નથી. પણ

---

પાન ૧૨નું ચાલુ]

મૂંગી પ્રાર્થનામાં જોડાયેલા હતા, જાણે તે કહેતા હતાઃ 'ઓ સર્જક, ઓ માલિક, તું મારું વેર વાળજે અને આ જંગલના ભલાભોળા માણસોને મારા જેવા કમભાગ્યમાંથી બચાવજે. આ જંગલની મંગલ સૃષ્ટિને તું પાછી દરખાવજે.'

પૂજારી કોઇ અજાણ્યો આવી ચડેલો વૈરાગી હશે. જ્યારે મનુષ્યના અંતઃકરણના ઊંડાણથી આહ અને નિઃશ્વાસ નીકળે છે, જ્યારે તેના અંતરાત્માના મર્મસ્થાનેથી પ્રાર્થનાનો પોકાર નીકળે છે ત્યારે ઈશ્વર તે જરૂર સાંભળે છે. પૂજારીની આ ઊંડી પ્રાર્થના હતી અને પ્રકૃતિના પિતાએ તેનો સ્વીકાર કર્યો હતો.

આજથી આ જંગલ અને પહાડોની મંગલ સૃષ્ટિના દરવાજા કિસાન, કઠિયારા અને બધા લોકો માટે ઊઘડી ગયા.

[ અમીષ વ્યાસ

દિવસથી મૂંગા મૂંગા તે આ બધું સહેતી આવી છે પણ સહનશીલતાની ય હદ હોય છે. એટલે જ બધી વાત અશોકને ખુલાસાથી કરી નાખી. એના મનમાં એનો ભય પેસી ગયો હતો

પણ બધું કહેવા છતાં મીનાક્ષીએ એક વાત કહી નહોતી—એ પશુનું નામ. એ કોણ છે અને કેવી રીતે પજવે છે; એમાંનું એણે કંઈ કહ્યું નહીં પણ પોતે આફતમાં છે એટલું જણાવ્યું હતું. સાથે એમ પણ કહ્યું કે ભય જેવું કંઈ જણાશે તો નામઠામ પણ કહેશે એ પણ કહ્યું કે એ પશુનું વર્તન બહુ અપમાન-જનક, અને અસંત નિર્લજ્જ છે, તેમ જ એની માગણી પણ અત્યંત અશ્લીલ છે.

અશોક બેચેન ચિત્તે ઓરડામાં આંટા મારી રહ્યો હતો. ઘડિયાળનો કાંટો ફર્યે જતો હતો. શિયાળાની રાત અસ્વાભાવિક નિસ્તબ્ધતાથી ભારેખમ થઈ ગઈ કોઈ મદોન્મત્ત દૈત્યની માફક અશોકની છાતી ખુન્નસથી ફૂલવા લાગી. વારુ, જોઉં છું—આજ નહીં તો કાલ પણ જ્યારે એ બદમાશ હાથ આવશે ત્યારે તેનો હડિયો ઝાલી એને બતાવી આપીશ કે અશોકની મીનાક્ષી એકલા અશોકની જ છે—બીજા કોઈની ય નહીં. મીનાક્ષીના દેહ પર એ જાનવરે ભૂલથી સ્પર્શ પણ જો કર્યો છે તો તે અરણ્યનો આદિમ કાયદો પોતાના હાથમાં લઈ લેવાનો.

એની આંખોની લાલાશને વધારે ઘેરી કરી રાત વીતી ગઈ. દિવસ પણ વીત્યો. એ બધો વખત તે મૂગો મૂંગો જ બેઠો રહ્યો. મીનાક્ષીને આવવાનો વાયદો હતો. હજી સુધી ન આવી તેથી તે ચિંતાતુર થઈ ગયો. શું થયું હશે ? એની તબિયત તો ખરાબ નહીં હોય ? કે પછી પેલો માણસ તેની પાછળ પડ્યો છે ? અશોક ખાનદાન જમીનદારનો નબીરો છે. તેના લોહીમાં પૂર્વજોનો દુર્દમ આવેગ હતો—અણુ-પલોટ આરબી ઘોડાના ઉદ્દામ આવેગ જેવો.

ઝભ્ભો ચડાવી અશોક બહાર નીકળી ગયો. મીનાક્ષીનું ઘર પાસે જ હતું. ફક્ત દશ મિનિટનો જ રસ્તો. ડાફુ ભરતો પાંચ મિનિટમાં જ પહોંચી ગયો ને સાદ કર્યો, 'મીના—મીના !'

મીનાને સાદ કરતાં કરતાં અંદર ગયો. અંદર બહુ જ જૂજ માણસો હતાં. મીનાની નાની બહેન ખુકુ, નાનો ભાઈ ઝીતુ અને મીનાક્ષીની મા.

'મીના...'

'કોણ ?' મીનાની માએ જવાબ આપ્યો ને બહાર આવીને બોલ્યાં, 'ઓહ, અશોક !'

'કાકીમા, મીના ક્યાં ?'

'ક્યાંય ગઈ છે. તારે ઘેર નથી આવી ?'

'ના, મા.'

'તો રામ જાણે ક્યાં ગઈ.'

'વારુ.' એમ કહી ઘડીક વિચારી બોલ્યો, 'વારુ, હું થોડી વાર એની રાહ જોઉં છું, કાકીમા.'

'બહુ સારું, બેસને. આ મૂકું છું.'

જતાં પહેલાં એકાએક મીનાની માએ અશોકના મોં સામે જોયું. લાલ આંખો, વેરવિખેર વાળ ને સફું ઊતરેલ મોં ! તેઓ બોલ્યા, 'અશોક...'

'કેમ—શું મા !'

'તને શું થયું છે !'

'કંઈ...ના મને કંઈ નથી થયું મા.'

'ખાઈ્યો તો નથી ને !'

'ના, કાકીમા.'

મીનાની મા ચાલ્યાં ગયાં.

પા કલાક, અડધો કલાક એમ થતાં થતાં થોડા કલાક વહી ગયા. સાંજ પડી. રાત પડી તો ય મીનાક્ષી આવી નહીં. અંતે ગુસ્સે થઈ અશોક ઘરે પાછો ફર્યો. મીનાક્ષી તે કેવી છે ! ઘરે કંઈ કહી પણ નથી ગઈ ! અશોકને પણ કઈ જણાવ્યું નથી—ક્યાં ગઈ હશે ?

ઘરે આવતાં એને ગૂંગળામણ થવા લાગી. પોતાનો ઓરડો જાણે ભારે હવાથી ભરેલ છે ! આના કરતાં તો મીનાક્ષીના ઓરડામાં બેસી

રહ્યો હોત સારું. મીનાક્ષી નહોતી પણ ત્યાંની હવામાં તેના દેહની મૃદુ સૌરભ હતી. એક મિનિટ એક યુગ જેવી થઈ પડી–અપાર કાળ-સિંધુ. અશોક અકળાઈ ગયો. આજ મીનાક્ષીનો મેળાપ ન થયો! પણ એ ગઈ ક્યાં? એકાએક કંઈક વિચાર આવતાં અશોક ધ્રુજી ગયો. એનાં જડબાં સખત થઇ ગયાં. મીના કંઈ મુશ્કેલીમાં તો નહીં મુકાઈ હોય? પેલો પણ એની પાછળ તો નહીં પડ્યો હોય ને?

ઘરમાં રહેવું અસહ્ય થઈ પડ્યું. ધીમે પગલે નીચે ઊતર્યો. પણ બેઠકખાનામાં જતાં જ તે થંભી ગયો. એક મોટર આવીને ઊભી. એમાંથી તેના બાપા નીચે ઊતર્યા. અશોક ઓથે લપાઈ ગયો. બાપાનો મિજાજ ભારે કડક છે. બાપા ભાળી જાય તો ભોગ મળે. તેમની દેખતાં નીકળવું ઠીક નહીં.

તેના બાપા અંદર ગયા. બેઠકખાનું ઓળંગી દાદરો ચડી ઉપર જતા રહ્યા. એટલે અશોક ઓથેથી બહાર નીકળ્યો. બહાર શિયાળાની રાત, ગાઢું ધુમ્મસ ને રસ્તા લગભગ નિર્જન. પ્રેતલોકના દીવાઓ જેવા ઝાંખા ગેસના દીવાના થાંભલા ઊભા છે. તેની વચ્ચે થઈને અશોક દોડ્યો. ઘડીના છઠ્ઠા ભાગમાં મીનાક્ષીના ઘરે આવી કડું ખખડાવ્યું.

ચાકરે બારણું ખોલી નાખ્યું.

મીનાની મા વરંડામાં હતાં. નવાઈભેર પૂછ્યું, 'પાછો કેમ આવ્યો બેટા–આટલી મોડી રાતે?'

'કાકીમા, મીના આવી? એનું થોડું જરૂરી કામ છે.'

'હા, આ ઓરડામાં છે.'

અશોક તે ઓરડામાં ગયો. મીનાક્ષી નીલ સાડી અને કાશ્મીરી ઊનનો કોટ પહેરીને બેઠી હતી. થોડી વાર પહેલાં જ આવેલી.

'મીના...' અશોક બોલ્યો.

મીનાક્ષી કંઈ ઊંડા વિચારમાં હતી. અશોકનો અવાજ સાંભળી અત્યંત ચોંકી ગઈ. કોઈ અજાણ્યા ત્રાસથી હરણીની જેમ તેની આંખો પહોળી થઈ ગઈ. અશોકે તે વિસ્મયપૂર્વક નિહાળ્યું. મીનાક્ષીના મુખ ઉપર એક પ્રકારની વિયોગની છાપ હતી. વાળ વીખરાયેલા, આંખ નીચે કાળી છાયા, કપાળમાં કરચલી, ગાળ ચોળાયેલા, જાણે ઘર બળી ગયેલા માણસ જેવી સ્થિતિ!

અશોક તેની નજીક જઈને ઊભો રહ્યો. પૂછ્યું, 'શું થયું છે, મીના!'

મીનાક્ષીએ કંઈ જવાબ ન આપ્યો.

અશોકે મીનાક્ષીનું મોઢું ઊંચું કરી પોતાનું મોઢું એની તરફ લંબાવ્યું. પણ મીનાક્ષીએ જોરથી હાથ ઠેલી આર્ત કંઠે કહ્યું, 'ના...'

'કેમ?'

'મને તમે અડશો મા.'

વિસ્મયમૂઢ થઈ અશોકે પૂછ્યું, 'કેમ, મીના!'

મીનાક્ષીની આંખો ત્યારે લોહીથી લાલ-ઘૂમ થઈ ગઈ, નસકોરાં ફૂલવા લાગ્યાં. હોઠ કંપવા લાગ્યા.

અશોક તેના ગોઠણ પાસે નીચે બેસી ગયો. બીતાં બીતાં મૃદુકંઠે પૂછ્યું, 'થયું છે શું મીના? કહે તો.'

મીનાક્ષીનું હૃદય ભરાઇ આવ્યું બે હાથે મોં ઢાંકી રડી પડી. બોલી, 'આજ મને રાહુ ગ્રસે છે.'

અશોક ઊભો થઈ ગયો. ઓરડાનાં બારણાં બંધ કરી આવ્યો. સખત થઈ બોલ્યો, 'આજ બધી વાત–જરા યે જરા મને ખુલાસાથી કહે.'

ત્યાર પછી મીનાક્ષીએ બધી વાત કહી. પેલો લાલસાતુર પાગલ ઘણા દિવસથી પોતાના નખદાંત ઘસીને તીણા કરતો હતો. આજ ઓચિંતા તેણે ખોટું બહાનું બતાવી તેને ગાડીમાં ઉપાડી લીધી. ત્યાર પછી ઘણે ઠેકાણે ગાડી ફેરવી એક હોટલમાં લઈ ગયો. નાસ્તાની સાથે પેય પદાર્થમાં કંઈ કડવી વસ્તુ પીવરાવી દીધી –કદાચ દારૂ હશે. ધીમે ધીમે ભાન જવા માંડ્યું

એટલે હોટેલના એક ઓરડામાં એને લઈ ગયો. ત્યાર પછી...ત્યાર પછી દારૂના ઘેનથી મત્ત એ અર્ધભાન-બેભાન અવસ્થામાં તેણે તેનું સર્વસ્વ નષ્ટ કર્યું. વાત પૂરી થઈ જડ-પિંડની જેમ અશોક મૂંગો બેસી રહ્યો-ઘણી વાર સુધી. ઓરડામાં તેઓ બંનેએ એક-બીજાના ઉત્તેજિત ને ઉતાવળા ચાલતા શ્વાસ-પ્રશ્વાસ ઘણી વાર સુધી સાંભળ્યા.

એકાએક અશોક દબાયેલા કંઠે બોલ્યો, 'હું એનો બદલો લઈશ.' એના બોલવામાં ભયંકર પ્રતિજ્ઞા પ્રતિધ્વનિત થઈ.

સળગતી આંખે મીના બોલીઃ 'લઈ શકશો?' અશોક બોલી ઊઠ્યોઃ 'જરૂર, પણ એ છે કોણ?' મીનાક્ષીએ લાચારીથી માથું ધુણાવી કહ્યું: 'એનું નામ નહીં કહી શકું. જોતાં જ તમે ઓળખી શકશો. પણ મહેરબાની કરીને મને તમે બચાવો. એ તો રાહુ છે અને એકવાર ગ્રસીને શું તે છોડી મૂકનારો છે! ના, ના એ તો હજી બીજી વાર આવશે-વારે વારે આવશે.

અશોક છાતી કાઢીને બોલી ઊઠ્યોઃ 'હું બતાવી આપીશ એને...તું બીશ નહીં. પણ કઈ રીતે તને બચાવું. તું એનું નામ શું કામ છુપાવે છે?'

'હવે નહીં છુપાવું-પણ આજે નહીં કહું. કાલે સાંજે હું તેને પેલા મેદાનના એકાંત સ્થળે લઈ આવીશ. બરોબર તમે છ વાગે આવજો ત્યાં. જાતે એને જોજો ને વેર વાળજો. કેવળ ત્યારે જ તમને ખબર પડશે કે હું કેમ એનું નામ કહી શકતી નથી.'

ખરાબ સોણા જેવી દુઃખદ શિયાળાની રાત જાણે કેમે ય પૂરી થતી નથી. નરક જેવી ગોઝારી રાત આખરે બે લાલ લાલ એ નિંદ્રા-હીન આંખો સામે ધીમે ધીમે વીતી ગઈ. તપેલા મગજથી અશોક ઓરડામાં આંટા મારવા લાગ્યો. એનાથી એ કેમેય ભુલાતું નથી. કોણ-કોણ છે એ માણસ! વારુ આજ સાંજે જ એનો ફેંસલો થઈ જશે. પણ તો ય સમજાતું નથી. એની જાવાકુસુમના ફૂલ જેવી લાલઘૂમ આંખો આગળ બિભત્સ દૃશ્ય ખડું થતું. રાહુની જેવો એક ભયંકર માણસ જાણે મીનાક્ષીને બળાત્કારે વળગી પડ્યો છે, ચુંબન કરે છે, તેનાં કપડાં ચૂંથે છે અને તેના કૌમાર્યની નિષ્કલંક શુચિતા ભ્રષ્ટ કરે છે.

સમય-અસહ્ય કંટાળાજનક સમય વીતવા લાગ્યો. બપોર વીતી.

ઓચિંતાં બપોરે મીનાક્ષીને પોતાને ઘરે જોઈ નીચે ઊતરવા દાદરના પહેલે પગથિયે પગ મૂકેલો. 'તું અત્યારે અહીં ક્યાંથી!' અશોકે પૂછ્યું.

મીનાક્ષીએ કહ્યું: 'માએ મોકલી હતી-માસી પાસે.'

'વારુ. કેમ ચાલી! ઘડીક બેસને.'

'ના, પણ ક્યાં મળવાનું છે એ યાદ છે ને?'

અશોકે માથું ધુણાવી કહ્યું: 'હા બરોબર યાદ છે.'

મીનાક્ષી તેની સામે જોઈ બોલીઃ 'એટલે જ હું નહીં બેસું અને ત્યાં આવો તો આગળથી નહીં પણ પછવાડેથી આવજો હં...'

'વારુ.'

મીનાક્ષી દૃઢ પગલે નીચે ઊતરી ગઈ. અશોકની બંને મૂઠીઓ લોઢાના દડા જેવી કઠણ થઈ ગઈ. યાદ કેમ ન હોય! યાદ છે-બધુંય યાદ છે! આજે સાંજે જ એ શયતાનનો સામ-સામી ભેટો કરશે અને એને ખબર પાડી દેશે. એવી ખબર......જૂના જમાનાના જમીનદારો જેઓ રૂપસુંદરીને માટે જાન દેતા ને જાન લેતા તેઓનું જ લોહી તેની નસોમાં વહે છે. હા, તે કેમે ય તેને નહીં છોડે.

દાદરા ભણી એણે કાન માંડ્યા. બાપાનો નીચે ઊતરવાનો સમય થયો હતો. તેઓ નીચે ઊતરે કે તેમના ઓરડામાં જવાનું છે. પલંગ પાસે જે નાનું ટેબલ છે તેના ઉપલા ખાના-

માંથી એક સાયલન્સર ઓટોમેટીક રીવોલ્વર લેવાની છે—એની કદાચ જરૂર પડે.

શિયાળાની સાંજ—પાંચ વાગતા જ અંધારું થઇ ગયું. રાજમાર્ગની ભીડમાંથી અશોક બહાર નીકળ્યો અને મેદાન ભણી પગલાં માંડ્યાં. પાંચસાત મિનિટમાં જ તે ત્યાં પહોંચી જશે બંને લમણાની રગો થડકી રહી છે દેહની નસો ધનુષ્યની દોરીની માફક તંગ થઇ ગઈ છે. પગથી તે માથા સુધી લાવા જેવો ગરમ રક્તસ્રોત ચડઉતર કરી રહ્યો છે. ટ્રાઉઝરના ગજવામાં જમણો હાથ રીવોલ્વરના હાથા ઉપર મૂકી રાખ્યો છે!

ઝાંખથી અંધારું ઘેરું થઈ રહ્યું હતું. મેદાન ઉપર કાચા કોલસાના ધુમાડા જેવું ધુમ્મસ પથરાઈ ગયું હતું. અશોક તેમાં રહીને આગળ વધ્યો—દઢ પગલે અને દૂર દૃષ્ટિ ફેંકીને.

ઓચિંતા તે થંભી ગયો. તે પાસે જ આવી પહોંચ્યો હતો. પંદર હાથ છેટે કૃષ્ણચૂડાના ઝાડની નીચે એક બાંકડા પર મીનાક્ષી બેઠી છે. એનું પડખું ઘસીને બીજું પણ કોઈ બેઠું છે. તે જ એ—પેલો ભૂખ્યો ગઠ્ઠુ જ.

છેટે એક ગેસલાઈટ બળે છે. તેના ઝાંખા પ્રકાશમાં ફક્ત મીનાક્ષી જ આછી આછી ઓળખાઈ. પેલો માણસ ન ઓળખાયો. અશોકે ઘડિયાળ જોઈ—છને બે મિનિટ. ત્યારે તો એ જ બે જણાં.

એકાએક મીનાક્ષીએ ધડ ફેરવી બાજુ જોવા નજર કરી. અશોકે તે જોયું. તરત જ તેણે મોં ફેરવી લીધું. અશોક પણ તરત જ ઝાડ ઓથે લપાઈ ગયો.

તે માણસ જુવાન નથી એમ આછું આછું કળાયું. તોપણ નરોગી, ધનવાન અને અવિચારી હોય એમ લાગવું કોણ કહી એ? અદમ્ય કુતૂહલથી અશોક ધ્રૂજવા લાગ્યો રિવોલ્વરના હાથા ઉપર હાથની પકડ સખ્ત થઈ.

એવામાં પેલા માણસે મીનાક્ષીને પોતાની બાથી ખેંચી. મીનાક્ષી બોલી ઊઠી, 'ના...'

ગજવામાંથી રિવોલ્વર કાઢી અશોક આગળ વધ્યો. મીનાક્ષીનો અવાજ ફરી સંભળાયો, 'ના...ના.' પેલો માણસ ખડખડ હસ્યો, 'પણ હવે શું બાકી રહ્યું છે?–કહે તો.'

અવાજ જાણે પરિચિત હોયની! પણ ઉપરાઉપર બે ગોળી છૂટી ગઈ હતી. પેલો માણસ હાંફાંફા થઈ ગયો—મીનાક્ષીને છોડી દીધી. ઊભા થઈને ઊભો થવા જતાં ધુમરડી ખાઈ ઘાસ પર ઊંધે મોંએ ઢળી પડ્યો. પછી કંઈ અવાજ ન નીકળ્યો.

મીનાક્ષી બાંકડા પરથી ઊઠી અશોક સામે ફરીને ઊભી રહી. રિવોલ્વર ગજવામાં નાખી અશોક આગળ વધ્યો પેલા માણસનું માથું ફેરવીને મોં જોવાની કોશિશ કરી આસપાસ ક્યાંય કાળો કાગડોય નથી. ભાગતાં થોડી વાર કરે તોય કંઈ હરકત નથી. દૂર એક ગેસલાઈટ બળતી હતી તેના ઝાંખા અજવાળામાં અશોકે પોતાના શત્રુનું મુખ જોયું—જોયું ને થર થર શરીર ધ્રૂજવા માંડ્યું.

મીનાક્ષી પાસે આવી, તેના ખભે હાથ મૂકી મુલાયમ કંઠે બોલી ગઈ, 'જલદી ચાલો, કોઈ આવે તે પહેલાં ભાગી જઇએ.'

મીનાક્ષીની સામે જોઇ અશોકને ડર લાગ્યો. તે ઊઠ્યો. બે હાથે મીનાક્ષીને ધકેલી દીધી—જાણે કે કોઇ અણુધારી વિભિષિકા આગળ તે ઊભો હોય એમ તેને લાગ્યું. એકાએક તે દોટ મૂકીને ભાગ્યો—ભૂત દેખીને માણસ ભાગે તેમ.

'અશોક...અશોક આમ મને છોડીને ન જાઓ. મને સાથે લેતા...' મીનાક્ષીનો એકાકી ને આર્ત સાદ સંભળાયો.

અશોક વધારે વેગે દોડવા મંડ્યો. એને ભય પેસી ગયો હતો. મનુષ્યનું ખૂન કર્યું હતું એટલે નહીં—એ વૃત્તિ તો તેના લોહીમાં જ હતી. પણ મીનાક્ષી માટે તેણે તેના પિતાનું જ ખૂન કર્યું હતું તેથી.

[ શ્રી નવેન્દુ ઘોષની બંગાળી વાર્તાનો અનુવાદ

# પાયખાનાનો લોટો

રસનિધિ

પૂજાનાં વાસણના કિસ્સાની વાત મેં જ્યારે લક્ષ્મીચંદ શેઠને કરી ત્યારે તેમણે માથું ધુણાવ્યું અને કહ્યું: 'આ વાત જોક છે ઠીક પણ મારા અનુભવની વાત છે તેના જેવી નહીં. મારી વાત તમે સાંભળો તો તમે કાનની બૂટ પકડો.'

મેં આતુરતાથી પૂછ્યું: 'એવું શું બન્યું હતું?'

તેમણે હસીને કહ્યું: 'તમારી વાત પૂજાનાં વાસણની છે તો આ વાત પાયખાનાના લોટાની છે.'

મેં જરા અજાયબીથી કહ્યું: 'પાયખાનાના લોટાની! એ વળી શું?'

લક્ષ્મીચંદ શેઠે લહેરમાં આવતાં કહ્યું: 'બુદ્ધિ કોઈના બાપની છે! તમને તો ખબર હશે. આ કન્ટ્રોલ આવ્યો ત્યાર પહેલાં મારી સ્થિતિ સાવ ઘસી ગયેલી. બેનનાં લગ્ન કર્યાં એમાંથી બેહજાર રૂપિયા લીધા હતા ઘરનો વરો અને કોઈ વખત આવતી દુકાનની ખોટ હું એમાંથી કાઢતો હતો. કરીયાણાનો વેપાર હતો. આપણે માલ ખરીદો હોય તેથી ઓછે કોઈને પડતર પડે તો તે ઓછે ભાવે વેચે ત્યારે આપણે પણ ઘરાગી જાળવવા ઓછે ભાવે વેચવું જોઈએ. એટલે ખોટનો ધંધો પણ થઈ જતો. ઉઘરાણીમાં થોડ ઘણા દાઝે એટલે મારી સ્થિતિ નબળી પડી ગઈ હતી. દુકાનમાં બે ત્રણ ગૂણ જારની અને પાંચેક ગૂણ કઠોળની, બેત્રણ ગૂણ ઘઉં—બાજરાની, એકાદ ગૂણ ચોખાની—એમ દુકાન ચાલતી હતી મન જાણે કે દુકાને બેઠા છીએ પણ ધંધામાં ઝાઝો કસ નહોતો.

એટલામાં કન્ટ્રોલ આવ્યો અને ચોકખો નફાનો ધંધો થયો વગર પગદમાં જાવનો મોટો ફેર એટલે વધારે લોક એ ધંધો પણ ફળી ગયો. આમ ચારે કોરથી અમારે તો હાસલનો ધંધો શરૂ થયો. વળી શેકડેથી વેપાર એટલે ઉઘરાણી દાઝવાની મુદ્દલે બીક નહીં. ઘરાગોને કહી દીધું કે ભાઈ, અમારે પણ રોકડેથી લાવવું પડે છે એટલે ઉધાર દીધું પાલવે એમ નથી. અણસમજુને કહેતા: ભાઈ, સરકારે ઉધાર દેવાની ના પાડી છે. કાયદા પ્રમાણે તો ચાલવું જ જોઈએ ને! શું કરીએ. અને ઘરાગ જખ મારીને માલ લઈ જાય. બીજે મળે ક્યાંથી?

શરૂઆતમાં મારી બૈરીના રહ્યાસહ્યા દાગીના વેચીને મેં દુકાન રાખેલી અને માલ લાવવાની ગોઠવણ કરી લીધી દેવાળાનો વખત હતો તેની જગ્યાએ હશે તો વધારે પણ તમે માનો છો તેમ લાખ બેલાખ તો ગાંઠે થઈ ગયા છે. અને અત્યારે તરતો થઈ ગયો છું. પણ એમાં મને પાર વગરની મુશ્કેલી પડી. બીજો તો વેઠી ન શકે. સૌને રાજી રાખવાના. ઇન્સ્પેક્ટરોનો રાફડો ફાટ્યો હતો. કન્ટ્રોલ ઇન્સ્પેક્ટર, કરીયાણ, કોટન ને યાર્ન ઇન્સ્પેક્ટર, લાયસન્સ ઇન્સ્પેક્ટર, રેશનિંગ ઇન્સ્પેક્ટર, પોલીસ ઇન્સ્પેક્ટર, એક્સાઈઝ ઇન્સ્પેક્ટર, કોર્ડન લાઈન ઇન્સ્પેક્ટર, કેળવણીના ઇન્સ્પેક્ટર, સુધરાઈના ઇન્સ્પેક્ટર, ટપાલના ઇન્સ્પેક્ટર, એમ ગણ્યા ગણાય નહીં એટલા ઇન્સ્પેક્ટરો ફૂટી નીકળ્યા હતા. ક્યા ઇન્સ્પેક્ટરનું શું કામ એની શી ખબર પડે! સૌને રાજી રાખવાના હતા. અને એમાંથી રળવાનું હતું. મારું ગાડું એમ ચાલ્યા કરતું હતું. મારું નામ લેવાની કોઈની હિંમત થતી નહોતી. કારણ કે મોટાથી નાના સૌ મારા જાણીતા હતા–સૌને હું જાણતો હતો. મારા હાથમાં સૌની ચોટલી એટલે એકબીજાની કેડથી બધું ચાલતું.

એમાં એક વખત ડેપ્યુટી સાહેબની બદલી થઈ અને નવા ડેપ્યુટી આવ્યા. તે જુદી જાતના નીકળ્યા. એમને મનાવવા મેં ઘણાક

માથી એક સાયલન્સર ઓટોમેટીક રીવોલ્વર લેવાની છે—એની કદાચ જરૂર પડે.

શિયાળાની સાંજ—પાંચ વાગતા જ અંધારું થઇ ગયું. રાજમાર્ગની ભીડમાંથી અશોક બહાર નીકળ્યો અને મેદાન ભણી પગલાં માંડ્યાં. પચ્ચિસ ત મિનિટમાં જ તે ત્યાં પહોંચી જશે બંને લમણાની રગો થડકી રહી છે. દેહની નસો ધનુષ્યની દોરીની માફક તંગ થઇ ગઇ છે. પગથી તે માથા સુધી લાવા જેવો ગરમ રક્તસ્રોત ચડઊતર કરી રહ્યો છે. ટ્રાઉઝરના ગજવામાં જમણો હાથ રીવોલ્વરના હાથા ઉપર મૂકી રાખ્યો છે!

ઝડપથી અંધારું ઘેરું થઇ રહ્યું હતું. મેદાન ઉપર કાચા કોલસાના ધુમાડા જેવું ધુમ્મસ પથરાઇ ગયું હતું. અશોક તેમાં રહીને આગળ વધ્યો—દૃઢ પગલે અને દૂર દૃષ્ટિ ફેંકીને.

ઓચિંતો તે થંભી ગયો. તે પાસે જ આવી પહોંચ્યો હતો. પંદર હાથ છેટે કૃષ્ણચૂડાના ઝાડની નીચે એક બાંકડા પર મીનાક્ષી બેઠી છે. એનું પડખું ઘસીને બીજું પણ કોઇ બેઠું છે. તે જ એ—પેલો ભૂખ્યો ગલુ જ.

છેટે એક ગેસલાઇટ બળે છે. તેના ઝાંખા પ્રકાશમાં ફક્ત મીનાક્ષી જ આછી આછી ઓળખાઇ. પેલો માણસ ન ઓળખાયો. અશોકે ઘડિયાળ જોઇ—છ ને બે મિનિટ. ત્યારે તો એ જ બે જણાં.

એકાએક મીનાક્ષીએ ઘડ ફેરવી પાછળ જોવા નજર કરી. અશોકે તે જોયું. તરત જ તેણે મોં ફેરવી લીધું. અશોક પણ તરત જ ઝાડ ઓથે લપાઇ ગયો.

તે માણસ યુવાન નથી એમ આછું આછું કળાયું.–તોપણ તે રોગી, ધનવાન અને અવિચારી હોય એમ લાગ્યું કોણ હશે એ? અદમ્ય કુતૂહલથી અશોક ધ્રૂજવા લાગ્યો. રિવોલ્વરના હાથા ઉપર હાથની પકડ સખત થઇ.

એવામાં પેલા માણસે મીનાક્ષીને પોતાની બાથું ખેંચી. મીનાક્ષી બોલી ઊઠી, 'ના...'

ગજવામાંથી રિવોલ્વર કાઢી અશોક આગળ વધ્યો. મીનાક્ષીનો અવાજ ફરી સંભળાયો, 'ના...ના.' પેલો માણસ ખડખડ હસ્યો, 'પણ હવે શું બાકી રહ્યું છે?—કહે તો.'

અવાજ જાણે પરિચિત હોયની! પણ ઉપરાઉપર બે ગોળી છૂટી ગઇ હતી. પેલો માણસ હાંફળોફાંફળો થઇ ગયો—મીનાક્ષીને છોડી દીધી. ઓપ કરી ઊઠીને ઊભો થવા જતાં ઘુમરડી ખાઇ ઘાસ પર ઊંધે મોઢે ઢળી પડ્યો, પછી કંઇ અવાજ ન નીકળ્યો.

મીનાક્ષી બાંકડા પરથી ઊઠી અશોક સામે ફરીને ઊભી રહી. રિવોલ્વર ગજવામાં નાખી અશોક આગળ વધ્યો. પેલા માણસનું માથું ફેરવીને મોં જોવાની કોશિશ કરી આસપાસ ક્યાંય કાળો કાગડોય નથી. ભાગતાં થોડી વાર કરે તોય કંઇ હરકત નથી. દૂર એક ગેસલાઇટ બળતી હતી તેના ઝાંખા અજવાળામાં અશોકે પોતાના શત્રુનું મુખ જોયું—જોયું ને થર થર શરીર ધ્રૂજવા માંડ્યું.

મીનાક્ષી પાસે આવી, તેના ખભે હાથ મૂકી મુલાયમ કંઠે બોલી ગઇ, 'જલદી ચાલો, કોઇ આવે તે પહેલાં ભાગી જઇએ.'

મીનાક્ષીની સામે જોઇ અશોકને ડર લાગ્યો. તે ઊઠ્યો. બે હાથે મીનાક્ષીને ધકેલી દીધી—જાણે કે કોઇ અશુધારી વિભિષિકા આગળ તે ઊભો હોય એમ તેને લાગ્યું. એકાએક તે દોટ મૂકીને ભાગ્યો—ભૂત દેખીને માણસ ભાગે તેમ.

'અશોક....અશોક આમ મને છોડીને ન જાઓ. મને સાથે લેતા...' મીનાક્ષીનો ઓચિંતાનો તે આર્ત સાદ સંભળાયો.

અશોક વધારે વેગે દોડવા મંડ્યો. એને હાંફ ચઢી ગયો હતો. મનુષ્યનું ખૂન કર્યું હતું એટલે નહીં—એ વૃત્તિ તો તેના લોહીમાં જ હતી. પણ મીનાક્ષી માટે તેણે તેના પિતાનું જ ખૂન કર્યું હતું તેથી.

[ શ્રી નરેન્દ્ર ઘોષની બંગાળી વાર્તાનો અનુવાદ

છો ? મારો લોટો ઓવરાવવો છે ! સાહેબ જાણશે તો મારા બાર વાગી જશે.'

મેં તેના હાથમાં દસ રૂપિયાની નોટ સરકાવી દીધી. સવારના પ્હોરમાં લક્ષ્મીનાં દર્શન થયાં એટલે તે ધીમો તો પડ્યો. પણ પોતાનાથી કાંઈ થઈ શકશે નહીં એવી ઘસીને ના કહી.

તેણે અકળાઈને કહ્યું: 'શેઠ હવે તમે જાવ. હમણાં સાહેબ જાગશે જાગીને તરત જ પાયખાને જાય છે એટલે લોટો ભરવા મને સાદ મારશે. તમને જોશે તો ફાળે થશે. માટે કૃપા કરીને તમે જાવ.'

એટલામાં ટોકરી વાગી. મેં મહમદના હાથમાં બીજી દસની નોટ મૂકી દીધી અને કહ્યું: 'સાહેબનો પાયખાનાનો લોટો હું ભરીને મૂકી દઉં છું. તું મને પાયખાનું બતાવીને પછી જા. તને રોક્યો છે તો એટલું તારું કામ કરતો જાઉં.'

તેણે મને પાયખાનું બતાવ્યું. બાજુના નળેથી લોટો ભરી તેમાં બધી સોનામહોરો નાખી દીધી અને લોટો પાયખાનામાં ઠેકાણે મૂકી હું પાછો આવ્યો અને મહમદને કીધું કે લોટો મૂકી દીધો છે. એટલે તે સાહેબને જઈને કહી આવ્યો. હું આઉટહાઉસની પાછલી ભીંતે સંતાઈને બેઠો.

પંદરેક મિનિટ પછી પાયખાનું ઊઘડ્યું. મહમદે સાહેબને હાથપગ ધોવરાવ્યા. સાહેબ અંદર ગયા એટલે મહમદ પાછો આવ્યો. મેં તેને પૂછ્યુ: 'કાં શું થયું !'

તેણે કહ્યું: 'સાહેબે પૂછ્યું કે કોઈ આવ્યું છે ? તો મેં ના પાડી ત્યારે તેમણે પૂછ્યું: 'લોટો તેં મૂક્યો હતો ?' મેં હા કહી એટલે સાહેબ ચાલ્યા ગયા.'

મહમદની આ વાત સાંભળી નિરાંતનો શ્વાસ લઈ હું ઘરે આવ્યો.'

મેં લક્ષ્મીચંદને વચ્ચે પૂછ્યું: 'સાહેબને ગીનીની ખબર ન પડી ? તેમણે તપાસ ન કરી કે ગીની કોણે મૂકી હશે ?'

લક્ષ્મીચંદે જવાબ આપ્યો: 'સાહેબના સગા મીઠ ઇન્સ્પેક્ટર છે ને તેમણે મને પાછળથી વાત કરેલી કે સાહેબને પાણી લેવા જતાં લોટો વજનદાર જણાયો અને અંદર કાંઈક ખખડતું લાગ્યું એટલે તેમણે જોયું તો અંદર ગીનીઓ હતી. તેમણે વિચાર કર્યો કે મહમદ પાસે ગીની ક્યાંથી હોય છતાં મહમદને પૂછ્યું ત્યારે તેણે કોઇ આવ્યાની ના પાડી એટલે સાહેબે માન્યું કે ચમત્કાર થયો. વાતોમાં કહેવાય છે કે ભગવાન આપે ત્યારે છાપરું ફાડીને આપે છે. તેમ પોતાની પ્રમાણિકતાની કસોટી કર્યા પછી ઈશ્વરે તેમને આ રીતે ધન આપ્યું છે. એમ સમજીને તેમણે તો ગીનીઓ પોતાથી તિજોરીમાં મૂકી દીધી.'

'પછી શું થયું ?' મેં આતુરતાથી પૂછ્યું.

લક્ષ્મીચંદે તેની વાત આગળ ચલાવી: 'આગલે દિવસે કારકુને કહ્યું હતું કે નવીનને ત્રણ મહિનાની સજા થવાની છે. ફેંસલો લખાઈ ગયો છે એટલે હવે શું થાય છે તે જોવા મૂંજતા પગે હું તો કચેરીમાં ગયો. સાહેબ ફેંસલો સંભળાવવાની શરૂઆત કરતા હતા ત્યાં મેં અરજ કરી કહ્યું: 'બાપુ, ગરીબ માણસનું ધ્યાન રાખજો. હું તો તમારો પાયખાનાનો લોટો છું. મારા દીકરાની જિંદગી બગડી જાય છે. ગરીબ માણસ નાહકનો માર્યો જાય છે. મારી ઉપર દયા કરજો. સાહેબ, ભગવાન તમારું સારું કરશે.'

'પાયખાનાના લોટાનું નામ સાંભળી સાહેબના કાન ચમક્યા અને તે દિવસે ફેંસલો સંભળાવવાનો બાકી રાખ્યો.

બીજે દિવસે ફેંસલો આવ્યો. નવીનનો પાંચસો રૂપિયા દંડ કર્યો. દંડ તો ત્યાં ને ત્યાં ભરી દીધો. સૂળીનું દરદ સોયે સરી ગયું. તુરી ભી ચૂપ ઔર મેરી ભી ચૂપ–શું થાય બીજું !' લક્ષ્મીચંદ શેઠ વાત પૂરી કરી હસ્યા.

હું પૂજાનાં વાસણ અને પાયખાનાના લોટા વચ્ચેના માનસિક પ્રવાહોના વિચારમાં પડી ગયો.

અને બીજા અમલદારોએ પરોક્ષ રીતે મોઘમ વાતોથી ઘણો પ્રયાસ કર્યો પણ એ દાળ ગળી નહીં. મેં એ વાત પડતી મૂકી. મારો કેસ પકડાય તો ડેપ્યુટી સાહેબ પાસે જાય ને ! એવો વખત ન આવે તેની હું અને ખાતાના બીજા માણસો પણ તકેદારી રાખતા હતા.

પણ બનવા કાળ છે ને તે એક વખત મારો છોકરો નવીન ખટારામાં ઘઉંની ગૂણો ભરીને પરદેશમાં લઈ જતો હતો. કાંઈ બીજાનો હશે એમ સમજી પોલીસવાળાએ રોક્યો અને નાયકે પચાસ રૂપિયા માગ્યા. નવીનને ગર્વ આવી ગયો હતો. એના બાપનું નામ કોણ લેવાનું છે ! એણે તો ખટારો વ્હેતો મૂક્યો અને નાયકે ફોજદારને વાત કરી. વાતમાં મારું નામ નાયકે ફોજદારને આપ્યું નહીં અને નવા આવેલા સાહેબ પાસે ગુનો પકડી સાબાશી મેળવવા ફોજદારે તરત જ ડેપ્યુટી સાહેબને ખબર આપ્યા અને ખટારો પાછો ફર્યો ત્યારે ખટારો અને છોકરાને કબજે લીધા. હું ફોજદાર પાસે ગયો અને વાત કરી પણ ફોજદારે લાચારીથી કહ્યું કે, હવે વાત હાથથી ગઈ છે. સાહેબ કરે તે થાય.

ડેપ્યુટી સાહેબના એક સગા મીઠ ઈન્સ્પેક્ટર હતા. તેમનું મારે કાંઈ કામ પડતું નહીં છતાં તેમને પણ ફૂલ નહીં ને ફૂલની પાંખડી આપી રાજી રાખતો. તેમની પાસે ગયો અને ઘણી આજીજી કરી. વાતમાં પડવા વિનંતિ કરી પણ તેમણે ઘસીને ચોકખી ના પાડી. હવે શું થાય ?

આ બધા વખત દરમિયાન સાક્ષી-પુરાવા બધા લેવાઈ ગયા હતા. અને એમાં સાક્ષી-પુરાવા લેવાના પણ શું હતા ? બધું સાબિત હતું. મારી અકળામણનો પાર રહ્યો નહીં. બીજે દિવસે ફેંસલો હતો. રાત્રે હું ડેપ્યુટી સાહેબને બંગલે ગયો. મારું નામ સાંભળીને તેમણે મુલાકાત પણ ન આપી. અને કહેવરાવ્યું કે 'ઑફિસની વાત હું ઘરે સાંભળતો નથી.' હું નિરાશ થયો.

ઘરે આવીને ભૂખ્યો ને તરસ્યો એમ ને એમ પથારીમાં પડ્યો. મચ્છરની સવાદાય ઊંચી તળાઈ હતી. છત્રીપલંગ હતો. વીજળીનો ઝાંખો દીવો બળતો હતો. માથે પંખો ફરતો હતો. ઊંઘ ન આવતી હોય તોપણ આવી જાય એવાં સાધનો હતાં. છતાં ઊંઘ વેરણ થઈ હતી. ઊંઘ શે આવે ! મારા ધોળામાં ધૂળ પડવાનો વખત આવ્યો હતો. એકનો એક છોકરો ઊગીને ઊભો થતો હતો. તેને સજા પડે તો તેની આંટ-આબરૂ શી રહે ? ભવિષ્યમાં એનાથી વેપાર ન થાય. કલમ કપાઈ જાય. હવે શું થાય !

અડધી રાતે તિજોરી ઉઘાડી પચીશેક ગીની વીણી લીધી. બેત્રણ નોટો ખીસામાં નાખી અને હું ડેપ્યુટી સાહેબના બંગલા તરફ ગયો. પડતો-આખડતો દરવાજે જઈને બેઠો.

દરવાજા પાસે એક નાનું આઉટ હાઉસ હતું. તેમાં મહમદ રહેતો હતો. મહમદ સાહેબનો પટાવાળો હતો. અને ઘરનું કામકાજ કરતો હતો. તે બહાર ખાટલા પર સૂતો હતો. દરવાજો ખખડાવાય એમ હતું નહિ. છેલ્લો પ્રયત્ન મારે આ મહમદની મારફતે કરવાનો હતો. ઘરના નોકરો ઘણી વખત આવા કામમાં કામના નીકળે છે. એટલે સવાર પહેલાં મહમદને મારે મળવું હતું. એને સાદ પણ પડાય એમ નહોતું. હું સાદ પાડું અને સાહેબ જાણી જાય તો વળી અવળું ઊતરે. એટલે પાછળ તારની વાડ હતી તેમાંથી ગળકીને અંદર ગયો. મારું અંગરખું ફાટ્યું, ઉઝરડા થયા પણ શું થાય ? ગરજ હતી.

હું મહમદ પાસે ગયો. તેનો હાથ પકડીને ખેંચ્યો. તે સફાળો જાગી ગયો અને બૂમ પાડવા જતો હતો ત્યાં મેં તેના મોઢે હાથ દઈ દીધો અને ધીમેથી કહ્યું: 'એ તો હું લક્ષ્મીચંદ શેઠ.'

તેણે ગુસ્સાથી કહ્યું: 'શેઠ, કેમ આવ્યા

છો ! મારો રોટલો ખોવરાવવો છે ! સાહેબ જાણશે તો મારા બાર વાગી જશે.'

મેં તેના હાથમાં દસ રૂપિયાની નોટ સરકાવી દીધી. સવારના પ્હોરમાં લક્ષ્મીનાં દર્શન થયાં એટલે તે ધીમો તો પડ્યો. પણ પોતાનાથી કાંઈ થઈ શકશે નહીં એવી ઘસીને ના કહી.

તેણે અકળાઈને કહ્યુંઃ 'શેઠ હવે તમે જાવ. હમણાં સાહેબ જાગશે જાગીને તરત જ પાયખાને જાય છે એટલે લોટો ભરવા મને સાદ મારશે. તમને જોશે તો ફાળે થશે. માટે કૃપા કરીને તમે જાવ.'

એટલામાં ટોકરી વાગી. મેં મહમદના હાથમાં બીજી દસની નોટ મૂકી દીધી અને કહ્યુંઃ 'સાહેબનો પાયખાનાનો લોટો હું ભરીને મૂકી દઉં છું. તું મને પાયખાનું બતાવીને પછી જા. તને રોક્યો છે તો એટલું તારું કામ કરતો જાઉં.'

તેણે મને પાયખાનું બતાવ્યું. બાજુના નળેથી લોટો ભરી તેમાં બધી સોનામહોરો નાખી દીધી અને લોટો પાયખાનામાં ઠેકાણે મૂકી હું પાછો આવ્યો અને મહમદને કીધું કે લોટો મૂકી દીધો છે. એટલે તે સાહેબને જઈને કહી આવ્યો. હું આઉટહાઉસની પાછલી ભીંતે સંતાઈને બેઠો.

પંદરેક મિનિટ પછી પાયખાનું ઊઘડ્યું. મહમદે સાહેબને હાથપગ ધોવરાવ્યા. સાહેબ અંદર ગયા એટલે મહમદ પાછો આવ્યો. મેં તેને પૂછ્યુંઃ 'કાં શું થયું ?'

તેણે કહ્યુંઃ 'સાહેબે પૂછ્યું કે કોઈ આવ્યું છે ? તો મેં ના પાડી ત્યારે તેમણે પૂછ્યુંઃ 'લોટો તેં મૂક્યો હતો ?' મેં હા કહી એટલે સાહેબ ચાલ્યા ગયા.'

મહમદની આ વાત સાંભળી નિરાંતનો શ્વાસ લઈ હું ઘરે આવ્યો.'

મેં લક્ષ્મીચંદને વચ્ચે પૂછ્યુંઃ 'સાહેબને ગીનીની ખબર ન પડી ! તેમણે તપાસ ન કરી કે ગીની કોણે મૂકી હશે ?'

લક્ષ્મીચંદે જવાબ આપ્યોઃ 'સાહેબના સગા મીઠ ઇન્સ્પેક્ટર છે ને તેમણે મને પાછળથી વાત કરેલી કે સાહેબને પાણી લેતાં જતાં લોટો વજનદાર જણાયો અને અંદર કંઈક ખખડતું લાગ્યું એટલે તેમણે જોયું તો અંદર ગીનીઓ હતી. તેમણે વિચાર કર્યો કે મહમદ પાસે ગીની ક્યાંથી હોય છતાં મહમદને પૂછ્યું ત્યારે તેણે કોઈ આવ્યાની ના પાડી એટલે સાહેબે માન્યું કે ચમત્કાર થયો. વાતોમાં કહેવાય છે કે ભગવાન આપે ત્યારે છાપરું ફાડીને આપે છે. તેમ પોતાની પ્રમાણિકતાની કસોટી કર્યા પછી ઈશ્વરે તેમને આ રીતે ધન આપ્યું છે, એમ સમજીને તેમણે તો ગીનીઓ પોતાથી તિજોરીમાં મૂકી દીધી.'

'પછી શું થયું ?' મેં આતુરતાથી પૂછ્યું.

લક્ષ્મીચંદે તેની વાત આગળ ચલાવીઃ 'આગલે દિવસે કારકુને કહ્યું હતું કે નવીનને ત્રણ મહિનાની સજા થવાની છે. ફેંસલો લખાઈ ગયો છે એટલે હવે શું થાય છે તે જોવા ધ્રૂજતા પગે હું તો કચેરીમાં ગયો. સાહેબ ફેંસલો સંભળાવવાની શરૂઆત કરતા હતા ત્યાં મેં અરજ કરી કહ્યુંઃ 'બાપુ, ગરીબ માણસનું ધ્યાન રાખજો. હું તો તમારો પાયખાનાનો લોટો છું. મારા દીકરાની જિંદગી બગડી જાય છે. ગરીબ માણસ નાહકનો માર્યો જાય છે. મારી ઉપર દયા કરજો. સાહેબ, ભગવાન તમારું સારું કરશે.'

'પાયખાનાના લોટાનું' નામ સાંભળી સાહેબના કાન ચમક્યા અને તે દિવસે ફેંસલો સંભળાવવાનો બાકી રાખ્યો.

બીજે દિવસે ફેંસલો આવ્યો. નવીનને પાંચસો રૂપિયા દંડ કર્યો. દંડ તો ત્યાં ને ત્યાં ભરી દીધો. શૂળીનું દરદ સોયે સરી ગયું. તેરી બી ચૂપ ઔર મેરી બી ચૂપ—શું થાય બીજું !' લક્ષ્મીચંદ શેઠ વાત પૂરી કરી ઊઠ્યા.

હું પૂજાનાં વાસણ અને પાયખાનાના લોટા વચ્ચેના માનસિક પ્રવાહોના વિચારમાં પડી ગયો.



ARUN
HOSIERY
FOR
Comfort & Style

ARUN HOSIERY MILLS LTD.
BHAVNAGAR

NO.
222



શિ
યા
ળો

આવ્યો અને અરૂણ હોઝિયરી
————————— ની યાદ લાવ્યો

દરેક વર્ગને પોષાય તેવી દરેક પ્રકારની દરેક ઋતુને અનુકૂળ
સસ્તી, ટકાવ અને સુંદર

'અરૂણ હોઝિયરી'

સૌરાષ્ટ્ર, ગુજરાત
અને મુંબાઈના
દરેક વર્ગોમાં તેના
અજોડપણા માટે
પ્રિય થઈ પડી છે

ગરમ તથા સુતરાઉ

- મોજાં
- ગંજી ફરાક
- સેન્ડો ગંજી ફરાક
- જાંઘિયા
- ચડ્ડી
- મફલર

વેપારી ભાવતાલ માટે મળો અથવા લખો

અરૂણ હોઝિયરી મિલ્સ લિ.

મેનેજીંગ ડાયરેક્ટર
વી. સી. દેસાઈ



રૂપાપરી રોડ
ભાવનગર

# ભગવાન તેવા ભાવ

ગોપાળરાવ વિદ્વાંસ

એ બાઈના માથામાં થયેલ જખમ પર પાટા બાંધી હું ઘેર આવ્યો પણ એના હૈયા પર પડેલા જખમના ઘાવને કયો ધન્વંતરી પાટો બાંધવાનો હતો? અષાડ માસની વીજળી પેઠે આ એકનો એક વિચાર મારા હૃદયાકાશમાં વારે વારે ચમક્યા કરતો હતો. રસ્તામાં કોઈએ 'જે જે, ડૉક્ટર સાહેબ!' કહી નમસ્કાર કર્યા તેને યંત્રવત મેં સામા નમસ્કાર તો કર્યા, પણ મેં એ નમસ્કાર કોને કર્યા તે પણ મારા ખ્યાલમાં ન રહ્યું. પ્રાતઃકાળના ચંદ્રની પેઠે નિસ્તેજ પડી ગયેલો એ બાઈનો ચહેરો અને વરસાદને લીધે ગળી પડેલાં પારિજાતકનાં ફૂલો જેવી એની આંખો, કોઈ રીતે મારી નજર સામેથી ખસતાં નહોતાં. આજ સુધીમાં મેં આના કરતાં ઘણા મોટા જખમો જોયા હતા અને તેને પાટા પણ બાંધ્યા હતા. ગયે વર્ષે જ નાળિયેરી પરથી પટકાઈ પડેલા પેલા આદમીની સારવાર મેં જ કરી હતી પણ આજે એ બાઈના માથાના જખમને પાટો બાંધતી વેળા જેટલું મારું હૈયું મૂંઝાઈ ઊઠ્યું હતું તેવી મૂંઝારી પેલા નાળિયેરી પરથી પડેલા માણસને દેખીને પણ મને થઈ નહોતી. એ આદમીના જખમો અકસ્માતથી થયા હતા—દુર્ભાગ્યે થયેલા હતા; આ બાઈને પડેલા ઘા ખુદ એના પતિએ જ કરેલા હતા! તોફાનમાં સપડાઈને કોઈ વહાણ ડૂબી ગયાનું સાંભળતાં જ આપણે શરીરે રોમાંચ થાય છે; પણ કુટુંબના કલેશ-ત્રાસને લીધે કોઈ જુવાન બાઈએ કૂવે પડી આપઘાત કર્યાની હકીકત વાંચતાં જ હૈયું થથરી ઊઠે છે! દૈવી ક્રૂરતા કરતાં માનવી ક્રૂરતા પરત્વે આપણને વધારે ઘૃણા પેદા થાય છે. આ બાઈના કિસ્સામાં પણ મારા દિલમાં આવી જ લાગણી થઈ હતી. પડોશીઓના કહેવા પરથી અનુમાન બંધાતું હતું કે બાઈ અતિશય સરલ અને માયાળુ સ્વભાવની હોવી જોઈએ. તેમ છતાં એના પતિએ એને રાક્ષસી હૈયું કરી શા માટે મારી હશે? જે માથાને એણે છાતીએ ચાંપીને પંપાળવું જોઈએ, એના પર જ એણે લાઠીનો પ્રયોગ કર્યો હતો! એ બાઈની આંખો!—સારીય દુનિયાની કરુણ યાચના જાણે એ આંખો વાટે વહી રહી હતી.

મારા પગ પર કશુંક ફૂદકા મારે છે એવું ભાન થતાં જ હું મારી વિચાર-તંદ્રામાંથી જાગ્યો. જોયું તો હું મારા ઘર પાસે આવી પહોંચ્યો છું, અને પ્રિય મોતિયો પ્રેમથી મારું સ્વાગત કરી રહ્યો છે. હાથ વતી તેને પંપાળતો અને મોં વાટે સીટી વગાડતો, પગથિયાં ચડી હું ઓશરી પર આવ્યો. મેડા પરથી ઝીણે સૂરે પેટી સાથે કોઈ ગાતું હોય એમ સંભળાયું: 'अहो पति दैवचि लालनांना, त्यांना अन्य भावना ना.'[1] સ્મશાનમાંથી પાછા ફરતા આદમીને સંસાર જેમ અસાર લાગે છે, તે જ રીતે અત્યારે મને આ ગીતના શબ્દો જૂઠા છે એમ લાગ્યું. પેટી સાથે મારી સાળી શાંતા એ ગીત ગાતી હતી. કાલે સવારે લગ્ન થયા પછી એ જ શાંતા આ ગીત—'अहो पति दैवचि लालनांना'—આટલા જ ઉલ્લાસ અને હોંશથી ગાશે ખરી? પણ આવા દેવ ગણાવા માગતા એક પતિનું રાક્ષસીકૃત્ય હું હજુ ઘડી પહેલાં જ નજરોનજર નિહાળીને આવતો હતો! મારા મનમાં વિચારોનો વંટોળ જાગ્યો. પતિમાં ઈશ્વરનો—ભગવાનનો આ અંશ કોણે આરોપ્યો? ટાંકણાના ઘા સહ્યા વિના પથ્થર પણ દેવપણાને પામતો નથી એમ કહેવાય છે, જ્યારે આપણા હિંદુ સમાજમાં ઓને મૂકીને એના

1 સ્ત્રીઓને મન પતિ દેવતુલ્ય છે; તેમના દિલમાં એ વિના બીજી કોઈ ભાવના હોતી નથી.

જ દેવ ગણવાનો રાજમાર્ગ પતિરાજો માટે ખુલ્લો પડ્યો છે! પણ દેવપણાનો અંશ જરાય ન હોય તેને દેવ તરીકે પૂજવાનો અર્થ શો? વિષને અમૃત કહીને મોંએ માંડીએ તેથી શું માણસ તરફડીને મૃત્યુ પામ્યા વિના રહેશે ખરો?

પેટી વાગતી અટકી પડી. શાંતા દાદરો ઊતરીને નીચે આવતી હોય એવાં પગલાં સાંભળ્યાં 'હાં, શાંતાબેન! અમને ચા પાશો ને!' એટલા શબ્દો મારા મોંમાંથી સરી પડતાં જ પાંદડાંઓના ઝૂમખામાંથી અર્ધ-ખીલેલું ગુલાબ જેમ ડોકિયું કરે તેમ બારણા પરનો પડદો સહેજ ખસેડી તેણે બહાર જોઈ લીધું. અને 'અબઘડી લાવી, હો!' કહેતી સીધી તે રસોડામાં પહોંચી હું મેડા પર ચઢ્યો. મારી પાછળ મોતિયો પણ આવી પહોંચ્યો—હોશિયાર વિદ્યાર્થી જેમ ઝપાટાભેર દાખલા ગણી આપે તેમ દાદરાનાં ત્રણ ત્રણ પગથિયાં એકીસાથે કૂદીને તે ઉપર આવ્યો હતો. કપડાં ઉતારી હું પેટી (વાજા) તરફ ફર્યો તો ઉપર જ મેં થોડાએક લખેલા કાગળો પડેલા દીઠા. શાંતા અંગ્રેજી પાંચમી ભણેલી હોવા છતાં મરાઠી લેખો લખવાનો એને શોખ છે, અને એના લેખો સ્ત્રીઓના માસિકોમાં છપાય પણ છે, એ હું જાણતો હતો. આ પણ કોઈ નવો લેખ હશે એવી આશાથી મેં એ કાગળો ઉપાડ્યા. જોયું તો મથાળે લખ્યું હતું: 'ऐकच प्यालांतील सिंधु.'[2] નીચે થોડાએક મુદ્દાઓ ટાંક્યા હતા: (૧) સિંધુ સાચી આર્ય સ્ત્રી છે. (૨) સિંધુનું પાત્ર સરજીને શ્રી ગડકરીએ સ્ત્રીઓના કર્તવ્યનો આદર્શ મહારાષ્ટ્ર પાસે રજૂ કર્યો છે. (૩) 'પતિ એ જ સ્ત્રીઓનું દૈવત છે' એ તત્ત્વને અનુરૂપ બતાવાયલું સિંધુનું વર્તન અતિ ઉદાત્ત છે.' વગેરે વગેરે.

૨ 'એકચ પ્યાલા' નામના કવિ ગડકરીના પ્રખ્યાત નાટકમાં સિંધુ એ એની નાયિકાનું નામ છે. દારૂડિયા પતિની એક આ...ર્શ આર્ય પત્નીનું એમાં ચિત્રણ છે.

આગળ લખેલું હું વાંચું તે પહેલાં જ શાંતા ચા લઈને આવી પહોંચી. 'આવું શું કરતા હશો, દાદા!' એમ કહી કૃત્રિમ રોષપૂર્ણ નજરે મારી સામે ત્રાંસી આંખે જોતાં તેણે ઉમેર્યું: 'આખો લેખ પૂરો થવા દીધા પહેલાં જ ન વંચાય, હો!'

'તારી આ તત્ત્વજ્ઞાનની વાતો અમારા જેવા ડૉક્ટરોને શી રીતે સમજાય? અમારે તો 'રોગને ઊગતો જ દાબવો' એ સિદ્ધાંત જ ગળથૂથીમાં ઊતરેલો હોય.'

'પણ રોગ અને લેખ બંને કાંઈ સરખા ગણાય?' ડોકું ધુણાવતાં ધુણાવતાં શાંતાએ સવાલ કર્યો.

'જરૂર. બંનેનો ઉગમ અજ્ઞાનમાં જ રહેલો છે.'

મારી આ નવી શોધથી શાંતા મૂંઝાઈ પડી. ચાની રકાબી મોંએ માંડી એકાદ ઘૂંટડો પીધા પછી મેં ચલાવ્યું: 'પણ શાંતાબેન! એટલું તો ચોક્કસ કે મારો સિદ્ધાંત કેવળ ગાંડપણમાંથી જ નથી નીકળ્યો. આપણે તારા લેખનો જ દાખલો લઈએ. પતિ એ જ સ્ત્રીઓનું દૈવત છે, એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા તું તૈયાર થઈ છે. પણ જ્યાં સુધી તું પરણી નથી ત્યાં સુધી જ તને એ આદર્શ મોહક લાગે છે. જ્યારે એ બધું અનુભવમાં ઉતારવાનો વારો આવશે ત્યારે તું જોઈશ કે એ દેવોમાંથી રાક્ષસો—અરે, નરપિશાચો જ પેદા થાય છે!'

'છટ્!' એટલા ટૂંકા વાક્યથી જ શાંતાએ પોતાનો વિરોધ દર્શાવ્યો. અને જાણે કે એ વિષયની ચર્ચા આગળ ચાલુ ન રહે તે માટે જ તેણે પોતે ગૂંથેલો રૂમાલ આણીને મારી સામે ધર્યો. એ રૂમાલની નાજુક ગૂંથણી, એમાં ઉતારેલો મોરનો આબેહૂબ આકાર અને તળિયે 'શાંતા'વાળા અક્ષરો જોઈને મને થયું કે આ પ્રેમભરી કુમારિકાનું ભાવભીનું હૃદય જ જાણે આ રૂમાલરૂપે મારી સમક્ષ ખુલ્લું ધરવામાં આવ્યું છે!

મેં કહ્યું: 'શાંતાબેન ! આ રૂમાલમાં એક જ ખામી છે.'

'શી ?' ઉત્સુક બની શાંતાએ પૂછ્યું.

'આમાં ક્યાંયે 'ञ्रते पति देवयि 'વાળા અક્ષરો નજરે નથી ચડતા.'

'આમ શું કરતા હશો, દાદા ! જ્યાં ત્યાં તમારે તો બસ મશ્કરી જ મશ્કરી !' અને પેટી તરફ નજર ફેરવી બોલી: 'ઓ મા ! જુઓ તો પેલો મોતિયો ! વાજા ઉપર જઈને બેઠો છે. તમારા કૂતરાની[1] શી પણ બલિહારી છે ? દાદા ! હવે મહેરબાની કરી તમે એને બોલાવી લેશો ?'

'ઉં ને બિચારો ઘડીભર ત્યાં બેઠો ! બહુ બહુ તો એ પોતાનું ગીત કદાચ વગાડે—' 'ञ्रते पति देवयि कुत्याला !'[1]

થોડા દિવસો પછી શાંતાનાં લગ્ન થયાં. એનો પતિ મેટ્રિક સુધી જ ભણેલો હતો; પણ આજના જમાનામાં દામ એ જ દૈવત ગણાતું હોવાથી જમાઈના ગુણો કરતાં એને વારસામાં મળેલા દ્રવ્યની જ શાંતાના પિતાના મન પર સ્વાભાવિક રીતે વધારે છાપ પડી હતી. પરણીને શાંતા પતિદેવની પૂજા કરવા સાસરે ગઈ. એનું સાસરું બહુ તો ૨૦–૨૫ માઈલ દૂર હશે. શ્રાવણ મહિનાને બીજે મંગળવારે અમે એને 'મંગળાગૌરી વ્રત'[2] માટે અમારે ત્યાં તેડાવી. મેં તેને જોઈ—કોણ જાણે કેમ, પણ મને કાંઈક ખ્યાલ બંધાયો કે શાંતાના ચહેરા પર અગાઉની પ્રફુલ્લતા નથી. કદાચ મારો એ ભ્રમ પણ હોય. મને શંકા થઈ કે પૂર્વેના વૈશાખની ચાંદનીમાં હવે કાળાં વાદળાંની આછી આછી છાયા પથરાવા લાગી છે.

શાંતા દેવીનું પૂજન કરતી હતી ત્યાં હું ગયો. તેને પૂજા કરતી દેખતાં જ મેં ટકોર કરી: 'અહો શાંતાબેન ! હવે તમારે વળી બીજા દેવની શી જરૂર છે ? ञ्रते पति देवयि लल-नांना ! કેમ, સાંભરે છે ને ?'

જવાબમાં શાંતા સહેજ હસી. પણ એ હાસ્ય અંધારામાં ક્યાંક આગિયાનો ઝબકારો થાય તેવું હતું.

રાતના બાર વાગે મોતિયાને મેં એ સોટી જોરથી ફટકારી દીધી ! તેણે જોરથી વૉં વૉં કરવા માંડ્યું, ત્યાં જ બાજુનું બારણું ખોલી શાંતાએ કહ્યું: 'આ શું દાદા ! શા સારુ એને મારો છો ?'

'પણ જો ને, આ પથારીમાં આવીને બેઠો છે !'

'એને એમ સૂવાની ટેવ તો તમે જ પાડી હતી ના ?'

'પણ એને આખે શરીરે ખસ ફૂટી થઈ છે !' મેં દબાયેલ કંઠે જવાબ આપ્યો. અને માથે ઓઢીને હું પાછો સૂઈ ગયો.

સવારે ચા પીતી વેળા શાંતાએ કહ્યું: 'દાદા ! હમણાં હમણાં તમારા સ્વભાવમાં ભારે ફેર થઈ ગયો લાગે છે. પહેલાં તો મોતિયાને કોઈ સહેજ 'હડહડ !' કરતું તોપણ તમને કાંઈનું કાંઈ થઈ જતું, અને હવે તો તમે જ એને સોટી લઈને ઝૂડવા મંડી પડો છો !'

'શાંતાબેન !' મેં જવાબ આપ્યો, 'કૂતરું આપણું પાળેલું હોય તોપણ ખસ થાય ત્યારે તો ખસ જ ગણાય ના ? કોચલાં આપણી વાડીમાં ઊતર્યાં હોય તેથી કોઈ કાંઈ એનું અથાણું કરીને નથી ખાતું !'

શાંતાએ તે વેળા તો કશો જવાબ ન આપ્યો, પણ મોતિયાને રાત્રે મેં મારેલો તે એને ગમ્યું નહોતું એટલું તો હું સાફ જોઈ શક્યો.

એક વરસ પસાર થઈ ગયું.

વરસ દરમિયાન અમે શાંતાને કાંઈ નહિ તો પાંચદશ વાર સંદેશો મોકલ્યો હશે, પણ એક યા બીજા કારણે પછી તે આવી જ ન શકી. હું પણ મારા વધતા જતા ધંધાની

---

[1] કૂતરાઓને મારક દેવસમાન છે.

[2] મહારાષ્ટ્રીઓમાં પરણ્યા પછી પહેલાં પાંચ વરસ સુધી શ્રાવણ મહિનાના દરેક મંગળવારે ગૌરીની પૂજા નવવધૂ કરે છે; એને 'મંગળાગૌરી વ્રત' કહે છે.

જંગલમાં શાંતાને, કહો કે લગભગ ભૂલી જ ગયો હતો. ગામડામાં જે કૂવામાં અખૂટ પાણી હોય ત્યાં દૂર દૂરથી પણ માણસો પાણી ભરવા આવે, તેમ મારે ત્યાં દૂર દૂરના ગામડેથી દર્દીઓ આવતા જતા–આવતા થયા હતા.

એક દહાડો રાતના નજીકને ગામડેથી તેડું આવતાં હું ત્યાં જવા નીકળ્યો હતો. રસ્તે જતાં જતાં ચંદ્ર તરફ નજર ગઈ અને મને હસવું આવ્યું. કોલેજમાં ભણતો ત્યારે ચાંદનીમાં ફરવા જવાનો મને ભારે શોખ હતો. તે વેળા ચંદ્ર વિષે નવી નવી કલ્પનાઓ લડાવવામાં અમ કોલેજકવિઓમાં હરીફાઈ ચાલતી! પણ ધંધામાં પડતાં જ હું એ ચંદ્ર અને એની ચાંદનીનું અસ્તિત્વ જ જાણે ભૂલી ગયો! સૂર્યોદય પછી જેમ ઝાકળ ઊડી જાય તેમ સંસારમાં પડ્યા પછી માનવીનો કાવ્યપ્રેમ પણ ઊડી જતો હશે શું!

નીલમથી ઘેરાયલા માણેક જેવા દેખાતા એક બંગલામાં હું પેઠો. મારી સાથેનો માણસ ડોક્ટર આવ્યાના ખબર આપવા અંદર ગયો; હું બહાર દીવાનખાનામાં બેઠો બેઠો ત્યાં ટાંગેલા ફોટાઓ જોવા લાગ્યો. એમ કરતાં એક ફોટો ઉપર લટકેલા સુંદર ગૂંથેલા રૂમાલે મારું ધ્યાન ખેંચ્યું. રૂમાલમાં મોર આળેખેલો હતો અને નીચે 'શાંતા' એવા અક્ષરો પણ હતા! આ રૂમાલ તો ખુદ શાંતાએ ગૂંથ્યો હતો તે તો નહિ? મેં દિલમાં ધરતીકંપ સરખો સખત આંચકો અનુભવ્યો. શાંતાનો રૂમાલ અહીં ક્યાંથી આવ્યો! તેડવા આવનાર માણસે તો એમ કહ્યું હતું કે એક બાઈ માંદી છે, માંદી પડેલી બાઈ શું શાંતા પોતે જ હશે!

મારા મનની મૂંઝવણ તુરત એટકી ગઈ કેમકે અંદરથી માણસ બોલાવવા આવ્યું હતું પલંગમાં સૂતેલી બાઈ શાંતા નહોતી એ તો હું દૂરથી જ જાણી ગયો. એ ઓરડાની સજાવટ અને બાઈના ચહેરા પરનું કૃત્રિમ સૌંદર્ય દેખી મારા મનમાં વહેમ પેઠો. બહાર આવ્યા પછી તપાસને અંતે એ વહેમ પાકો થયો–કહો કે ખાતરી જ થઈ ચૂકી. એ બાઈ એક વેશ્યા હતી! પણ આ વેશ્યાને ત્યાં શાંતાનો રૂમાલ આવ્યો શી રીતે! પ્રેમના પ્રતીક આપેલી વીંટી ચોરે લિલામમાં નીકળે એના જેવી જ એ દશા હતી!

ઘેર પાછો ફર્યો ત્યાં વળી બીજી જગ્યાએથી બોલાવવા આવેલ માણસ હાજર હતો. ખુદ શાંતાના જ ગામડે એક સુવાવડનો કેસ હતો; બાઈને આડું આવ્યું હતું. એ ગામડેથી મને આ પહેલી વારનું આમંત્રણ હોવાથી મને સહેજ અભિમાન પણ થઈ આવ્યું. હું છેક થાકી ગયેલો હતો; શરીર અત્યારે ૨૦–૨૫ માઈલનો પ્રવાસ ખેડવાની ના પાડતું હતું. પણ એ ગામડું શાંતાનું હતું એ જ કારણે હું જવા માટે તુરત તૈયાર થયો. જઈને બાઈને સુખરૂપ છુટકારો કરાવ્યો; પણ પછી તો સવાર પડે એટલે શાંતાબેનને મળીને જ પાછા ફરવું એવો મેં નિરધાર કર્યો. બજારો ઊઘડવાનો વખત થવા અગાઉ જ વહેલી સવારે એક દુકાન ઉઘડાવી મેં શાંતા માટે એક ઊંચી જાતની સાડી ખરીદી મંગાવી, અને ઘર બતાવનાર આદમીને સાથે લઈને શાંતાને સાસરે પહોંચ્યો. અંદર પેસતાં જ ફળિયામાં ગમાણ બાજુ કોઈ ઝીણું ઝીણું ગાતું હોય એમ મને લાગ્યું: 'બારે પાંડુરંગા! કેવ્હાં ભેટ દેશી?'[1] અવાજ મને બહુ પરિચિત હોય એવો લાગ્યો. બે ડગલાં આગળ વધતાં જ મેં શાંતાને દીઠી! એ વાસીદું વાળતી હતી; શરીરે જૂનું, મેલખાયું એક સાદું વસ્ત્ર વીંટયું હતું. મોં પરથી શરદઋતુનો સામ્રાજ્યનો અમલ ઊતરી જઈ ત્યાં વર્ષાઋતુએ અડ્ડો જમાવ્યો હતો! ગ્રહણમાં ઘેરાયલા સૂરજ પેઠે દૃષ્ટિ ઉદાસીનતાભરી હતી હું એના સામે જોઈ ન શક્યો! અંતરમાં ઊઠતી લાગણીઓના આવેગને દબાવી મેં સાદ કર્યો: 'શાંતાબેન!'

---

1 હે પાંડુરંગ ભગવાન! હવે સાક્ષાત્ દર્શન ક્યારે દેશો?

'ઓહો દાદા તમે ? ક્યારે આવ્યા !'

'હમણાં જ, બેન !'

'હવે મોતિયાને કેમ છે ?'

શાંતાએ પોતાની બહેનના કશાં ખબર-અંતર ન પૂછતાં સીધી મોતિયા વિષે પૂછપરછ આદરી એથી મને નવાઈ લાગી. મેં કહ્યું: 'બેન ! મોતિયો તો ગુજરી ગયો. એને જે ખસ થઈ હતી, તે એમ ને એમ પછી તો વધતી જ ચાલી !'

'છૂટ્યો બિચારો, આ ભવે !' શાંતાએ એક ઊંડા નિસાસા સાથે ઉદ્‌ગાર કાઢ્યા.

'હું પણ એમાંથી છૂટ્યો !' મેં હસતાં હસતાં ઉમેર્યું.

'તમારી વાત સાવ સાચી છે, દાદા ! પાછળ રહેનાર માણસને પણ મૃત્યુ દુઃખમાંથી છોડાવતું જાય છે.'

શાંતાના એ બોલ ગોળીબારની પેઠે મારા હૃદય સોંસરવા ચાલ્યા ગયા. વાતનો વિષય બદલવાને ઇરાદે મેં તેને કહ્યું: 'શાંતાબેન ! તારા માટે આ સાડી લાવ્યો છું.'

'લાવ્યા છો તેવા જ સીધી પાછી લઈ જાવ.'

'બેન ! મારા પર આટલો બધો ગુસ્સો ?'

'ગુસ્સો નથી કરતી, દાદા !' દર્દભર્યા સ્વરે શાંતાએ કહ્યું. 'સ્ત્રીઓ બહુ તો પોતાની જાત ઉપર ગુસ્સે થાય; બીજા પર ગુસ્સો કરવાનો તેમને શો અધિકાર ? તમને ખબર નથી, દાદા ! જો હું આ સાડી રાખી લઉં તો 'એ' મારા પર જાત જાતનાં આળ મૂકે !'

'પણ હું જાતે જ તારા પતિને એ આપી આવું તો ! પછી કાંઈ હરકત ખરી ? એ ઊઠ્યા છે કે નહિ !'

'તમારે એમને અત્યારે મળવું હોય તો બીજા પચીસ માઈલની રપેટી દેવી પડે !'

'કેમ, ક્યાંઈ પરગામ ગયા છે ?'

'રોજ જાય છે. કહે છે કે એ બાઈ બહુ માંદી છે.'

આંખે આવેલાં આંસુ છુપાવવા માટે શાંતા મોં ફેરવી ગઈ.

મારા દિલમાં ચચરાટી થઈ

તેનું સાંત્વન શી રીતે કરવું એ મને સૂઝતું નહોતું. ઘટાટોપ ઘેરાયેલું આકાશ થોડો વરસાદ પડ્યા પછી જેમ આછું નીતર્યું થઈ જાય, તેમ થોડાંએક આંસુઓને માર્ગ મળ્યા પછી શાંતાનું મન પાછું ઠારે પડ્યું. મારા હાથમાંથી સાડી લઈને જોવા સારુ એણે ગડી ઉખેળી. મને તુરત એક ઉપમા સૂઝી: સાડી અને બાળકને હાથમાં ઉપાડીને જોયા વિના સ્ત્રીઓને નિરાંત જ ન વળે !

'આ સાડી સાથે ચોળીનો ટુકડો નથી ?' શાંતાએ પૂછ્યું.

'નથી; તારે જોઈતા હોય તો બેચાર બ્લાઉઝ પીસિસ અત્યારે જ બીજાં મગાવી આપું.'

'ના ના, એ માટે નથી પૂછતી. ચોળી-વિહોણી એકલી સાડી સૌભાગ્યવતી સ્ત્રીને આપણામાં ન અપાય, તેથી પૂછવાનું મન થયું !'

'ઓહો, એમ છે ? અમારી વૈદાની ચોપડીઓમાં આવું કશું ન આવે બેન ! એટલે મારી ભૂલ થઈ. આ સાડી સાથે આપવાનો ચોળીનો ખડ હમણાં જ તને મગાવી આપું.'

'શી જરૂર છે ? એમાં વળી શુભ અને અશુભ શું જોવું'તું ! દાદા ! આ સાડી હું રાખી લઉં છું. તમારી ભાવભરી ભેટ મારાથી પાછી શી રીતે ઠેલાય ?'

કશીક વાત આગળ ચલાવવાને ઇરાદે મેં કહ્યું. 'શાંતાબેન ! હમણાં લખવાકારવવાનું બધું છોડી દીધું છે શું ?'

'પરણે ત્યારે પિતા પુત્રીને ત્યજી દે છે, અને પરણેલી પુત્રી પોતાની સ્વતંત્રતાને ત્યજી દે છે !'

વધારે વાતચીત સંભાવાય તેવું લાગ્યું નહિ. મેં શાંતાની રજા લીધી.

વૈધવ્યદશા એ હિંદુ સ્ત્રી માટે એક રીતે

મૃત્યુ સમાન ગણાય. શાંતાને વિધવા થયાને લગભગ છ મહિના થવા આવ્યા હતા. પણ એ છ મહિનામાં બન્યું હતું એવું કે હું જાતે શાંતાને મળી શક્યો નહોતો. આથી જ્યારે છ મહિનાને અંતે આજે તે અમારે ત્યાં આવતી હતી ત્યારે જાણે એનું મૃત્યુ દેખવાનો સમય આવ્યો હોય એવું દુઃખ મને મનમાં થયું. એની સામે જોવાની હિમત જ નહિ થાય એવી મનમાં બીક હતી, ત્યાં વળી એની સાથે વાતો તો ક્યાંથી જ થઈ શકવાની હતી! આ આપત્તિમાંથી છૂટવા સારુ તેને આવવાની વેળા થઈ તે પહેલાં જ હું દવાખાનાનું બહાનું કાઢી જતો રહ્યો. દવાખાનાનું રોજનું કામ પૂરું થયા પછી પણ ઘેર ન આવતાં એક ભાઈબંધને ત્યાં જઈ ચા પીવાને બહાને રોકાયો ને મોડું કર્યું. મનને જાણે એમ સમજાવતો હતો કે મોડું થશે તો શાંતા સાથે વાતો કરવા જેટલી હિમત આવી જશે! ઘેર આવતાં આવતાં તે દહાડે 'અપશુકનિયાળ' ગણાય તેવી એકલી સાડી તેને ભેટ આપી હતી તે વાત સાંભરી આવી, ને દિલમાં ચચરાટી થઈ. પણ જીવતા માણસને વખત આવે પડે છે ત્યારે તો ગમે તેમ કરીને પણ કામ ભીડવી જ પડે છે; એમાં પાછી પાની કર્યે ન જ ચાલે.

જરા પણ પગરવ થવા દીધા વિના હું ઓશરીનાં પગથિયાં ચઢ્યો. મેડા પર કોઈ વાજું વગાડતું હોય એમ લાગ્યું. શાંતા જ પેટી વગાડતી હતી; પણ અત્યારે 'જશે પતિ દેવચિ હલકનાના'વાળું ગીત વાગતું ન હતું. બેત્રણ મિનિટમાં જ દાદરાનાં પગથિયાં ઊતરી કોઈ નીચે આવતું હોય એમ લાગ્યું. મારા હૃદયના ધબકારા વધી પડ્યા! મનમાં 'કેમ શાંતાબેન! અમને ચા પાશો ને!'વાળા શબ્દો તુરત સાંભરી આવ્યા, પણ મોં વાટે આજે એ બહાર નીકળે તેમ હતું નહિ; જાતે ઘણો બોલકણો હોવા છતાં આજે મારું મોં સિવાઈ ગયું હતું! શાંતા દાદર ઊતરીને રસોડામાં વગર બોલ્યે જતી રહી. આસ્તે પગલે હું મેડા પર ગયો. આજે પણ વાજા પર થોડાક લખેલા કાગળો પડ્યા જ હતા. મેં એ ઊંચકી લીધા ને વાંચવા માંડ્યા. વાર્તાની શરૂઆત એક પત્રથી થતી હતી.

## વિધવાનું હૈયું

(એક સંપૂર્ણ વાર્તા)

'પ્રિય સખી કુમારી કમળાબેન!'

'તારો દિલાસાભર્યો કાગળ મળ્યો. મારા દુઃખમાં ભાગ ભળવા તું અત્યંત ઉત્સુક બની છે એ જાણીને મને શાંતિ વળી છે; મારું અરધું દુઃખ તો એથી ઓછું થયું છે. કોઈ બીજી વ્યક્તિ આપણા પ્રત્યે ખૂબ ખૂબ લાગણી દાખવે, આપણે માથે દુઃખ આવી પડતાં તે પણ આપણી ખાતર રડી ઊઠે અગર આપણને સુખ થયેલું જાણી એના હૈયામાં હરખ ઊછળી આવે, ત્યારે એવી લાગણીવાળું કોઈ આપણું અંગત માણસ છે એવો ભાવ થતાં મનને શાંતિ મળે છે. પણ બેન! તને એક સાચી વાત લખું!—પણ જો, બેન! આ કાગળ કોઈને હાથ જાય નહિ એટલી ખાસ કાળજી રાખજે. તને મારા ગળાના સમ છે!—પણ જો દિલની ખરેખરી વાત લખવી હોય તો મારે કહેવું પડે છે, કે બેન! વિધવા થવાથી હું દુઃખી નથી થઈ પણ ઊલટાની સુખી થઈ છું. આ છેલ્લા શબ્દો વાંચતાં તને એમ પણ લાગવાનો સંભવ છે કે આ બાઈ તે માનવી છે કે રાક્ષસી!—પણ બેન! એક વાત ખસુસ યાદ રાખજે કે જેનો પતિ રાક્ષસ હોય તે સ્ત્રી આવી રાક્ષસી જ બને છે.' જે સ્ત્રીનું જીવન પતિ સાથે—એકરૂપ—એકજીવ બની ગયું હોય તે સ્ત્રીને વિધવાવસ્થા ખરેખર મૃત્યુ સમાન થઈ પડે; પણ પતિના લાગણીહીન વર્તનને પરિણામે જે સ્ત્રી અધમૂઆ જેવી જ જીવતી હોય, તેને તો વૈધવ્ય પ્રાપ્ત થતાં નવી જિંદગી મળ્યા જેવું જ લાગે છે. લગ્ન પહેલાં પતિ વિના પણ સ્ત્રીનું સ્વતંત્ર અસ્તિત્વ હોય

છે, તો પતિના મૃત્યુ પછી વિધવાવસ્થામાં તેવું શા માટે ન હોય? જ્યાં બંને વચ્ચે સાચો પ્રેમ હોય તેમની વાત જુદી છે; જે સ્ત્રીઓને એવું અમીઝરણું સાંપડયું હોય તેમનુ સુખ તો પારાવાર જ હોય. પણ મને પૂછતી હો તો, મારી બાબતમાં તો વૈધવ્યદશા પ્રાપ્ત થતાં મને તો પાંજરામાં પુરાયેલ પંખીને છૂટું મૂકતાં તેને જે આનંદ થતો હશે તેવો આનંદ આજે થાય છે. જેલમાંથી છૂટવા વખતે કોઈ કેદીને દુઃખ થયાનું જાણ્યું છે? બેન! હવે પછી મારે વાંસામાં સોટીઓનો માર અને છાતીમાં શબ્દોનાં બાણુનો માર સહેવાની ભીતિ રહી નથી; સવારથી સાંજ સુધી જેનું આપણે ફૂલની પેઠે નાજુકાઈથી જતન કરીએ, તેઓ રાત પડતાં જ કોઈ બીજાને ઘેર ચાલ્યા જતાં હૈયામાં જે અગ્નિની હોળી સળગે, તેવી હોળી હવે મારે હૈયે સળગવાનો સંભવ નથી. હવે હું સ્વતંત્ર છું. હવેથી એક ભગવાન વિના મારા પર બીજા કોઈની સત્તા રહી નથી! સગા ભાઈની સાથે વાત કરતાં પણ જ્યાં બીવું પડે, પોતાના મનમાં પણ સ્વતંત્ર રીતે વિચારવાની જ્યાં ભીતિ હોય, જે કામમાં શરીર અગર મનને લવલેશ આનંદ ન થતો હોય એવા વૈતરાનો બોજો મજૂરની જેમ આખો જન્મારો વહ્યા કરવો પડે–દુનિયાની જાતજાતની આવી ક્રૂરતાઓનો હું વિધવા થતાં જ હવે અંત આવે છે. હવે હું મારી જાતપૂરતી સ્વતંત્ર છું.—'

કાગળ વાંચવો બંધ કરી મેં છાપે જોયું. હું વિચારે ચડ્યો. હજુ બે વરસ પહેલાં જ 'સિંધુ'ને આદર્શ આર્યસ્ત્રીનું બિરુદ આપનારી શાંતા જ શું આ લખી રહી છે? અનુભવરૂપી સૂર્યોદય થતાં 'જ પોપટિયું' જ્ઞાન ધુમ્મસની પેઠે હવામાં ઊડી જાય એ જ નક્કર હકીકત છે. ઘરના જુલમોથી ત્રાસી ઊઠેલી સ્ત્રીને વિધવા થતાં ખરેખર, આવી લાગણી જ થતી હશે ખરી! શા માટે ન થાય? જુલમ–પછી એ દેશનો હોય, જ્ઞાતિનો હોય અગર વ્યક્તિનો હોય, જુલમ અસહ્ય થતાં જ એના તળે કચડાતી વ્યક્તિ બળવો કર્યા વિના રહી જ શકે નહિ એવો કુદરતનો કાયદો છે.

આગળ વાંચવા મેં ફરી પાનાં પર આંખ ફેરવી એટલામાં દાદર પર પગલાં સંભળાયાં. ઝડપથી કાગળો વાજા પર પાછા રાખી દઈ ઊભા થઈ મેં બારી બહાર જોવાનો ઢોંગ આદર્યો.

'દાદા! તમારે માટે ચા લાવી છું.' શાંતાના શબ્દો મારે કાને અથડાયા.

મારું હૃદય ફરી ઘડીભર ધ્રુજી ઊઠયું. રેલ્વેના પાટા પર કપાઈ પડેલા કોઈ આપ્ત જનનું પ્રેત હમણાં જોવું પડશે એવો ભાવ મનમાં પેદા થયો. અતિ ભારે સ્વરે મેં કહ્યું: 'લાવો!'

શાંતાએ ચાનો કપ આગળ ધર્યો તે વેળા મેં તેના મોં સામે જોયું. બે વરસ પહેલાં પણ શાંતાએ આ જ ઓરડામાં આમ જ ચાનો કપ મારા આગળ ધર્યો હતો. માત્ર આજે વાજાની પેટી પર મોતિયો બેઠો નહોતો, રેબ્લ ઉપર સુંદર મોર ભરેલો ગૂથેલ રૂમાલ નહોતો, શાંતાને કપાળે કંકુનો ચાંદલો (સૌભાગ્યચિહ્ન) નહોતો, તેમ શાંતિના દિલમાં પણ 'ભજે પતિ દેવચિ લલનાના 'વાળા પેલા ગીતનો ભાવ નહોતો! શાંતા નિશાળમાં ભણતી હશે ત્યારે 'ભાવ તેવા ભગવાન 'વાળી કવિતા કદાચ તે ભણી પણ હશે, પણ સંસારના અનુભવે એના હૈયામાં હવે 'ભગવાન તેવા ભાવ'ની નવી કવિતા કોતરાઈ હોય તો ના નહિ!*

---

*આર. આર. શેઠની કું. તરફથી થોડા વખતમાં પ્રગટ થનાર શ્રી. ખાંડેકરના નવલિકાસંગ્રહ 'નૂતન પ્રભાત'માંની એક વાર્તા

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો.

# ઇનામ પાઉંડ ૫૦૦

પારકર અને ડેવિસે તૈયાર કરેલુ "ઓરોઝન" (વનસ્પતિ જન્ય ટોનિક) પહેલા ૨૪ આશ્ચર્ય ઉપજાવે એવી અદ્ભુત તાકાત અને શક્તિ આપે છે તે સેવાથી સ્ત્રી અથવા પુરૂષ તેમની વય કરતાં ૧૫ થી ૨૦ વર્ષ નાનાં દેખાય છે અને તેમને યુવાની 'આવતી જણાય છે. તે ગુમાવેલી નબળી યાદદાસ્ત, શરીરની નબળાઇ, અશુદ્ધ લોહી, પીળી ચામડી, બેચેની, અનિદ્રા, ચકરી, મ અથવા શારીરિક થાક વગેરે માટે ઘણું જ અકસીર છે. તે સેવાથી તમારી ઉંચાઇ ૨ થી ૪ ઇંચ સુધી અને તમારૂં વજન ૫ થી ૧૦ રતલ સુધી વધી જશે. તમારા ગાલની લાલી પાછી આવે છે અને દેખાવ ૧૦૦ ટકા સુધરી જાય છે. તમારા મુખનું તેજ અને કાંતિ યુવાવસ્થામાં હતાં તેવાં જ થઇ "ઓરોઝન"થી તમારો દેખાવ સુધરી જાય છે તમારી આંખમાંથી તણખા ઝરે છે. હોઠ અને લાલી આવે છે, સફેદ વાળ હંમેશ માટે કાળા થઇ જાય છે. ખરતા વાળ, ખોડો અને તાલ માટે ઓરો ખાસ ભલામણ કરવામાં આવે છે.

પ્રો. એ. પી. પારકરે ૧૦૦ થી વધુ વર્ષના એક ક્ષીણ થઇ ગયેલા પુરૂષ દરદી ઉપર અજમાવ્યું હતું. આ અદ્ભુત દવાના માત્ર એક માસના નિયમિત સેવનથી ૧૦૦ વર્ષની વયના દરદ ૩૦ વર્ષ વયના યુવાન પુરૂષ જેવી તંદુરસ્તી મેળવી. આ દવાના ઉપયોગથી નટ, નટીઓ વૃદ્ધાવસ્થ પણ ચપળ, યુવાન અને સુંદર દેખાય છે અને ઉમંગ અને ઉત્સાહથી રંગમંચ ઉપર કામ કરે છે. જો તેમની જીંદગીની શરૂઆતમાં ઓરોઝનનો ઉપયોગ કરે તો તેઓ જીંદગીના છેવટના દિવસો તેમની યુવાની જાળવી શકશે એવી ગેરંટી આપવામાં આવે છે. યુવાની કરમાતી જ નથી અને છેવટ નાની વિદ્યાર્થિનીના જેવી તંદુરસ્તી જાળવી રાખે છે. પુરૂષો જો તેમની જીંદગીની શરૂઆતમાં ઓરો ાપરે તો તેમની અકાળે આવતી વૃદ્ધાવસ્થા દુર થઇ જાય છે. વાળ હંમેશાં કાળા જ રહે છે મુખ તે છે અને સુંદર સ્વાસ્થ્ય મેળવીને તેની ખરી વય કરતાં કેટલાંય વર્ષ નાના દેખાય છે અને યુ ાવતી જણાય છે. તે વીસમી સદીની એક અદ્ભુત શોધ છે અને દુનિયાની આઠમી અજાયબી ઓરોઝન સેવાથી સ્ત્રીઓ ગુલાબની કળી જેવું સૌન્દર્ય પાછું મેળવે છે. અને વિદ્યાર્થિનીના જેવી અને આકર્ષક બની જાય છે. ઓરોઝન લેવાનું શરૂ કરનાર સ્ત્રી પુરૂષોનું ભાવી અતિ ઉજ્જવળ છે. વૈદક શાસ્ત્રોના ઇતિહાસમાં કદી ન થઇ હોય તેવી અદ્ભુત શોધ છે. આજથી જ ઓરોઝન લેવાનું કરો અને તેનું પરીણામ જોતા રહો તે શરૂ કરતા પહેલાં તમારૂ વજન કરો. અરસીમાં જુઓ, તમે દેખાવ છો તે બરાબર નોંધી રાખો અને ઓરોઝન લીધા પછી શું ફેરફાર થયા તેની ખાત્રી કરો.

ઓરોઝનને હિંદમાં લોકપ્રીય બનાવવા માટે થોડી મુદત સુધી સુચનાઓ સહિત દર પેટીની કીંમત રૂા. ૫/-રાખવામાં આવી છે. થોડા સમય પછી તેની અસલ કીંમત રૂા. ૨૦/-લેવામાં આવશે. આજે જ ઓ આપો કારણ કે કાલે અતિશય મોડુ થઇ જશે અને હાલની પરિસ્થિતિમાં લઇને સ્ટોક મર્યાદીત છે.

ગેરંટી-કોઇ પણ વિજ્ઞાનશાસ્ત્રી, વૈદ્ય અથવા જાહેર જનતાના કોઇ પણ શખ્સ અમારી આ અદ્ દવા નીષ્ફળ પુરવાર કરી બતાવશે તો તેને ૫૦૦ પાઉન્ડનું રોકડું ઇનામ આપવામાં આવશે.

નોંધઃ-યુવાની આપતી બીજી દવાઓથી તદ્દન ઉલટી રીતે ઓરોઝન એ આ જાતની એક દવા છે જે ઉનાળાની અતીશય ગરમીમાં તેમ જ શીયાળાની અતિશય ઠંડીમાં અથવા કોઇ પણ જા હવામાનમાં એક સરખા ધાર્યાં પરીણામ લાવે છે. તમે જ્યારે ઉનાળાના પ્રચંડ તપથી બેશુદ્ધ બની ત્યારે ઓરોઝન લેવાથી અતિશય ફાયદો થશે. અમોએ લાહોરમાંથી અમારી શાખા ખસેડી લીધી અને અમારી ઓફીસ તા. ૧૫ મી ઓગસ્ટ ૧૯૪૭ થી ઇંગ્લાંડમાંથી ખસેડીને હિંદમાં રાખવામાં આવી

જાણીતા દવાવાળા પાસે અને સ્ટોરોમાં વેચાય છે અથવા નીચે જણાવેલા ઠેકાણેથી સીધુ મળી શકશે

**ઓરોઝન લેબોરેટરીઝ પ્રો. પારકર એન્ડ ડેવિસ, પોસ્ટ બોક્ષ ૪૪૭, મુંબઇ**

# સંગ્રામ

જયભિખ્ખુ

દૂર દૂર ક્ષિતિજના છેડા સુધીનો સમસ્ત પ્રદેશ ચૂડેલના વાંસા જેવો પડ્યો હતો. તાજો જ સંગ્રામ ખેલાઈ ગયો હોય, એમ, ત્યાંથી આવતી માનવ-માંસના ગંધભારવાળી હવા કહેતી હતી. આકાશના અંતરાળમાં વિહરતાં ગૃધ્રરાજોની પંક્તિઓની પંક્તિઓ એ પ્રદેશના પ્રવાસે વળતી હતી. ગામનાં કૂતરાઓ જે અસ્થિખંડો ખેંચી લાવતા, એમાં પણ હજી તાજું સુમિષ્ટ માંસ ચોંટેલું હતું.

નાનાં નાનાં ગામડાંનાં માણસો ટટ્ટુ પર, ખચ્ચર પર, ગર્દભ પર ને કેટલાક તો પોતાના ખભા પર શેષ ઘરવખરી લઈને એક ગામથી બીજે ગામ જતા હતા. એમનાં મોં તાજાં વરસી ગયેલા વિનાશથી ખિન્ન હતાં. એમનાં ઘર-બાર, કુટુંબકબીલા નાશ પામ્યા હતા. દરેક ગામના પાદરમાં સતીમાતાની ચિતાઓ પ્રજળીને હમણાં બુઝાતી જોવાતી હતી, ને દરએક સ્થળે યુદ્ધનિવૃત્ત સૈનિકો રૂપવાળી લલનાઓ ને રસભર્યાં ભોજનો માટે અવાવા પડતા હતા. ખૂનખાર જંગ ખેલ્યા પછી આવા ભોગોપભોગ એમને મન અનિવાર્ય હતા.

એક ઊંચી ટેકરીના અર્ધા ભાગમાં ચાર સૈનિકો પોતાને સોંપેલી બે સુંદર સ્ત્રીઓના ઉપભોગ વિશે વાદાવાદમાં પડ્યા હતા, ત્યારે એના ઊર્ધ્વ ભાગ પર આવેલી એક નાની ગઢીમાં કિલ્લાના ખુલ્લા બૂરજ પર પડ્યો પડ્યો એક યોદ્ધો બૂમ પાડતો હતોઃ 'યુદ્ધ, યુદ્ધ, તલવાર!'

'શાંતિ, મહારાજ! ઘામ.થી પાણી હળી ગયું. હવે એનો ઉપાય નથી.'

'શું કહ્યું! ઉપાય નથી! પાણી હળી ગયું!' એ ઝખમી યોદ્ધો બેઠો થઈ ગયો. 'અરે, પાણી તો પોતાનામાં ભર્યું હોય તો લોહી રોજી શકે એમ છે! લાવો મારો મુગટ, ઊંચો કરો બાપા રાવળનો ઝંડો. તૈયાર કરો સેનાને! એક હાથ ભલે ભાંગ્યો. એમાં હવે ઢાલની જરૂર નથી તલવાર લાવો. ઢંઢેરો પિટાવો કે રાણોસંગ ફરી મેદાન પકડે છે.'

'મહારાજ, સેના શાંતિ ઝંખે છે. બાબર માણસ નથી, દેવદૂત છે. દૈવે મોકલેલો આવ્યો છે. આપણા વેદપાઠી મહાપુરોહિતજી કહે છે, કે સૂર્ય તથા ચંદ્ર વંશના પ્રાચીન વૈરી તક્ષક લોકો તથા યવનો અને બીજા અનાર્ય લોકો ભારતવર્ષના શાસનકર્તા બનશે. એમ ભવિષ્ય પુરાણમાં લખેલું છે. લેખ પર મેખ કેમ મારી શકાય?'

'ને રાણોસંગ એને શાસનકર્તા બનતો જોઈ રહેશે! એમનો દાસ બનશે? જૂઠા લોકો, જૂઠી એમની વાતો, બાબરને એના જ્યોતિષીએ નહોતું કહ્યું કે મહારાજ, પશ્ચિમમાં મંગળ છે. હારશો. જવાંમર્દો જ્યોતિષને પણ પલટાવી શકે છે. અરે, શસ્ત્ર, અશ્વ અને સેના-ત્રણ હોય તો વિધાતાના લેખ પણ ફેરવી દઉં મંત્રીરાજ, યુદ્ધ જોઈએ. એ વિના મેવાડનાં દરશન મારે હરામ છે. મા તો જીતી નથી, પણ માતૃભૂમિ પણ. માતાની જાત છે ને! બાબરને હરાવ્યા વિના એનો સ્પર્શ નહીં કરું.'

'મહારાજ, શાંતિથી થોડી વાર આંખ બંધ કરીને પડ્યા રહો તો સારું. વૈદ્ય-હકીમો આપને માટે એ જરૂરી લેખે છે.'

'શાંતિ-એ વેણ મારી પાસે કાઢશો નહિ. અને આંખ શું બંધ કરું! એક આંખ તો ભાઈ પૃથ્વીરાજે તીર માર્યું, ત્યારથી બંધ છે: પણ એથી મારી દૃષ્ટિમાં કંઈ પરિવર્તન આવ્યું નથી. હવે બીજી આંખ બંધ કરવી અશક્ય છે. વૈદ્ય-હકીમો અંતરના રોગને શું જાણે!' રાણા સંગ્રામસિંહે પથારીથી બેઠા થવા યત્ન કર્યો.

અચાનક નીચેથી એક કરુણ ચીસ સંભળાઈ.

'સ્ત્રીનો આર્તનાદ !' યોદ્ધો સફાળો બેઠો થઈ ગયો. એના ઘાવમાંથી લોહીની શેડો છૂટી રહી હતી એ ગઢીના બૂરજ પર જઈને ઊભો. ને આર્તનાદની દિશામાં નિહાળ્યું.

રોમ રોમ ખિજાવી નાખે તેવું દૃશ્ય! એકત્ર થઈ રહેલા સૈનિકોના ટોળાએ એક સ્ત્રીને ખલાસ કરી હતી. એનું શબ મોં પર લોહીના રેગાડાવાળું નગ્નાવસ્થામાં એક તરફ પડ્યું હતું. આ દારુણ કંઈ જોઈ બીજી સ્ત્રી ભારે શેકકળ કરી રહી હતી. ચાર જુવાન સૈનિકો એનાં વસ્ત્રો ખેંચી એના અંગ-પ્રત્યંગ સાથે ગલીચ મજાક કરી રહ્યા હતા.

ઘાયલ યોદ્ધો ખોડંગતો પાછો ફર્યો. આંખ પર આવી ગયેલા લોહીના પ્રવાહને એણે લૂછ્યો ને ધીરેથી તલવાર ઉઠાવી. બમણા વેગે એ પાછો ફર્યો. તલવારને હાથમાં ઘુમાવી છુટ્ટો ઘા કર્યો.

જાલિમોના પંજામાંથી મૃત્યુ મેળવીને પણ છુટકારો ઈચ્છતી સ્ત્રીની ગરદન પર એ સમશેર વીજળી વેગે જઈ પડી. છૂટી ગયેલા વાળવાળું એનું કપાયેલું ગોરું ગોરું મોં પૃથ્વી પર પડીને ભયંકર ભાસ્યું. સિપાહીઓએ અચાનક ઊતરી આવેલી સમશેરની દિશા તરફ જોયું.

ઊંચે ફક્ત ગઢીનો કાળો બૂરજ ને સૂરજ-છાપ ઝંડો દેખાયો.

ઘાયલ યોદ્ધો શ્રમિત થઈ ઢળી પડ્યો. થોડી વાર મૂર્છા એને ઘેરી રહી એ જાગી ત્યારે વૈદ્ય-હકીમો એને વીંટળાઈ વળ્યા હતા, ને થોડે દૂર એક પાલખી પડી હતી.

'મહારાજ, કેમ છે?'

'કોને? મને! સંગ્રામ જેનું નામ છે, સંગ્રામ જેનું જીવન છે: એને સુખશાતાની પૃચ્છા કેવી! રે, મેં સ્ત્રીહત્યા કરી.'

'શા માટે?'

'રજપૂતોની જૂની ઘેલછાથી. આતતાયીઓના હાથમાં પડી એ ભયંકર રીતે મોત પામે, એના કરતાં મેં એને સુખે સ્વધામ પહોંચાડી. મરવાની રીતમાં પણ સારું-નરસું.' રાણાજીના ચહેરા પર શિવ-તાંડવની વિભીષણ-રેખાઓ હતી.

'પણ મહારાજ, એથી એ સૈનિકો ઉશ્કેરાઈ ગયા છે. આપણી ગઢી પર એ ચઢી આવ્યા છે. મહામહેનતે ખાળ્યા છે. આપને સુરક્ષિત સ્થળે લઈ જવા પાલખી ને સૈનિકો તૈયાર છે.'

'ક્યાં છે સુરક્ષિત સ્થળ? સ્ત્રીના ખૂણામાં પણ સુરક્ષિતતા દેખાતી નથી. દેશદ્રોહીઓએ દેશની ઈજ્જત રોળી નાખી. આવવા દે, આવવા દે એ ઉશ્કેરાયેલા સૈનિકોને! હું એમને ઠંડા કરી દઈશ ને યોદ્ધાએ ફરી તલવાર પકડી. આવેશને લીધે ઘામાંથી પુષ્કળ લોહી આવી રહ્યું હતું. હવે ફુવારા છૂટ્યા.

યોદ્ધો ફરીથી બેભાન બની ગયો. મંત્રીઓએ જાળવીને એ બેહોશ દેહને પાલખીમાં મૂક્યો.

ઉશ્કેરાયેલા સૈનિકો જ્યારે ગઢીમાં પ્રવેશ્યા ત્યારે બધું નિર્જન હતું. બૂરજ પર બેઠું બેઠું એક ઘુવડ ભયંકર રીતે બોલતું હતું.

'અરે, કેવા જંગલી લોકો! નથી ખાવાનાની ચીજો, નથી એશઆ-એ ઓરતો.' સૈનિકોએ નિષ્ફળતામાં હાથ પછાડ્યા.

એ રાત એમની નીરસ બની ગઈ. યુદ્ધનો શ્રમ અણઊતર્યો રહ્યો.

[ ૨ ]

અરવલ્લીની શૈલમાળા જ્યાંથી ક્ષિતિજમાં ભળી જતી દેખાય છે: એવા એક પહાડી મથક પર રાણો સંગ્રામસિંહ આસાયેશ લઈ રહ્યો છે. વૈદ્યોની સારવારે એને કંઈક તાજગી બક્ષી છે: દેહ પરના એંશી ઘામાં ઉમેરાયેલા નવા સોએક ઘા પણ રૂઝ પર આવી રહ્યા હતા. ક્ષતસુંદર ક્ષત્રિય ભારે પ્રતાપી દેખાતો હતો.

'મહારાજ, કેમ કંઈ શાન્તિ લાગે છે!' વૈદ્યે પ્રશ્ન કર્યો.

'ફરી ફરીને એ પ્રશ્ન! શાન્તિ! શાન્તિ! અરે, વૈદરાજ, મારાં પૃથ્વી અને સ્વર્ગ બને

ભગાડશો મા. મારા ઘા ઊકળતા હોય ત્યારે જ આસાયેશ રહે છે. એક પરાજય ને કેટકેટલું! છતાં જાણું યુદ્ધ અનિવાર્ય. છેલ્લો ફેંસલો એનાથી. આજ દેશની ગરીબ પ્રજા પર શું વીતી રહ્યું છે! ખેતરો રોળાય છે. સ્ત્રીઓ લૂંટાય છે. મંદિરો ખંડિત થાય છે. ગોરક્ષા મરાય છે; માનવીને અન્ન નથી, ઢોરને ચારો નથી.'

'મહારાજ, એ તો યુદ્ધનું પરિણામ છે.'

'નહિ તો શાન્તિનું શું પરિણામ આવે!'

'આબાદી.'

'મૂરખા લોકો, વીંછી કરડે તો પોકેપોક મૂકો છો, ને સમજો છો, કે મરી ગયા. અને ઉંદર ઊંઘમાં ફૂંકીને તમને સડાવી મારે એને શાન્તિ સમજો છો. આજ તો તમે મરો છો, પછી સ્ત્રીઓ મરે છે. પછી તો તમે જીવશો ને તમારી સ્ત્રી જીવનમૂએલી બની જશે. તમારાં બાળ વર્ણસંકર બનશે. તમારા દેવ તમારા બાળના હાથે ખંડિત થશે. જીવન એ તો સનેહિતનો સંગ્રામ છે. જેઓને તમે સંસારની અભિલાષા બનાવવા માગશો, તે તમારાં બાળ તમારાં નહિ રહે. તમારી શાન્તિની ચાહના એમને નિર્વીર્યતા લાગશે. સ્ત્રીઓ તમારા દ્વાર સંતાન જન્માવવા પસંદ નહિ કરે, કારણ કે શાન્તિની પાછળ–મૃત શાન્તિની પાછળ તમે ઉલ્લાસહીન બન્યા હશો. દરેક મેવાડીનો દેવ રુદ્ર! સંહાર એનો ધર્મ, વિષ એનું પાન. ભુજંગખેલન એની પ્રિય રમત. સંઘર્ષ એ તો તાજગી છે. યુદ્ધ જ તમને સાચી શાન્તિ આપશે. નહિ તો તમારી શાન્તિ એ કોઈ મહાયુદ્ધની પુરોગામી ભૂમિકા બનશે. શાન્તિમાં તો હું દર પળે મરું છું. મારું તો જીવન વિમર્દમાં–વિમર્દ મારા જીવનનું ખાતર. સંગ્રામ મારા જીવનનો ખોરાક!'

· યોદ્ધાના ઘા ફરીથી આવેશમાં લાલચૂંદ બની ગયા. એની મુખમુદ્રા એવી ભયંકર બની ગઈ હતી, કે કોઈ સામો જવાબ ન આપી શક્યું. થોડી વારે એ ફરીથી બોલ્યા:

'સગા ભાઈએ તીર મારી, મારી આંખ ફોડી નાંખી: એ વેળા હું નિરાશ ન થયો. અરે, જીવનસંગ્રામમાં હારજીત તો થયા કરે. સંસાર હારી જઈએ પણ મન ન હારે ત્યાં સુધી ચિંતા નહિ. ઈબ્રાહીમ લોદી સામે લડતાં આ હાથ ગયો. એક હાથે એને બે વાર હરાવ્યો. અરે, તોપના ગોળાએ આ એક પગને નકામો કર્યો, છતાં હું નકામો ન નીવડ્યો. શાંતિની મેં ઝંખના ન કરી. નિવૃત્ત થવાની ઇચ્છા પણ ન કરી. કારણ કે મારા જીવનનું મૂળ વિગ્રહમાં હતું–સંઘર્ષમાં હતું– એટલે જ્યાં બીજા નકામા થાય–ત્યાં હું જીવતો રહ્યો. સગી મા નહોતી, તો અરવલ્લીની શૈલમાળ માના ખોળા જેવી લાગી, આ હર્યાંભર્યાં ઘાસે મારા એક નહિ અનેક ઘા રૂઝવી નાખ્યા, આ ઝરણાંએ મને જીવનનું પાન કરાવ્યું.'

સામેથી મંત્રીરાજ આવતા દેખાયા. એમના હાથમાં કાગળનો લખોટો હતો. મોં પર ગમગીની હતી. સાષ્ટાંગ નમસ્કાર કરતાં એમણે રાણાજીને કહ્યું: 'મહારાજ! આ અત્યાચારો હવે જોયા જતા નથી.'

'મારાથી તો સાંભળ્યા પણ જતા નથી.' રાણાએ જરા તકિયાને અઢેલીને બેસતાં કહ્યું.

મંત્રીરાજને લાગ્યું કે રાણાજી કંઈક શાન્ત છે. વાત માટે યોગ્ય તક સમજી મંત્રીરાજે આગળ ચલાવ્યું:

'એ અત્યાચારો બંધ કરવાનો અમે નિરધાર કર્યો છે.'

'શાબાશ. આખરમાં બૂઢા રાણાની વાત સમજમાં આવી ખરી. જય એકલિંગજી!'

'સરદારોએ, સામંતોએ, સેનાએ બધાએ મળી એક ખતપત્ર તૈયાર કર્યું છે. શાન્તિચાહક પ્રજાજનો તરીકે યુદ્ધ બંધ કરવાનું એમાં ફરમાન છે. જે વાવંટોળ આવી રહ્યો છે, એનું સ્વાગત કર્યે જ છૂટકો છે. નહિ તો મેવાડના દીવા હોલવાઈ જશે. એ ખતપત્ર પર આપની સહીની જરૂર છે.'

'મારી સહીની જરૂર ! શાન્તિ માટે શાન્તિના કટ્ટા દુશ્મનની સહી ! અને એવી શાન્તિ મેળવી શું રાણા સંગના શબને લઈ જઈ મેવાડના સિંહાસને બેસાડવું છે ! અરે, જે હુતાશનથી ડરી તમે બચવા માગો છો, એ આમ શરણાગતીથી નહિ બુઝાય-બેવડો જગશે. કોણ છે એ શાન્તિના ચાહકો ! મને તેમની પાસે લઈ જાઓ, હું તેમની સાથે વાતો કરી લઉં.'

રાણા પથારીમાંથી બેઠા થયા, ને મંત્રીઓ દોરીને તેમને બહાર લઈ જાય, એ પહેલાં પરિચારકને ખભે હાથ મૂકી ખોડંગતા એ બહાર આવ્યા. બહાર સૈનિકો અને પ્રજાજનોનું મોટું ટોળું તૈયાર હતું. સહુએ તેમને 'જય એકલિંગજી ! જય રાણા સંગ્રામસિંહની' એવા જયજયનાદથી વધાવ્યા.

પરિચારકને ખભે ટેકો લઈ રાણાજીએ ધીરેથી કહ્યું: 'તમે બધા નજીક આવો. મારા બે શબ્દો સાંભળી લો!'

સહુ નજીક આવ્યા. રાણાજીએ ચલાવ્યું: 'તમે શાન્તિનો નિર્ણય કર્યો છે !'

'હા પ્રભુ ! અપરંપાર ત્રાસ વર્તી ગયો અમારા પર. અમારી દીનદુનિયા ખલાસ થઈ ગઈ.'

'એ ત્રાસ આ ગોઝારી શાન્તિથી દૂર થશે, તેમ માનો છો ! તમારી ભોમ પર બીજાનું આધિપત્ય સ્વીકારીને મેળવેલી શાંતિથી એ દૂર થશે, એમ માનો છો ! તમારાં દીન દુનિયા એથી તમારા હાથથી સરી જશે કે તમને મળશે ! શેતરંજના સોગઠાં જેવી હારજીતથી તમે શું એટલા બધા મૂંઝાઈ ગયા, કે શાન્તિની આડમાં સર્વસ્વ અર્પવા તૈયાર થયા ! નીતિ, ન્યાય, સ્વમાન, સ્વતંત્રતા શું તમામેતમામ એક શાન્તિને ખાતર વેચવા ચાલ્યા ! એક ભવમાં બે ધણી કરશો ! આજ સુધી મૂડીસર અન્ન તમે ખાતા હતા, પણ એ તમારું હતું. કાલે એ તમારું નહિ હોય. ભિક્ષાન્ન હશે એ-ને મહેરબાનીથી મળેલું હશે. શાન્તિથી મળેલું રાજ્ય સુરાજ્ય નહિ થાય. પરસેવા વગરનું અન્ન નહિ પચે.'

રાણાજી વિશેષ ટટ્ટાર થયા. આગળ બોલવું શરૂ કર્યું: 'આપણી જૂની કહેવત જાણો છો ને ! ડોશીના મરવાનો ડર નહિ, પણ જમ ઘર જોઈ જાય તેની ચિંતા છે. તમે શાન્તિ માગીને જમને ઘર બતાવશો. હજી કહું છું. વીરતથી મરજો. તમારી ખાખમાંથી જવાંમર્દી જાગી ઊઠશે. ખુવાર થજો-પણ ખમીરથી. ચાલો સજ્જ હો. છુપાયેલી એ નારીઓને બોલાવો. આપણને એ વિજયતિલક કરે. જીવનને સંગ્રામ માનજો. આખો વખત શ્વાસોશ્વાસની ભર-સેથી જ જીવન ટક્યું છે. રક્તસંચાર પર જ પ્રાણસંચાર છે. વિગ્રહમાં જ સર્જન છે. તમે જન્મ્યા ત્યારે તમારી માતાએ કેવો વિગ્રહ ખેડ્યો હતો ! એ વેળા શાન્તિ ઇચ્છી હોત તો ! સતત સાવધ રહો, સાહસી રહો, સજાગ રહો ! યુદ્ધને આમંત્રશો મા ! આવ્યા પછી આનાકાની કરશો મા ! આ ભૌતિક વિગ્રહો પર જ આધ્યાત્મિક ઉન્નતિ છે.'

સૈનિકો ને પ્રજાજનોનાં મોં નવા સાહસથી ચમકી રહ્યાં. રાણાજીએ પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું: 'બહાદુરો, કોઈ પણ જાતિનું પતન એના પરાજયમાં નહિ-પણ એની નામર્દાઈમાં છે. મર્દપણું કદી ભૂલશો નહિ. સંતાનો, મેવાડની ભૂમિ પર પરદેશીઓનો પગપેસારો થાય, એમને દૂર કરવાની તાકાત ગુમાવી બેસો, તો પણ મનથી હારશો નહિ, પ્રતિજ્ઞા લેજો, વ્રત લેજો, સારું ન ખાશો, ન ઓઢશો, ન પહેરશો. માના જેટલી જ માતૃભૂમિની પત રાખજો. માનું નાતરું ન હોય-અને તે પણ સગા દીકરાના હાથે તો ન હોય. ચાલો, એક એવું વજ્રકર્મ કરીએ-જે આપણી આવતી પેઢીઓને પણ પ્રેરણા આપે. ચાલો સહુ તૈયાર છો !'

'તૈયાર છીએ.' ગગનભેદી નાદ ઊઠ્યો.

'તો કાલે પૂર્વ દરવાજે સહુ સજ્જ થઈને આવે. શિયાળાના પ્રભાતે રણકૂચ શરૂ થશે. જય એકલિંગજી ! કદાચ રાણો સંગ નાશ પામશે-મેવાડી વીરો મરી ખપશે, એનાં બીજ અનેક વીરોને જન્માવશે.'

'જય એકલિંગજી!' સામો પ્રતિઘોષ થયો. રાણાજીના ઘામાંથી ફરીથી લોહી ટપકવું શરૂ થયું હતું.

[૩]

અંધારી રાતના નિશાતારો શાન્તિચાહકો અને વિગ્રહપ્રેમીઓની ભારે પ્રવૃત્તિ આખી રાત નિહાળી રહ્યા.

શાન્તિચાહકો શાન્તિ માટે કૃતનિશ્ચય હતા.

રાણાજીની બનાવટી સહી સાથે શાન્તિનો સંદેશો લઈને કાસદ ઊપડી ગયો. હવે શું! રાણાજીને નવું પગલું ભરતાં અટકાવવા જોઈએ, પણ કેમ અટકાવી શકાય? વાઘના મોમાં કોણ જાય? ત્યારે શું મંત્રીમંડળની વાતને સવારે વિગ્રહનો આરંભ કરાવીને કાવતરું ઠગવવી! અને તો સરહદ પર ખડો રહેલો કાળદૂત જેવો શત્રુ શા શા જુલમ ન ગુજારે?

મંત્રીમંડળે સર્વાનુમતે નિર્ણય કર્યો. સવારે વિગ્રહકૃત્ય રોકવાનો. અને એની જવાબદારી મહામંત્રીને શિર નાખી.

વિગ્રહમાં જ રાચનાર રાણાજી તો ભારે ઉત્સાહમાં હતા. ઘા પરથી પાટા દૂર કરીને પીવાની તમામ દવાઓ ઢોળીને બખ્તર જોવા બેઠા હતા. એમની પાસે શાન્તિનો શબ્દ લઈને જવું એટલે મસ્તકનો સસ્તો સોદો કરવો!

મંત્રીરાજ બબડ્યા: 'સાઠે બુદ્ધિ નાઠે. આ ડોસો દેશને રસાતાળ લઈ જશે. એનું નિર્માણ થઈ ચૂક્યું છે, પણ બીજાને......' દૂર દૂર શિયાળની લારી સંભળાણી. ચીબરીનો સ્વર આવ્યો. ઘુવડ જાણે કંઈ કહેતું હતું. મંત્રીરાજનો મોં પર ભયંકર નિશ્ચયની રેખાઓ તણાઈ.

એક સુવર્ણ પ્યાલો લાવવામાં આવ્યો. વૈદ્યરાજની દવાઓ સાથે કોઈ સફેદ ભૂકી એમાં ભળી ગઈ. થોડી વારમાં એ પ્યાલો રાજાજી પાસે મોકલાયો.

મેવાડનો રાજવંશ એવા પ્યાલાથી ડરે? રાણાજી ગટગટાવી ગયા. ભારે તાજગી! ભારે સ્ફૂર્તિ ને અચાનક રાણાજીને પેટમાં વાઢ ઊપડી.

સહુ એકઠા થઈ ગયા. આખી રાત સારવાર કરી.

વહેલી સવારથી પૂર્વ દરવાજે યોદ્ધાનાં જૂથ એકઠાં થઈ રહ્યાં હતાં. રાણાજીની જય પોકારાતી હતી. એટલામાં સંદેશો આવ્યો: 'રાણાજી સ્વર્ગવાસી થયા.' સંગ્રામ બંધ.'

શસ્ત્રધારીઓએ ઉઠાવેલાં શસ્ત્ર હેઠાં મૂકી દીધાં.

સંગ્રામનું અવસાન થયું: શાન્તિનો જન્મ થયો.

મેવાડનો ઇતિહાસ નવી રીતે લખાવો શરૂ થયો.


અનેક રોગની એક જ દવા

જીવનધારા

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, સંધિવા બશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત–દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ–પેડુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી ન કળવું ઇત્યાદિ અનેક જાતના દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઓષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૨।।।, વચલી બાટલી રૂ. ૧। અને નાની બાટલી રૂ. ૦।।≈ પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'બેનસ' નં. ૩૦૨

જે. એન. શેઠના : નડીઆદ




As one nears the shores of America coming from across the Atlantic one of the most inspiring sights is the Statue of Liberty It not only serves as a cheering beacon to the mariner but also symbolises the hopes of millions of downtrodden humanity who have left the Old World for the freedom of a new life in a new clime—freedom from want from fear and from oppression.

Of all freedoms however the greatest is the freedom from disease The heal or poor—for want of this freedom are changed to sick and diseased whose lives useless to themselves and to the world Freedom from disease is therefore the freedom which everyone should strive for



Cipla Laboratories are devoting fl time and attention to the produ high quality drugs and medicines relief of mankind thus striving for from disease In quality efficac high standard of production of medicines Cipla is equal to the best Scientific methods of and constant research lead to This is the motto followed by

Cipla
REMEDIES

EQUAL TO WORLD'S BES

# અમરજી દીવાન [નાટિકા] યંગકલબ

પાત્રો : રાજુ, રાણીમા, તેજસિંહ, રણમલ, અમરજી, રામજીભાઈ વગેરે.
સ્થળ : ગીરના જંગલમાં આવેલા કોઈ પણ એક ગામની નાનીશી બારાની ઝૂંપડી.
સમય : આજથી પચાસસાઠ વર્ષ પહેલાં સાંજના લગભગ ૮ અને નવની વચ્ચેનો.

[ દ્રશ્ય શરૂ થાય છે ત્યારે રાજુ, બારેક વર્ષની ઉમરનો, ઠીબમાંના દેવતાને ફૂંક મારી સચેત કરતો દેખાય છે. એ સિવાય ઓરડામાં એક કાથીનો ખાટલો, ખૂણામાં પાટલું અને તેની બાજુમાં ઉંધુ વાળેલું ખાલી ઠીકરું પણ નજરે પડે છે–જમણી તરફ અંદર આવવા માટે બારણું છે–જે ઉઘાડું છે, કાચું બનાવેલું ચોરસ કોડિયાવાળું ફાનસ ઓરડામાં ઝાંખા પડછાયા પાડી રહ્યું છે. સ્ટેજ ધૂંધળા પીળા પ્રકાશથી છવાયેલું છે. બહાર ભાપીને રહી ગયેલા વરસાદનાં નેવનો અવાજ આવે છે અને સાથે પવન ફૂંકાય છે તેની સિસોટી પણ સંભળાય છે......અડધી મિનિટ સુધી તખ્તા પર, ઉપર વર્ણવેલા વાતાવરણ સિવાય કશોય અવાજ નથી. પછી પગલાંનો અવાજ સંભળાય છે અને રાણીમા, પાંસઠેક વર્ષનો ડોસો એક ફાટેલ ધાબળી ખભે નાખીને લાકડીને ટેકે ડાબી તરફથી, કે જે ઘરની અંદરનો ભાગ છે, ત્યાંથી આવે છે. ]

રાણીમા : ( પહેલાં રાજુ તરફ અને પછી બહાર જોતાં ) બહુ કારમી રાત છે, નહીં ! ( રાજુ પડખે બેસે છે અને તેને પણ ધાબળી ઓઢાડે છે. )

રાજુ : ( દેવતાને સંકોરતાં ) હા... ને પાછું હિમેય પડે છે.

રાણીમા : જેમ જાણે કાંઈ ઓછું રહી ગયું હોય ! ( ઠીબ સરખી રીતે ગોઠવતાં ) આવી રાત તો કોઈ વખત ભાળી નથી. અંધારું પણ કેટલું છે ! કંઈ ય ભળાય એમ નથી.

રાજુ : આપણે ક્યાં જોવાય છે !

રાણીમા : ( બારણા તરફ જોતાં ) અહીં બારણે દીવો મૂકીએ તો !

રાજુ : શું લેવાને ! ( થોડી વાર પછી ) પણ બાપા, તમને બાઈના કાંઈ વાવડ તો નથી મળ્યાને ! ( રાણીમા તરફ તાકીને ) હં, મળ્યા લાગે છે.

રાણીમા : ના રે ના... ( નિસાસો નાખી ) એવાં નસીબ ક્યાંથી ! આ તો મેં કીધું કે દીવો ભાળીને ઈ આવે, તો જાણીએ તો ખરાં કે બધાં હેમખેમ છે.

રાજુ : ના ના...બાપા...બાઈએ તો એમ કીધું'તું કે ઈ પધારે ફરી પછી દીવો મૂકને.

રાણીમા : ઈ વાત ખરી, પણ આ કાળી રાતમાં કદાચ આપણાથી એનો કાગળનો ઈશારો નો સંભળાયો હોય તો !

રાજુ : એની ફિકર તમે શું લેવાને કરો છો ! તમ તમારે એણે કીધું છે એમ જ કરો ને ! ( થોડી વાર પછી ) લ્યો બેચાર છાણાં નાખો.

રાણીમા : ઈ નો બને દીકરા, મારો જીવ કેમ હાથ રે ! મને વ્હેમ આવે છે કે નક્કી આજે કાંક નવાજૂની થાશે. ( પવનનો સુસવાટો સંભળાય છે ) જોને, કેવો કાળ જેવો વા વાય છે ! કોઈક આપણો આશરો ગોતતું આવ્યું હોય, અને એને આપણે ઘરમાં આવવાની ના પાડી હોય, તેથી આખો વગડો રોતો હોય એવું લાગે છે.

રાજુ : શીદને દખી થાવ છો, બાપા ! મારું કીધું માનો ને...લ્યો, નાખો બેત્રણ છાણાં.

રાણીમા : ( એક–બે છાણાં હાથમાં લઈ તેમાંથી એકને ઠીબમાં નાખતાં ) જનમ ધરીને મેં ગાઈ દી આટલું દુઃખ. ( બહાર કશોક અવાજ થાય છે ) હેં ! ઈ શું !

[ બને જણા બારણા તરફ તાકે છે ]

રાજુ : ઈ તો વા વાય છે...બીજું કાંય નથી...આવી રાતે તો જેનો દી ફર્યો હોય ઈ અભાગિયો જ ઘરની બ્હાર નીકળે. (રાણીંગ બીજા ઉગિયાં વતી દેવતા સંકોરે છે) તમે જોયું ને આપા, કે આજ તો મારગે કોઈનો આવરોજાવરો ય નથી.

રાણીંગ : હા માળું...પણ આમાં નીકળે ય કોણ ! (થોડી વાર પછી) ભળકડે આહીરોનાં થોડાં ઘોડાં નીકળ્યાં'તાં...પછે એક સાધુ નીકળ્યો'તો...અને ઠેઠ સાંજે એક ઓજુસરાણું વેલડું જૂનેગઢ કોર ગયું. હારે બે આરબડા અસવાર હતા.

રાજુ : આરબોનાં બીજાં ઘોડાં તો નો'તાં ભળાણાં ને !

રાણીંગ : ના રે ના (ડોકું ધુણાવે છે) મારગ તો આખોય ઉજ્જડ છે. જતિના માથા જેવો... પણ રાજુ, તને લાગે છે કે ભાઈ આવે !

રાજુ : એમાં મને શું પૂછો છો આપા ? મને શું વધારે ખબર પડે તમારા કરતાં !

રાણીંગ : ના, એમ તો નહીં પણ...

રાજુ : હું તો એટલું જાણું છું કે પાંચ દી પહેલાં ખરે બપોરે ભાઈ આવ્યો'તો. કે'તો'તો કે ત્રણ દીથી ખાધું નથી. પછી બટકું રોટલો મેં આપ્યો...અને ખાધો નો ખાધો ને પાછો ભાગ્યો.

રાણીંગ : હું કહું છું ને કે આજ ઈ આવવો જોવે.

રાજુ : પણ ગઈકાલે ગીસતના વાવડ હતા. ઈના સપાઈયું ચોકી કરતા હશે એટલે હજી ભાઈ નથી આવી શક્યો.

[ બહારથી શિયાળની લાળી જેવો અવાજ સંભળાય છે ]

રાણીંગ : (ચમકીને) રાજુ, બેટા દીવો એકદમ તેજ કર.

રાજુ : (ઊભો થતાં) પણ આપા ! અવાજ તો આથમણી કોરથી આવ્યો.

રાણીંગ : (લાકડીના ટેકાથી ઝડપથી ઊભાં થતાં) હું કહું એમ કરને—ન્યાં ઓલી કોર ઈ સાળા કૂતરા મૂવા હશે ને એટલે...સમજ્યો ! (રાજુ દીવો તેજ કરી, બારણા તરફ જાય છે) ઊભો રે ઊભો રે ન્યાં ક્યાં દીવો લઈ જાય છે ! (દીવો રાજુના હાથમાંથી લઈ બારણા પાછળ મૂકતાં) આખો મલક ભાળે એમ હાલ્યો તે ! (પોતે બારણા આડા ઊભા રહી) જો ઓલી ઠીબ અંદર મૂકી આવ.

[ રાજુ ઠીબ અંદર મૂકવા જાય છે અને રાણીંગ આસ્તેથી કમાડ પર અવાજ કરે છે. કોઈક અંદર દાખલ થાય છે અને તરત જ બારણું બંધ થવાનો અવાજ સંભળાય છે. આવનાર જુવાને ભીનાં ખાખી કપડાં પહેર્યાં છે. ]

રાણીંગ : કોણ તેજુ ! દરી ગયો છે કે !

[ આવનાર તેજસિંહ માથું હલાવી 'હા' કહે છે અને ત્યાં જ બૂટ ઉતારે છે. ]

રાણીંગ : (તેના શરીરે હાથ ફેરવતાં) લૂગડાં તો બધાંય પલળી ગયાં છે; એમ કેમ થયું !

તેજુ : (સાફો અને કોટ ખાટલા પર મૂકતાં) મારગમાં તો બધે કોજું પડીયું'તું; એટલે મારે નદી તરીને આવવું પડ્યું...પછી પલળું જ ના !

રાણીંગ : (બારણા પાછળથી ફાનસ વચ્ચોવચ મૂકતાં) મારગમાં કોજું !...તયેં તો દુશ્મનો આવી પહોંચ્યા. હવે !

તેજુ : (એક કપડું નિચોવતાં) હા, ઠેઠ રાવની સુધી તો પહોંચી ગયા છે.

રાણીંગ : (ખાટલા પર બેસતાં) તયેં તો અમરજીયે ભેળા હશે !

તેજુ : અને રણમલ પણ છે. (રાજુને આવેલો જોઈ) કાં રાજુ કેમ છો ! જો અમે તો ગીરના સાવજોની જેમ જંગલોમાં રખડીએ છીએ.

રાજુ : ( હસતાં ) પણ કોઈ શિકારી મળ્યો તે હી !

તેજુ : તો આમ ( કપડું જોરથી નિચોવતાં ) નિચોવી નાખીએ.

રાજુ : પછી સુકવો પણ ખરા ને ?

તેજુ : એને પછી બીજી કશીય જરૂર નો રે'.

રાજુ : એ બધું તો ઠીક મોટાભાઈ, પણ અત્યારે તમે કઈ જગ્યાએથી આવ્યા !

તેજુ : અત્યારે તો હું મોઢેરાથી આવું છુ...

રાણીંગ : ( વચ્ચેથી ) ઠીક, ઠીક પણ રાજુ જો, ઓલા ગરમામાં રોટલા છે તે લાવ તો. ( રાજુ અંદર ગયા પછી તેજુને ) જો બેટા રોટલા તૈયાર છે. તારે ખાવું હોય તો અહીં ખાઈ લે, નીકર હારે બાંધી જા.

તેજુ : બાપા, તમે મારી ચિન્તા શીદને કરો છો ! નસીબમાં નિરાંતે બેસીને ખાવાનું લખ્યું હશે તો ખાશું.

રાણીંગ : એ નસીબની વાત જવા દે. મારે મન તો જેવડો રાજુ એવો જ તું છો.

તેજુ : ( હસતાં ) તો એને પણ મારી ભેળા જ મોકલો ને !

રાણીંગ : ના ના. એનાથી હજી એવું કામ નો થાય. એ તો હજી બચ્ચું છે. કોક ફોસલાવીને એની કનેથી વાત કઢાવી લ્યે; એટલે તારે પણ એની સાથે વાતચીત કરતાં ધ્યાન રાખવું.'

તેજુ : હું એની સાથે કોઈ ખાસ માહેતીની વાત કરતો જ નથી.

રાણીંગ : અરે હમણાં જ તું એને કે'તા'તો ને કે હું મોઢેરાથી આવ છ !

તેજુ : ( વિચારમાં પડતાં ) એ ભૂલ થઈ ગઈ–પણ હવે હું ક્યાં જવાનો છું ઈ મેં એને ક્યાં કહ્યું છે !

રાણીંગ : એટલે ! શું તમે બધાએ જૂનો ઉતારો બદલ્યો છે ?

તેજુ : હા ગીસતના વાવડ મળ્યા એટલે ( રાજુને દાખલ થતો જોઈ ) અમે જમાલપુર કોર પલાવ લઈ ગયા છીએ.

રાજુ : હેં મોટાભાઈ; આંહીં આવતાં બહુ મુસીબત પડી !

તેજુ : પડે જ નાં ! ત્રણ ગાઉ ચાલીને જ્યાં રાજનીના પાદરમાં પહોંચ્યો ત્યાં તો વરસાદ પડવા માંડ્યો.

રાજુ : ત્યારે તો સગડ દેખાવાની બીક ખરી.

તેજુ : બરાબર છે. અને એટલે જ મારે આડબીડ બેતરો ખૂંદવા પડ્યા.

રાજુ : ( ગરમું નીચે મૂકતાં ) પણ તમને કોઈએ ભાળ્યા તો નથી ને ?

તેજુ : ઈ કેમ ખબર પડે ? કારણ કે અંધારું થયું ત્યાં સુધી તો સીમ આખીમાં ઘોડાવાળા ફરતા'તા. અને ગામની પાસે તો આખી ગીસત પડી હોય એમ લાગતું'તું; એટલે ત્યાં તો ચકલું ય ફરકે એમ નો'તું...

રાજુ : અને એટલે તમે આડબીડ ઊપડ્યા.

તેજુ : હા...જો કે એક સપાઈ મળ્યો'તો, પણ પછી તો બધું બરાબર હતું.

રાજુ : હેં !...ઈ કેમ બન્યું !

તેજુ : સાવ સે'લું. મેં એનાં કપડાં ને જોડા પે'રી લીધા, એટલે પછી કળાવાનો કે સમજાવાનો જ નહીં.

રાજુ : એના જોડા લઈ લીધા, એમને ! બધારું સપાઈડું ! ( હસે છે ).

તેજુ : (હસતાં હસતાં,) હા...હા...જોડા...ખરો મરદ જોડા કેમ થઈ ગે એની તને ખબર છે! ચાલો ત્યારે હવે હું જરા ખાઈ લઉં...અને તું મારા સવાલનો જવાબ ગોતી રાખ. (ગરમા આગળ બેસે છે).

રાજુ : વખત છે ને ઊંઘી ગયો હશે!

તેજુ : (ગરમાનું ઢાંકણું ઉઘાડતાં) હા...ઊંઘી જ ગએલો...અને હવે તો એવો ઊંઘી ગયો છે કે ફરી પાછો કોઈ દી ઊઠવાનો નથી, જાગવાનો નથી, હું કાંઈ જોઈ શકવાનો પણ નથી.

[તેજુ રોટલાનું બટકું મોઢામાં મૂકે છે ત્યાં બારણા ઉપર અવાજ થાય છે.]

બહારથી અવાજ : બારણું ખોલો.

રાણીંગ : (ધીરથી) તેજુ! એકદમ ખડની ગંજીમાં સંતાઈ જા

બહારનો અવાજ : અરે! દરવાજો ખોલો છો કે નહીં!

[તેજસિંહ પોતાના કપડાં લઈને સરકી જાય છે.]

રાણીંગ : અરે રાજુ, તું પણ વાડામાં જા.

[રાજુ જાય છે.]

બહારથી અવાજ : કેમ કોઈ ઉઘાડતા નથી!

રાણીંગ : (બારણું અરધું ખોલીને) કોણ છો! હેં! તમારે શું જોઈએ છે! શું લેવાને કમાડ ખખડાવો છો!

[રાણીંગને હડસેલીને બે માણસો અંદર આવે છે; તેમનો એક દૂબળો પણ સહેજ ગોરાશ પડતી ચામડીનો અને તેજસ્વી આંખોવાળો છે. તેનું કપાળ મોટું છે. તેણે ધોતિયું અને અંગરખું પહેર્યાં છે. માથે પાઘડી પહેરી છે તે અમરજી છે અને બીજો આવનાર સશક્ત શરીરનો, સહેજ શામળા રંગનો, અને ઊંચો છે. તેણે સુરવાળ અને અંગરખું પહેર્યાં છે. માથે સાફો બાંધ્યો છે. તે રણમલ છે—જે જૂનાગઢનો પોલીસ જમાદાર છે.]

રણમલ : (આજુબાજુ) જોઈ છટકી ગયો લાગે છે.

અમરજી : (બારણા પાસે જ ઊભો રહી તેજુના જોડા બતાવતાં) પણ નિશાની મૂકતો ગયો છે.

રણમલ : (જોડા અને ગરમા તરફ નજર કરી) ત્યારે તો આપણે એના ખાવામાં ભંગાણ પાડ્યું. (બારણા પાસે જઈ) અરે સિપાઈઓ! (ચાર સિપાઈઓ દાખલ થાય છે.) ઘરની જડતી લો.

રાણીંગ : (જે હજુ બારણા પાછળ ધકેલાઈ ગયો હતો, તે આગળ, રણમલની પાસે આવીને) અરે સાબ! અહીંયાં તો હું રહું છું. હું રાજપૂત છું, અને આ રોટલા પણ હું જ ખાતો હતો.

અમરજી : (રણમલને આઘો ખસેડી, ડોસાને) હા...તમે જ ખાતા હતા. અને (ભીના જોડા બતાવીને,) આ જોડા કેમ ભીના છે! શું ઘરમાં ચૂવા વધી પડ્યા છે! (રાણીંગને નિરુત્તર જોઈ અમરજી જરા ધીરા તથા મોટા અવાજે) જુઓ, ડોસા, મને બરાબર ખબર છે કે હું કોને પકડવા, કોને ત્યાં આવ્યો છું. મને મળેલી બાતમી તથા મને મળેલો સગડ કોઈ દી ખોટો હોય જ નહીં. ખબર છે ને, કે આહી અમરજી આવ્યો છે.

અવાજ : વીંગમાંથી અરે...મને છોડી દો. (સિપાઈઓ રાજુને પકડીને આવે છે.)

અમરજી : (રાણીંગને) આ કોણ છે!

રાણીંગ : મારો નાનો દીકરો છે.

અમરજી : એમ ! તો પછી મોટો દીકરો ક્યાં છે ?

રાણીંગ : હેં એ...ના...પણ આ તો મારે માટે ખાવાનું લાવતો'તો.

અમરજી : (સિપાઈઓ તરફ જોઈને), ફરીથી તપાસ કરો, આ ભાઈનો મોટો દીકરો પણ આટલામાં જ હશે ! (સિપાઈઓ જાય છે.) અને દરબાર, (ડોસા તરફ જોઈ) તમે પણ ખાઉધરા લાગો છો ! આપ આમ આરામથી રોટલા જમો, અને આ બિચારો નાનો એવો છોકરો આપની તેનાતમાં ઊભો રે' ! ધૂળ પડી તમારા જીવતરમાં. (વીંગમાં થોડા ધમપછાડા સંભળાય છે, અને સિપાઈઓ તેજુને પકડીને લાવતાં, રણમલને) મેં નો'તું કહ્યું ! (રાણીંગને) કેમ ડોસા ! આ જવાન કોણ છે ? (રણમલને) આ ડોસાને તથા તેના નાના દીકરાને જરા બહાર લઈ જાઓ. (રણમલના ઈશારાથી સિપાઈઓ રાણીંગ અને રાજુને બહાર લઈ ગયા પછી તેજુને) કેમ જવાન ! તને ખબર છે કે તું કેવડો મોટો ગુનો કરી રહ્યો છે !

તેજુ : મેં ગુનો કર્યો જ નથી.

અમરજી : તેં રાજના બહારવટિયાને સંતાડ્યા છે, અને તમને ખાવાનું પહોંચાડ છો; અને તમે બધા ભેગા મળીને રાજની સામે હથિયાર ધારણ કરો છો. આ બધું શું ગુનો નથી ?

તેજુ : જી...ના. એ બધી તદ્દન ખોટી વાત છે.

રણમલ : એમ ? પણ આ શપાઈના જોડા તારી પાસે ક્યાંથી આવ્યા ?

તેજુ : હું હમણાં આવતો'તો ત્યારે રસ્તામાં પડ્યા'તા ત્યાંથી મેં લઈ લીધા.

અમરજી : પણ આવી રાતનો તું ક્યાંથી આવતો'તો ? (રણમલને) આપણે લાશ ક્યાં આગળ જોઈ'તી ?

રણમલ : ઢાવનીથી જરા આગળ.

અમરજી : જવાન, સિપાઈનું ખૂન તેં જ કર્યું છે. એનો પુરાવો મારી પાસે છે. પણ મને તારી જુવાની અને તારા વૃદ્ધ પિતાની દયા આવે છે... માટે તારા બધા મહેમાનો ક્યાં છે એની મને બાતમી આપીશ તો હું તને જીવતદાન દઈશ.

તેજુ : મારે એવું જીવતદાન જો'તું નથી. અને હું તમને એ પણ કહી દઉં છું કે મેં રાજના બહારવટિયાને નહીં, પણ તેમના આશરા વગરના છોકરાને સંઘર્યા છે.

અમરજી : શાબાશ જવાન !...એ બીચારાને આશરો તો મળવો જ જોઈએ...પણ તારે ત્યાં નહીં, મારે ત્યાં.

તેજુ : એટલે ?

અમરજી : (હસીને) મને તો એમ હતું કે તું કંઈક બુદ્ધિશાળી છો.

તેજુ : (હસીને) પણ હવે તો તમારી બીક ખોટી પડીને ?

અમરજી : જવા દે એ બધી પંચાત...અને તે બધાને મારે હવાલે કરી દે.

તેજુ : આપ એમને રાખીને શું કરશો ?

અમરજી : બહારવટિયાઓ એમને માટે થઈને જ મારે શરણે આવશે.

તેજુ : ઇ હું...ઈ નહીં બને.

અમરજી : કેમ ?

તેજુ : મેં એમને વચન આપ્યું છે.

તેજુ : (હસતાં હસતાં,) હા...હા...જોડા...ખરા મરદ, જોડા કેમ લઈ લે એની તને ખબર છે! ચાલો ત્યારે હવે હું જરા ખાઈ લઉં...અને તું મારા સવાલનો જવાબ ગોતી રાખ. (ગરમા આગળ બેસે છે).

રાજુ : વખત છે ને ઊંઘી ગયો હશે!

તેજુ : (ગરમાનું ઢાંકણું ઉઘાડતાં) હા...ઊંઘી જ ગએલો...અને હવે તો એવો ઊંઘી ગયો છે કે ફરી પાછો કોઈ દી ઊઠવાનો નથી, જાગવાનો નથી, હું કાંઈ જોઈ શકવાનો પણ નથી.

[ તેજુ રોટલાનું બટકું મોઢામાં મૂકે છે ત્યાં બારણા ઉપર અવાજ થાય છે. ]

બહારથી અવાજ : બારણું ખોલો.

રાણીંગ : (ધીરેથી) તેજુ! એકદમ ખાની ગંજીમાં સંતાઈ જા.

બહારનો અવાજ : અરે! દરવાજો ખોલો છો કે નહીં!

[ તેજસિંહ પોતાનાં કપડાં લઈને સરકી જાય છે. ]

રાણીંગ : અરે રાજુ, તું પણ વાડામાં જા.

[ રાજુ જાય છે. ]

બહારથી અવાજ : કેમ કોઈ ઉઘાડતા નથી!

રાણીંગ : (બારણું અરધું ખોલીને) કોણ છો! હેં! તમારે શું જોઈએ છે! શું લેવાને કમાડ ખખડાવો છો!

[ રાણીંગને હડસેલીને બે માણસો અંદર આવે છે; તેમાંનો એક દુબળો પણ સહેજ ગોરાશ પડતી ચામડીનો અને તેજસ્વી આંખોવાળો છે. તેનું કપાળ મોટું છે. તેણે ધોતિયું અને અંગરખું પહેર્યાં છે. માથે પાઘડી પહેરી છે. તે અમરજી છે અને બીજો આવનાર સશક્ત શરીરનો, સહેજ શામળા રંગનો, અને ઊંચો છે. તેણે સુરવાળ અને અંગરખું પહેર્યાં છે. માથે સાફો બાંધ્યો છે. તે રણમલ છે—જે નવાનગરનો પોલીસ અમલદાર છે. ]

રણમલ : (આજુબાજુ) જોઈ છટકી ગયો લાગે છે.

અમરજી : (બારણા પાસે જ ઊભો રહી તેજુના જોડા બતાવતાં) પણ નિશાની મૂકતો ગયો છે.

રણમલ : (જોડા અને ગરમા તરફ નજર કરી) ત્યારે તો આપણે એના ખાવામાં ભંગાણ પાડ્યું. (બારણા પાસે જઈ) અરે સિપાઈઓ! (ચાર સિપાઈઓ દાખલ થાય છે.) ઘરની જડતી લ્યો.

રાણીંગ : (જે હજુ બારણા પાછળ ધકેલાઈ ગયો હતો, તે આગળ, રણમલની પાસે આવીને) અરે સાબ! અહીંયાં તો હું રહું છું. હું રાજપૂત છું, અને આ રોટલા પણ હું જ ખાતો હતો.

અમરજી : (રણમલને આઘો ખસેડી, ડોસાને) હા...તમે જ ખાતા હતા. અને (ભીના જોડા બતાવીને,) આ જોડા કેમ ભીના છે! શું ઘરમાં ચૂવા વધી પડ્યા છે! (રાણીંગને નિરુત્તર જોઈ અમરજી જરા ધીરા તથા મોટા અવાજે) જુઓ, ડોસા, મને બરાબર ખબર છે કે હું કોને પકડવા, કોને ત્યાં 'આવ્યો છું'. મને મળેલી બાતમી તથા મને મળેલો સગડ કોઈ દી ખોટો હોય જ નહીં. ખબર છે ને, કે આંહી અમરજી, આવ્યો છે.

અવાજ : વીંગમાંથી અરે...મને છોડી દ્યો. (સિપાઈઓ રાજુને પકડીને આવે છે.)

અમરજી : (રાણીંગને) આ કોણ છે!

રાણીંગ : મારો નાનો દીકરો છે.

અમરજી : એમ! તો પછી મોટો દીકરો ક્યાં છે?

રાણીંગ : હેં એ...ના...પણ આ તો મારે માટે ખાવાનું લાવતો'તો.

અમરજી : ( સિપાઇઓ તરફ જોઇને ), ફરીથી તપાસ કરો, આ ભાઈનો મોટો દીકરો પણ આટલામાં જ હશે! ( સિપાઇઓ જાય છે. ) અને દરબાર, ( ડોસા તરફ જોઈ ) તમે પણ ખાઉધરા લાગો છો! આપ આમ આરામથી રોટલા જમો, અને આ બિચારો નાનો એવો છોકરો આપની તેનાતમાં ઊભો રે'! ધૂળ પડી તમારા જીવતરમાં. ( ડીંગમાં થોડા ધમપછાડા સંભળાય છે, અને સિપાઇઓ તેજુને પકડીને લાવતાં, રણમલને ) મેં નો'તું કહ્યું! ( રાણીંગને ) કેમ ડોસા! આ જવાન કોણ છે? ( રણમલને ) આ ડોસાને તથા તેના નાના દીકરાને જરા બહાર લઈ જાઓ. ( રણમલના ઈશારાથી સિપાઈઓ રાણીંગ અને રાજુને બહાર લઈ ગયા પછી તેજુને ) કેમ જવાન! તને ખબર છે કે તું કેવડો મોટો ગુનો કરી રહ્યો છે!

તેજુ : મેં ગુનો કર્યો જ નથી.

અમરજી : તેં રાજના બહારવટિયાને સંતાડ્યા છે, અને તેમને ખાવાનું પહોંચાડે છે; અને તમે બધા એમા મળીને રાજની સામે હથિયાર ધારણ કરો છો. આ બધું શું ગુનો નથી?

તેજુ : જી...ના. એ બધી તદ્દન ખોટી વાત છે.

રણમલ : એમ! પણ આ સિપાઇના જોડા તારી પાસે ક્યાંથી આવ્યા!

તેજુ : હું હમણાં આવતો'તો ત્યારે રસ્તામાં પડ્યા'તા ત્યાંથી મેં લઈ લીધા.

અમરજી : પણ આવી રાતનો તું ક્યાંથી આવતો'તો! ( રણમલને ) આપણે લાશ ક્યાં આગળ જોઈ'તી!

રણમલ : ડાવતીથી જરા આગળ.

અમરજી : જવાન, સિપાઈનું ખૂન તેં જ કર્યું છે. એનો પુરાવો મારી પાસે છે. પણ મને તારી જુવાની અને તારા વૃદ્ધ પિતાની દયા આવે છે... માટે તારા બધા મહેમાનો ક્યાં છે એની મને બાતમી આપીશ તો હું તને જીવતદાન દઈશ.

તેજુ : મારે એવું જીવતદાન જો'તું નથી. અને હું તમને એ પણ કહી દઉં છું કે મેં રાજના બહારવટિયાને નહીં, પણ તેમના આશરા વગરના છોકરાને સંઘર્યા છે.

અમરજી : શાબાશ જવાન!...એ બીચારાને આશરો તો મળવો જ જોઇએ...પણ તારે ત્યાં નહીં, મારે ત્યાં.

તેજુ : એટલે!

અમરજી : ( હસીને ) મને તો એમ હતું કે તું કાંઇક બુદ્ધિશાળી છો.

તેજુ : ( હસીને ) પણ હવે તો તમારી બીક ખોટી પડીને!

અમરજી : જવા દે એ બધી પચાત...અને તે બધાને મારે હવાલે કરી દે.

તેજુ : આપ એમને રાખીને શું કરશો!

અમરજી : બહારવટિયાઓ એમને માટે થઇને જ મારે શરણે આવશે.

તેજુ : ઇ હું...ઈ નઈ બને.

અમરજી : કેમ!

તેજુ : મેં એમને વચન આપ્યું છે.

અમરજી : શું સત્તા ? આ બાપ-દીકરાને મન મારી સત્તા કે માણસો કાંઈ જ હિસાબમાં નથી.
રામજી : હા...એ જરા નવાઈ જેવું છે.
અમરજી : નવાઈ ? નવાઈની વસ્તુ સમજાય ત્યારે તેની નવાઈ મટી જાય છે. આશાવાદી માણસ સામે જ્યારે અશક્યતાની આવી દીવાલ ખડી હોય ત્યારે તેનાથી બીજું શું બની શકે ? થોડા વખત પહેલાં મને લાગતું હતું કે બધું બહુ સહેલું છે; પણ હું ખોટો ઠર્યો છું...રણમલને પણ તેઓએ ફેરવી નાખ્યો !
રામજી : કઈ રીતે ?
અમરજી : તેણે કહ્યું કે આ તમે ન જોએલી દુનિયા છે...અને હું કબૂલ કરું છું કે આ જાતની દુનિયા મેં જોઈ નથી. જોકે મને એ ગમી તો નથી જ; પણ એ સાઠ વરસના ડોસા તથા પેલા જુવાન પાસે હું અમરજી સાવ લાચાર થઈ ગયો.
રામજી : લાચાર તો નહીં; કેમકે આપણે તેનું મોઢું ઉઘડાવી તો ન શક્યા પણ બંધ તો કરી શકીશું, એટલો સંતોષ છે !
અમરજી : એ સંતોષ મને નહીં થાય મને તો હું હાર્યો તેનો ધોખો છે. ( કાગળ રામજીને આપતાં ) એ બન્નેએ મને હરાવ્યો, ( રામજી બહાર ગયા પછી ) અને હવે થોડી વાર પછી તેમાંનો એક જ રહેશે.

[ અમરજી આંટા મારે છે; રાજુ દોડતો પ્રવેશ કરે છે. ]

રાજુ : મારા મોટાભાઈને બચાવો. ( અમરજીના પગ પકડે છે. )
અમરજી : ( ચમકીને ) તું કોણ છે ?
રાજુ : ( ઊભો થઈને પાછો ખસતાં ) કેમ ભૂલી ગયા એટલી વારમાં !
અમરજી : અરે હા. તું તો પેલા બહારવટિયા સતાવનારનો ભાઈ ને !
રામજી : ( આવે છે ) રણમલને હુકમ આપ્યો છે.
અમરજી : તો હવે વાટ કોની જુએ છે !
રાજુ : અરે મારા ભાઈને નહીં બચાવો !
અમરજી : કે પછી કેદી તોફાન કરે છે !
રામજી : જી...ના. એ તો તદ્દન શાંત છે.
રાજુ : પણ તમારે જે કાંઈ શિક્ષા કરવાની જરૂર હોય તે મને કરો ને !
રામજી : ( ગુસ્સે થઈને ) બહાર જા.
રાજુ : પણ આ તો મારું ઘર છે.
અમરજી : ( અમરજી શાંત થઈને જરા વિચાર કરીને ) તારું ઘર તને ગમે છે ?
રાજુ : ગમે તેવું હોય છતાં ઘર તો ગમે જ ને !
અમરજી : તારો ભાઈ તને ગમે છે ખરો ?
રાજુ : ગમે છે ને ? ઘર કરતાં યે વધારે.
અમરજી : તારા ભાઈએ ખૂન કર્યું છે, ખબર છે !
રાજુ : મારો ભાઈ કોઈને મારે એ ખૂન કહેવાય, અને તમે મારા ભાઈને મારો એ બહાદુરી કેમ !
અમરજી : તને ખબર છે તારા ભાઈએ રાજના દુશ્મનોને સતાવ્યા છે તે ! એટલે તેને શિક્ષા...
રાજુ : શરમ નથી આવતી એક જણને શિક્ષા કરવા પાંચ જણા બંદૂક લઈને ઊભા છો તે !
અમરજી : એ પાંચમાંથી એકની ગોળી તારા ભાઈને માટે બસ છે.

રાજુ : પણ એમાંથી એકની બંદૂક ન ફૂટે એમ તમે કરી શકો તેમ છો.
રામજી : જો તું અમને ખરી હકીકત કહે તો એમ પણ બની શકે.
રાજુ : હું કહું તો તમે ખરેખર મારા ભાઈને છોડી દેશો ?
અમરજી : જરૂર...અને તને ઈનામ પણ અપાવશું.
રાજુ : તો સાંભળો...
અમરજી : રામજીભાઈ ! આ બધું લખી લ્યો. [ રામજી કાગળ ઉપર લખવા માંડે છે. ]
રાજુ: મારો ભાઈ મોઢેરાથી આવ્યો હતો અને મારા બાપાને કહેતો હતો કે હવે જમાલપુર કોર ગયા છે.
અમરજી : તારો ભાઈ રોજ ઘેર આવતો ?
રાજુ : ના...ના... આજ પાંચમે દીએ આવ્યો.
અમરજી: તારો ભાઈ તારા બાપાને આ બધી વાત કરતો ત્યારે તને ત્યાં ઊભો રે'વા દેતો !
રાજુ : હા...કેમ !
અમરજી : જો છોકરા, ( કાગળ રામજીના હાથમાંથી લઈ લેતાં ) આમાંથી કોઈ ખોટું હશે તો તમને બન્નેને હું ફાંસી દઈશ.

[ અમરજી બારણા તરફ વળે છે. રામજી બારણું ખોલી બહાર જાય છે. અમરજી બારણે પહોંચે છે ત્યાં બંધૂકના અવાજ સંભળાય છે. તે ત્યાં જ ઊભો રહી જાય છે. પાછા ફરીને રાજુ સામે અને પછી હાથમાંના કાગળ સામે જુવે છે; કાગળ ધીમેથી જમીન પર નાખી બહાર ચાલ્યો જાય છે. અર્ધી મિનિટ બાદ શાર્ગીંગ દાખલ થાય છે. ]

શાર્ગીંગ : ( મૂંઝાતો ) રાજુ ! સાંભળ્યોને બંધૂકનો ધડાકો ?
રાજુ : ( રોતાં રોતાં ) બાપા... [ જોરથી પવન ફૂંકાવો શરૂ થાય છે. ]
શાર્ગીંગ : રો મા. ઈ અવાજના છેલ્લા પડઘા મને સાંભળી લેવા દે.
રાજુ : ( બારણા બહાર જોઈને ) ભાઈનું...
શાર્ગીંગ : ( તેની પાસે જઈને ) તારી જેવા અણસમજુ બાળક રુવે ઈ ઠીક પણ હું હવે રોવાનાં આંસુ ક્યાંથી લાવું !...સૂરજ આથમ્યો ત્યાં સુધી હું એક જુવાનજોધ દીકરાનો બાપ હતો, અને અત્યારે, ધર્મ માટે મરી ફીટનારા વીરનો જન્મદાતા છું. મોટા મોટા અમલદારો આવ્યા, સાથે તેમના માણસો અને હથિયારો પણ લાવ્યા. અને તેમની સામે કોણ હતું ! એક ઊગતો જુવાન, અને બીજો જીવનને કાંઠે બેઠેલો ડોસો. તેઓએ કહ્યું: 'બોલ;' પણ બેમાંથી એકેય બોલ્યા નહીં...જાણી રાખ રાજુ, કે મરણનીય ભયંકરતાને તુચ્છ બનાવી મૂકે એવું તત્ત્વ દુનિયામાં છે. અને શીખી રાખ, કે આંસુ પડાય તો એવા કાજે...જીવન અપાય તો એવા કાજે...ચાલ...આપણે તેને પહોંચાડી દઈએ...નહીં તો બીચારાને ટાઢ વાશે.

[ પવન વાય છે અને બન્ને બહાર જાય છે. ]

[ પડદો ]

આ નાટક ૭૦ મિનિટ સુધી ચાલ્યું હતું.

પંચ હાટડીએ ૧૯૪૩માં ભજવેલું જેમાં નીચે મુજબના ભાઈઓએ ભાગ લીધો હતો.

| | | |
|---|---|---|
| શાર્ગીંગ=નરહરિ ભટ્ટ | તેજસિંહ=ધનવન્તરાય | રાજુ=ગિરીશકુમાર |
| રામજીભાઈ=સચીન્દ્ર દેવ | રણમલ=હરિભાઈ ચૌહાણ | અમરજી=બાબુભાઈ વ્યાસ |

આ નાટકને ઇતિહાસપ્રસિદ્ધ અમરજી સાથે કશું લાગતુંવળગતું નથી કારણ કે તેનું વસ્તુ એક અંગ્રેજી નાટકને આધારે લેવામાં આવ્યું છે.

# ઉઘાડાં દ્વાર

ઉમર કુરૈશી

લતીફ શેઠ ધનસમ્રાટ નહોતા, ધનપતિ હતા, છતાં એમની ઉદાર સખાવતોની શહેરની ધનસમ્રાટોની સખાવતોને ઝાંખી પાડતી. આલમનો અભિપ્રાય હતો કે લતીફ શેઠની આ જાહોજલાલી એ એમના સખી દિલની સુવાસનું જ પરિણામ હતું. પેઢીને પગથિયે અને ઘરને આંગણે આવેલ તો નિરાશ થઈને ફરે જ શાનો, પરંતુ છેક દેશદેશાવર સુધી પણ લતીફ શેઠનો ઉદાર હાથ લંબાઈ જતો.

દુનિયા તેમને દાનવીર તરીકે ઓળખે કે સંસ્થાઓના અહેવાલોમાં અને ઇમારતોના શિલાલેખોમાં એમના મુબારક નામનો ઉલ્લેખ થાય એમ લતીફ શેઠ ક્યારેય ઇચ્છતા નહોતા. પરંતુ પોતાની સખાવતો દુરુપયોગ એ કદી સાંખી શકતા નહિ. એવા પ્રસંગો બનતા ત્યારે ખરેખર એમના સખી આત્માને આઘાત અને સખાવત પોતે જ આખરે એ એમને ઉગારી લેતી.

*

શેઠને પેઢીમાં પહોંચાડવા ઘોડાગાડી આવી ગઈ હતી. શેઠ એમાં સવાર થવા એની પાવડી પર કદમ મૂકતા હતા ત્યાં જ એમને કાને અવાજ આવ્યો:

'શેઠ! કુછ દિલા દો અલ્લાહકે નામપે. અલ્લાહ આપકા ભલા કરેગા.' એક ફકીર કરગરી રહ્યો હતો.

પાવડીની ઉપેક્ષા કરતો શેઠનો પગ ફરી ધરતીને હૈયે આવી પડ્યો અને શેઠના હાથે કોટના ખિસ્સામાંથી એક સિક્કાને બહાર ખેંચી કાઢી એ ફકીરની હથેલીમાં નાખી દીધો. ફરી કદમે ગતિ પકડી શેઠની કાયાને ગાડીની ગાદી પર ગોઠવી દીધી.

'શેઠ! કોઈ જૂનાપુરાના પહેરન ભી મિલ જાય તો ગરીબકા કામ બન જાય.' ઘોડા ગાડીને ગતિ આપે તે પ્રથમ ફકીરે પોતાની જીભને ગતિ આપી.

પોતાના જર્જરીત ખમીસની ચાળ આગળ ધરી રહેલા ફકીર પર નજર નિતારી ઊપડતી ગાડીએ શેઠે પોતાની જીભ ઉપાડી: 'શામકો આના.'

'બહોત અચ્છા સખીદાતા! ખુદા આબાદ રખ્ખે.' ફકીરના દિલમાંથી ઊગેલી એ દુઆએ દોડતી ગાડી પાછળ દોટ મૂકી.

*

સવારે અગિયાર વાગે લતીફ શેઠ એમની પેઢીમાં આવતા. એ વખતે પેઢીના નોકરો ઉપરાંત કોઈ ને કોઈ ફંડફાળા કરવા નીકળેલા એમનું સ્વાગત કરવા બેઠા જ હોય અને પેઢીના દરવાજે એકબે ભિખારીઓ એમની નેકી પોકારતા હોય એ તો વળી વધારામાં.

આજે પણ બે જણ શેઠના આગમનની વાટ જોતા હતા. તેમણે શેઠ આવતાં ઊભા થઈ સલામ કરી.

સલામ ઝીલી શેઠ એમની બેઠકે પહોંચ્યા. પછી જરા સ્વસ્થ થઈ એમણે એ મુલાકાતીઓનાં ખબર-અંતર પૂછ્યાં. એ બંને જણા એક યતીમખાના માટે ચંદો જમા કરવા પ્રવાસે નીકળ્યા હતા.

'હં, આપણી સંસ્થાઓ આટલે વખતે પણ પોતાનું કરી લેવા જેટલી પગભર નથી થઈ શકતી એ બહુ જ અફસોસની વાત છે.' શેઠે સહેજ નિરાશાભર્યા અવાજે કહ્યું.

'આપની વાત તો સાચી જ. પરંતુ જ્યાં સુધી આવી સંસ્થાઓ માટે અમુક રકમ અનામત મૂકવામાં ન આવે ત્યાં સુધી આમ ફંડફાળા જારી જ રહેવાના.'

'એમાં વાંક જ આપણી ટૂંકી નજરનો છે. જોરશોરથી આપણે એક સંસ્થા તો ઊભી કરી દઈએ છીએ પણ એના ભાવી નિભાવનો

સમગ્ર આધાર આપણું એના નસીબ પર છોડી દઈએ છીએ. ઠીક, એ તો કહો કે આપ ક્યાં ક્યાં જઈ આવ્યા ?

'જી, હજી ક્યાંય ગયા નથી. આપ જેવાના મુબારક નામથી જ શરૂઆત કરવાનો વિચાર છે.'

'જુઓ ભાઈ ! જે શોભતું હોય એ જ શોભે. પહેલાં મોટા મોટા શેઠિયાઓ પાસે જઈ આવો અને એમને પતાવી અહીં આવો; સમજ્યા ને !'

આવે વખતે કશી જ આનાકાની શેઠ કરતા નથી એવી છાપ મન પર લઈને આવેલા મુલાકાતીઓ નવાઈ પામ્યા.

'માફ કરજો, અતિશયોક્તિ કે નકામી પ્રશંસા નથી કરતો પણ હકીકતમાં અમે તો એકમાત્ર આપની જ આશાએ આવ્યા છીએ.'

'જુઓ ભાઈ ! વાત એમ છે કે છેલ્લા એક બનાવથી મારા દિલને ખરેખર આઘાત લાગ્યો છે, જેમાં મને પોતાને અંગત રસ લેવાનો પ્રસંગ હતો એવી એક જાહેર સંસ્થાના કાર્યકરો ફંડફાળો બધો જ હજમ કરી ગયા, ન મળે હિસાબ કે ન મળે કિતાબ.'

'પણ શેઠ સાહેબ ! બધા જ સરખા નથી હોતા ને ?'

'એ તો હું પણ માનું છું. પણ આવા થોડાક લેભાગુ અમારા જેવાનો તમારા જેવા-માંથી તો વિશ્વાસ જ ઉઠાડી દે ને ! સખાવત એ તો ફરજ છે. પણ એનો ગેરઉપયોગ થતો જોવો એ ખરેખર કયામત છે.'

અને થોડી વધારે વાતચીત પછી એમ નક્કી થયું કે મુલાકાતીઓએ શહેરના બીજા સખી ગૃહસ્થો પાસે જઈને પછી લતીફ શેઠ પાસે આવવું.

*

સાંજે ફરી પાછો પેલો ફકીર હાજર થઈ ગયો. શેઠે એને એક માંડ ત્રણ ધોણ ખાધેલું નવું ખમીસ આપ્યું.

'સખી શેઠ ! ખુદા તેરા દો જહાનમેં ભલા કરે.' ખમીસ લેતાં લેતાં ફકીરે દુઆ દીધી અને ઘરમાં પાછા ફરતા શેઠને એક નવી અરજ કરી; 'શેઠ સાહબ ! ગરમીકે દિન હય ધૂપમેં પૈર જલ જાતે હય. ફૂટીટૂટી જુતિયાં દિલાદો. મિસ્કીન પહેન કર દુઆ કરેગા.'

'કલ આના.' શેઠે વાયદો આપ્યો.

'બહોત અચ્છા. અલ્લાહકે પ્યારે ! હમ હાતિમ જયસા દિલ પાયા હય !'

ફકીર ત્યાંથી નીકળીને સીધો પહોંચ્યો જૂનાં કપડાં લેનાર-વેચનાર પાસે.

'શું લેવું છે સાંઈબાવા ?' કપડાવાળાએ ખમીસ આડુંઅવળું તપાસતાં પૂછ્યું.

'તમારે શું આપવું છે ?' આસપાસ એ નજર ફેરવી ફકીરે શુદ્ધ ગુજરાતીમાં પૂછી નાખ્યું.

કપડાવાળાએ ખમીસને ફરી તપાસતાં કહ્યું 'કાપડમાં કાંઈ ખાસ દમ નથી. એક જ વાર કરી દઉંને ?'

'હા હા, જલદી નિકાલ લાવને !' ફકી ઉતાવળો થયો.

'દોઢ રૂપિયો !'

'હં ! લીધાં તે ખમીસ ?' ખમીસ ઝૂંટવી લઈ ફકીર ચાલવા લાગ્યો.

પેલાએ તેને રોક્યો અને એ સોદો આખ અઢી રૂપિયામાં પત્યો.

ફકીર ત્યાંથી નીકળી પહોંચ્યો ગાંજા-વાળાની દુકાને અને થોડા વખતમાં તો શેઠની સખાવત ધુમાડો બની આકાશને આંગણે શેઠની કીર્તિ ગાવા ઊપડી ગઈ.

*

'સાંભળ્યું ને ! પેલા સંસ્થાવાળા, કહે છે ફાળાની પાઈએ પાઈ ખાઈ ગયા.' શેઠે મહે-તાજીને કહ્યું.

'હોય શેઠ ! દુનિયા છે.'

'આમ ને આમ દુનિયામાંથી ઈતબાર અને યકીન ઊડી ગયાં. હં, પેલા યતીમખાનાવાળા ફરી આવ્યા હતા ?'

'ના ના, હજી સુધી તો આવ્યા નથી.

'તમને કેમ લાગે છે?'

'એમ તો વિશ્વાસ બેસે છે. પછી તો માલિક જાણે!'

અચાનક શેઠની નજર ટપાલ લઈ આવેલા નોકર પર પડી અને પડી એવી ચોંટી ગઈ. એમને ઘડીક તો એમની આંખ માટે શંકા ઉત્પન્ન થઈ પણ આખરે ખાતરી થઈ કે એ નોકરે પહેરેલું ખમીસ બીજું કોઈ નહિ પણ ગઈકાલે પોતે સગા હાથે જ ફકીરને આપેલું પોતાનું ખમીસ જ છે.

'ઉસ્માન!'

'જી.' ટપાલ લાવેલ નોકરે જવાબ આપ્યો.

'અહીં આવ તો!'

ઉસ્માન નજીક આવ્યો. શેઠે એના ખમીસનું કાપડ તપાસતાં કહ્યું: 'કપડું મજાનું છે. તેં આ ક્યારે સીવડાવ્યું?'

'સીવડાવ્યું નથી.'

'ત્યારે?' શેઠ જવાબ સાંભળવા ઉત્સુક બન્યા.

'વેચાતું લીધું.'

'ક્યાંથી?' શેઠની જિજ્ઞાસા વધી પડી.

'જૂના કપડાં વેચનાર પાસેથી.'

'હં.' શેઠને આખી વાત સમજાઈ ગઈ

'તું આમ ઉઘાડે પગે પોસ્ટ ઑફિસે ગયો હતો?' ઉસ્માનના ઉઘાડા પગે શેઠનું ધ્યાન ખેંચ્યું હતું.

'હા જી.'

'કેમ?'

'જોડા ફાટી ગયા છે.'

'સાંજે લઈ જાજે ઘરેથી. જા.'

ખમીસની વાતથી અસ્વસ્થ બનેલા શેઠ ટપાલ વાંચવામાં રસ ન લઈ શક્યા. આજે ફરી એમણે એક આઘાત અનુભવ્યો હતો. અખ્ખાવતોનો આ ઉપયોગ! ખેરાતની આ વલે! ઉદારતાનો આ નતીજો! સખી દિલની આવી ક્રૂર હાંસી! એ બેચેન બની ગયા. ઘરે ચાલ્યા જવા ઊઠ્યા.

'મહેતાજી!'

'જી.'

'પેલા યતીમખાનાવાળા આવે તો દાદ દેતા નહિ એમને.' કહી એ ઝપાટો પેઢીની બહાર નીકળી ગયા.

*

સાંજે પેલો ફકીર આવી પહોંચ્યો.

'બાબા! એ સખી શેઠ!' એણે શેઠનો બારણે પોકાર કર્યો

થોડી વારે બારણું ખૂલ્યું.

શેઠે આપેલા નવા જોડા પહેરી બારણામાંથી બહાર નીકળતો ઉસ્માન, આશાભરી મીટ માંડી રહેલા ફકીરની નજરે પડ્યો.

'શેઠસા'બ નહિ હય?' ફકીરે એને પૂછ્યું.

'હય.' કહી ઉસ્માન ચાલતો થયો.

'સખી દાતા! ગરીબ આપકે દર પર આયા હય.' ફરી ફકીરે સાદ પાડ્યો.

'કયું, ક્યા શોર મચા રખ્ખા હય?' લતીફ શેઠે બહાર નીકળી ફકીરને ધમકાવ્યો.

'આપને કહા થાને—વો જુતિયાં દેનેકા.'

'વોહ પહેરન કહાં બેચ ડાલા?' હોઠ સુધી આવી ગયેલા એ શબ્દો પરાણે પાછા ધકેલી શેઠે બે હાથ જોડી કહ્યું, 'બસ સાંઈ મૌલા! અબ માફ કરો.' શેઠ ઘરમાં ચાલ્યા ગયા અને ફકીર દિગ્મૂઢ બની એ ભિડાતાં દ્વાર જોઈ રહ્યો.

*

પેઢીમાંથી બરાબર જવાબ ન મળ્યો એટલે પેલા યતીમખાનાવાળા શેઠના મકાનનું સરનામું મેળવી શેઠને મળવા ઊપડ્યા. શેરીમાં પ્રવેશતાં એમણે શેઠ અને ફકીરનો પ્રસંગ જોયો.

'શેઠ તપી ગયા લાગે છે.' એકે કહ્યું.

'હા યાર! વાત મારી તો નહિ જાય ને?' બીજાએ શંકા ઉપસ્થિત કરી.

'શું કરશું?'

'જઈ આવીએ. હા—નાનો જવાબ તો મળી જાય?'

બન્ને શેઠના મકાનની નજીક આવી ગયા.

શેઠ શરૂઆતમાં તો એમને જોતાં ગુસ્સે થયા હતા પણ પછી તદ્દન સ્વસ્થ શાંત બની ગયા હતા. મુલાકાતીઓએ એમને શહેરના આગેવાન સખી ગૃહસ્થોએ આપેલી રકમોની યાદી બતાવી અને તદુપરાંત ઘણીયે દલીલો અને ચર્ચાઓ થઈ પણ આજે શેઠ એકના બે થતા જ નહોતા.

'પણ શેઠ! જો આપ કહો તો અમે આપને અમારી ઇમાનદારીના પુરાવા લાવી દઈએ. અમારે માથે ય ખુદા બેઠો છે. અમારે આપ જેવાના દિલની સદ્‌ભાવનાને લૂંટવી નથી, વધારવી છે.' શેઠે જ્યારે છેક સુધી નનૈયો ગાયે રાખ્યો ત્યારે પેલામાંના એકે કહ્યું.

'ભાઈ! એમાં ઇમાનદારીની વાત જ નથી. કસમ ખાઈને કહું છું કે મને તમારામાં જરાય અવિશ્વાસ નથી. પણ મેં તમને કહ્યું ને કે આજે જ ફરી મારા દિલ પર એવો ફટકો પડ્યો છે કે જેની કળ દિવસો સુધી વળવી મુશ્કેલ છે.' શેઠે ઘડીક પહેલાં બીતેલી ફકીરની વાતનો ઉલ્લેખ કર્યો.

'શેઠ સાહેબ! આપને કેમ સમજાવવા કે અમારાં બધાં સ્વપ્નાં ધૂળધાણી થઈ રહ્યાં છે. હજી પણ અમારી ડૂબતી આશાને આપના તરફથી એકાદ તણખલું મળી જાય તો એહસાન થશે. ફૂલની આશાએ આવેલા પાંખડી પણ નહિ પામી શકે?'

'ફૂલ લઈ જનારા જ કાંટા ભોંકી જાય ત્યારે એનું પરિણામ શું આવે?'

સંવાદ રસિક બન્યે જતો હતો.

'એ તો ઝેર જીરવીને દુન્યાને અમૃતની પ્યાલીઓ આપ્યે જવી એ જ જિંદગીની સફળતા છે ને?'

'પણ છતી આંખે આંધળા કેમ થવાય? સખાવત અપાય પણ કાંઈ વેડફી નખાય?'

'પણ આમાં તો વેડફી નાખવાની વાત નથી ને?'

'એ વાત ખરી પણ જાણો છો ને કે દૂધનો બળ્યો છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ છે!'

'તો આપનો આખરી જવાબ આજ છે?'

'ભાઈ! તમને નકારતાં મારા દિલમાં કેવી વેદના થાય છે એ તો એક દિલ અને એનો ઘડનારો જ જાણે છે. અત્યારે તો મને માફ કરો. હું મજબૂર છું.'

'અમારાં અને યતીમોનાં જેવા નસીબ શેઠજી! હવે અમે આપને વિશેષ તકલીફ આપવા માગતા નથી. આપેલ તસ્દી બદલ આપની માફી...'

'હં હં ભાઈ! મને આમ શરમાવો મા. વારુ, એ તો કહો કે ક્યાં ઊતર્યા છો?'

'હિલાલ લૉજમાં.'

એમની નિરાશાભરી વિદાય થતી જતાં શેઠને એક નવો જ આઘાત લાગ્યો. પોતાને માટે જબરી આશા લઈને આવેલા બે સેવાભાવી સજ્જનોને એમણે ખાલી હાથે પાછા વાળ્યા, એમના વિશ્વાસનો ઘાત કર્યો, સખાવતની ભાવનાને રોળી નાખી, આહ! કેવી નિષ્ઠુરતા!

*

'કોણ છો તમે?' પોતાની પથારીની આસપાસ ફરી વળેલા છોકરાઓને શેઠે પૂછ્યું.

'હા...હા...હા...' છોકરા હસ્યા.

'હરામખોરો! હસો છો શું?' શેઠ તાડૂક્યા.

'એલા આ મોટા દાતાર તો જુઓ.' એક છોકરાએ કહ્યું.

'જાણે હાતિમતાઈ.' બીજો બોલ્યો.

શેઠ તો એ સાંભળી રાતાપીળા થઈ ગયા.

'કહેવાય છે મોટા સખી પણ સખાવતને હજી સમજ્યો નથી.' એકે કહ્યું.

'હેં! હું સખાવતને નથી સમજતો?' શેઠ ભભૂક્યા.

'ના...ના' ત્રણેય જણ સાથે બોલ્યા.

'મૂર્ખ છે મૂર્ખ.' એકે કહ્યું.

'નહિતર આમ વર્તે ખરો? એક નહિ

# ભીમના ટોડા

માધવજી પટેલ

આરંભ મુરત જોઈને દ્રોણ ગુરુએ નિશાળ શરૂ કરી. આ નિશાળમાં કાંઈ એકડો, બગડો કે કક્કો ઘૂંટાવવાનો નહોતો. અહીં તો બાણુવિદ્યા ભણાવવાની હતી. ધનુષ ઉપર હાથ બેસારી ધાર્યું બાણ છોડવાનું અને નિશાન ને આંટી દેવાનું. અને તે ઉપરાંત અગ્ન્યાસ્ત્ર, વરુણાસ્ત્ર, અનેકાસ્ત્ર વગેરેના મંત્રો મોઢે કરવાના.

પહેલે દિવસે વિદ્યાર્થીઓએ ગુરુની પૂજા કરીને સાકર, શ્રીફળ અને મીઠાઈ તેમને ચરણે ધર્યાં. ગુરુએ પ્રસાદી વહેંચાવી સાનું ગળ્યું મોઢું કરાવ્યું અને બાણુવિદ્યાનો પહેલો મંત્ર આપ્યો અને સૌને વારાફરતી એક એકવાર બોલાવ્યા. માત્ર અર્જુનને મંત્ર ન બોલાવ્યો કારણકે દુર્યોધન વગેરે ચંડાળ ચોકડીએ ગુરુને અટમપટમ સમજાવી અર્જુન વિદ્યા ન ભણી જાય એટલા માટે નિશાળની બહાર ઓસરીમાં બેસે એમ નક્કી કરાવ્યું હતું.

આમ પહેલો દિવસ પૂરો થયો. બીજે દિવસે આગલા દિવસનો મંત્ર ગુરુજીએ સૌને બોલાવી જોયો પરંતુ શું બોલે બાપનો બુધવાર! બધા શાહુકાર ભેગા થયા હતા એટલે ગુરુની આપેલી વિદ્યા દરરોજ સાંજે તેમને પાછી સોંપી જતા હતા. માત્ર અર્જુન એકલો જ વિદ્યાચોર હતો. ભલેને સૌએ તેને બાઘો બેસાર્યો પરંતુ કાન સરવા કરીને ગુરુ સૌને મંત્ર મોઢે કરાવે ત્યારે બરાબર સાંભળતો. ગુરુમહારાજ સો કોરવો અને કર્ણને બોલાવતા એટલે દરેક મંત્ર ૧૦૧ વખત સંભળાતો હતો. પછી તો એક ધ્યાનથી સાંભળનાર અને ધગશથી ભણનારને મુખપાઠ થઈ જ જાયને? આ ઉપરાંત દ્રોણગુરુનો પુત્ર અશ્વત્થામા પણ સૌની સાથે ભણવા બેસતો હતો. સૌને ભણાવવાની સામાન્ય વિદ્યા ઉપરાંત દ્રોણ પોતાના પુત્રને કેટલીક ગુપ્ત વિદ્યા પણ શીખવતા. આ માટે એમણે એવી યુક્તિ કરેલી કે જ્યારે બધા વિદ્યાર્થીઓ શાળાનું અને ગુરુજીનું અંગત કામકાજ કરવા બહાર જાય ત્યારે અશ્વત્થામાને એકાંતમાં મંત્રો ભણાવી દેતા. અર્જુન રીતસરનો વિદ્યાર્થી નહિ એટલે તેને શાળાનું કામકાજ કરવાનું ન હતું અને તેથી અર્જુન હાજર જ હોય. આમ અર્જુનને બેવડો લાભ થવા લાગ્યો.

કૌરવો ભણવામાં કક્કાનો ચૌદમો અક્ષર હતા પરંતુ રમવાના ઘણા જ શોખીન. નિશાળ પૂરી થયા પછી નિયમિત રાજબાગમાં રમવા જાય. અર્જુન સાથે હોય જ. સામા પક્ષનો રમનારો ન હોય તો રમવામાં શું મજા પડે! અર્જુન ઉપર ખાર રાખી દાવ લેવાનું, તેને ખીજવવાનું અને વગર વાંકે મારવાનું કૌરવોને ભાગે કે બંધાણ થઈ ગયું હતું. આ બધા પાછળ મામાશ્રી પન્નો હાથ ખરો.

ઘણી જાતની રમતો રમાતી પરંતુ ઘોડીદા તેમની પ્રિય રમત હતી. આ રમતમાંથી કોઈ એક જણ દડો ઉછાળે, ઉછાળેલો દડો જે ઝીલે તે ઘોડેસ્વાર કહેવાય. ઘોડેસ્વાર જેને દડો આંટે તે ઘોડી થઈને દાવ આપે. રમત રમનારા

ઘોડીના વાંસામાં થપાટ મારીને નક્કી કરેલ ઝાડ ઉપર જલદી જલદી ચડી જાય. ઝાડ પર ન ચડી શક્યા હોય તેમાંના કોઈ એકને, ઘોડી થયો હોય તે દડો મારે તે ઘોડી થાય અને ઘોડી થયેલો દાવ લે. આમ ઘટમાળ ચાલ્યા કરે.

આમ રાજકુમારોનો અભ્યાસ અને રમત-કસરત નિયમિત ચાલવા લાગ્યાં.

અર્જુન અભ્યાસમાં સૌથી આગળ નીકળી ગયો પરંતુ શરીર કંતાવા માંડ્યું. ધીમે ધીમે ઘસારો વધવા માંડ્યો. શરીર ગળીને હાડકાંનો માળખો બની ગયું. હાડકેહાડકાં ગણી લ્યો ને ! શરીરમાં લોહીનો છાંટો ન મળે એટલે રંગ સફેદ પૂણી જેવો થઇ ગયો. ભાઇઓ તથા માતા કુન્તાનું ધ્યાન ગયું પરંતુ અભ્યાસની વધારે પડતી ઉપાધી કરતો હશે એમ અનુમાન કરીને કોઈએ તેનો ગંભીરતાથી ઉપચાર ન કર્યો પરંતુ ભીમસેનને આ ખુલાસો ગળે ન ઊતર્યો. તેને તો આની પાછળ કોઈ ગંભીર કારણ હોવાનો વહેમ આવ્યો પરંતુ પત્તો કેમ મેળવવો ? આ વખતે અર્જુન ગાફેલ થઇને માતાજીને કે કોઈને સાચી વાત જણાવશે નહિ. છતાં પણ સાચી હકીકત મેળવ્યા સિવાય છૂટકો છે ? અને લીધી વાત છોડે તો ભીમસેન શાનો ? તેણે તો છૂપી પોલિસની અદાથી વાત સમજીને ઉકેલ લાવવાનો દઢ નિશ્ચય કરી લીધો.

અર્જુન જમવામાં સૌથી પાછળ રહેતો અને એકલો એકલો જમી લેતો. નાહવામાં પણ સૌની પાછળ અને બંધ બારણે નાહતો. વળી વધારે ને વધારે એકાંતપ્રિય થતો જતો હતો. તેનો ખોરાક પણ ઓછો થયો હતો. એટલે પહેલી નજરે ભીમને લાગ્યું કે જરૂર અર્જુનને કોઈક રોગ તો છે જ જેની જાણ કરવાની તેની ઈચ્છા નથી. આટલી પ્રાથમિક તપાસ ઉપર મદાર બાંધીને ડિટેક્ટીવ સાહેબે આખી યોજના ઘડી કાઢી.

કોઈને ખબર ન પડે તેમ નાહવાની ઓરડી ઉપરથી થોડાં નળિયાં કાઢી લીધાં. ઉપર ચડતાં ખખડાટ ન થાય અને અંદર જોઇ શકાય તેટલું અજવાળું આવે તેવી ગોઠવણ કરી લીધી. અર્જુનને વહેમ ન આવે એ માટે બેત્રણ દિવસ જવા દીધા. વાત જૂની થઇ ત્યારે બરાબર અર્જુન નાહવા બેસે તે પહેલાં થોડી વારે ચોર પગે બાથરૂમ ઉપર ચડી ગયો. અર્જુન આવ્યો અને નાહવા બેઠો. જોયું તો તેના વાંસામાં મોટું ભરનીંગળ ગૂમડું અને ગૂમડા ઉપર લોહીપરુવાળો પાટો. ભીમસેનને કમકમાં આવ્યાં. શાન્તિથી નીચે ઊતરી ગયો. મગજ વિચારે ચડ્યું. અરેરે આટલું બધું થયું છે છતાં અર્જુન કોઈને વાત કેમ નહિ કરતો હોય ? ગૂમડું થયું છે તે કાંઈ છુપાવવા જેવો રોગ નથી અને છતાં અર્જુન છુપાવે છે માટે કાંઇક ગંભીર કારણ હોવું જોઇએ. જો હું સીધો પૂછવા જઇશ તો વાત ટાળી નાખશે; અગર મારી સાથે આડાઈ કરીને તકરાર કરવા માંડશે તેના કરતાં માતાજીની મારફત જાણવાનો પ્રયાસ કરી જોઉં.

લાગ જોઇને કુન્તાજીને ભીમસેને બધી વાત કરી. મીઠુંમરચું ભભરાવીને એવી સરસ રીતે વાત કરી કે સાંભળતાં સાંભળતાં જ કુંતાજી રડી પડ્યાં. અત્યારે

તો અર્જુન ભણવાં ચાલ્યો ગયો હતો એટલે રાત્રે જમતી વખતે કઈ રીતે વાત કરવી તે નક્કી કરીને મા-દીકરો છૂટાં પડ્યાં. ભીમસેન તો ગયો પરંતુ કુંતાને કયાંય ચેન પડતું ન હતું. કયારે અર્જુન આવે અને કયારે વાત પૂછું.

ભીમસેન વળી જુદો જ વિચાર કરતો હતો. કદાચ અર્જુન માતાજી પાસેથી પોતાની વાત કોઈને નહિ કહેવાનું વચન લઈ લેશે તો! એક વખત વચને બંધાયા પછી માજી કોઈને પણ વાત કરે જ નહિ એ પણ એટલું જ સાચું હતું અને આમ બને તો આખી બાજી ઊંધી વળે અને કર્યું-કારવ્યું ધૂળ થાય! હવે શું થાય! એકાદ ક્ષણ તો મૂંઝાયો ખરો પરંતુ તરત જ તેના ફળદ્રુપ ભેજાએ ઉપાય શોધી કાઢ્યો. માતાજી અને અર્જુન જે વાતચીત કરે તે છુપાઈને સાંભળી લેવી. બસ થયું! સાંજે અર્જુન આવે તે પહેલાં જમવાના ઓરડાના મેઢા ઉપર સંતાઈને બેસી ગયો.

જમતાં જમતાં મા-દીકરો વાત કરવા લાગ્યાં. મેડા ઉપરથી ભીમસેન પણ સરવા કાન કરીને નીચે થતી વાતચીત સાંભળવા લાગ્યો. વાતની શરૂઆત કરતાં પહેલાં જ અર્જુને કુંતાજી પાસેથી વાત ખાનગી રાખવાનું અને તેમાં પણ ભીમ ભાઈને તો નહિ જ કહેવાનું સોગનપૂર્વક વચન લીધા પછી જ પોતાનો ભેદ ખુલ્લો કર્યો. પરંતુ અગમબુદ્ધિ ભીમસેનને હવે ચિંતા ન હતી.

વાતનો સાર એ હતો કે દરરોજ સાંજની રમત વખતે અર્જુન પણ રમવા જતો, પરંતુ કૌરવો ખાર રાખીને અર્જુન ઉપર વારંવાર દાવ ચડાવતા અને ઘોડીદા વખતે એકબીજા અંદરોઅંદર દાવ આવે ત્યારે હળવી થપાટ મારતા. પરંતુ અર્જુન ઉપર દાવ હોય ત્યારે થપાટને બદલે જોરથી ઘુસ્તા મારતા. આ ચોકખો અન્યાય હતો છતાં અર્જુન પોતાને ભણવાની ગરજ હોઈને સહન કરી લેતો હતો. ઉપરાંત ઊહાપોહ કરવાથી ઘરે ખબર પડી જાય તો ભીમસેન કૌરવો ઉપર વેર લે અને તો અભ્યાસ બંધ થઈ જાય એ બીકથી મૂંગે મોઢે બધું સહન કરી લેતો. પરંતુ વારંવાર ઘુસ્તાના મારથી વાંસામાં ગુમડું થયું અને શરીર પણ લેવાઈ ગયું છતાં કોઈને વાત ન કરી.

વાત પૂરી થઈ અને ભીમ મેડેથી નીચે કૂદી પડ્યો. હવે જોઇ લો મજા! સિંહની પાસે બધિલ બકરું ધ્રૂજે તેમ અર્જુન ભીમને ઓચિંતો આવી પડેલો જોઈ ને ધ્રૂજવા માંડ્યો. જેનાથી વાત છુપાવવી હતી તેણે જ કાનોકાન સાંભળી. હવે શું થાય! ભીમભાઈને તો કાંઈ કહેવાય જ શાનું! એટલે બધો રોષ બા ઉપર ઠાલવ્યોઃ 'હું નહોતો કહેતો, કે આ ભીમભાઈનું કાવતરું છે અથવા તો મારી પાસેથી વાત જાણી લેવાની તરકીબ છે! જુઓ મારું કહેવું સાચું પડ્યું ને! હવે મારું ભણવાનું ટળ્યું. હવે મારું શું થાશે?' કહેવાના શબ્દો ખૂટ્યા એટલે માના ખોળામાં માથું મૂકીને ધ્રૂશ રડ્યો. પોકે પોકે રડ્યો અને હૈયું ખાલી કર્યું.

અત્યાર સુધી ભીમ શાન્તિથી સાંભળતો હતો તેણે અર્જુનને શાન્ત પાડવા કહ્યું: 'હવે એમાં થઈ શું ગયું? કૌરવો

માર ખાઇને ભણવા કરતાં અભણ શું ખોટા? આ અમારું ગાડું નથી ચાલતું! માટે અભ્યાસની ચિંતા ન કરતો. આવતી કાલે તારા ગુમડાની દવા અને અભ્યાસની વધારે સારી સગવડ પણ કરી આપીશ. ગુમડુંય મટી જશે અને અભ્યાસની વધારે સારી સગવડ થઈ જશે '

'એટલે આવતી કાલે કૌરવો ઉપર વેર વાળશો એમ જ ને?'

'ના ભાઈ ના; કૌરવો સાથે ઝગડો કરવાની મને ક્યાં નવરાશ છે? અને હોય તોપણ એવા હલકા લોકો સાથે કોણ તકરારમાં ઊતરે! હું શું કરીશ અને કેમ કરીશ તેનું તારે શું કામ છે? તારે મમ્મમનું કામ છે કે ટપટપનું! તું તારે જોજે ને કાલ સાંજ સુધીમાં જાદુમંતરથી બધું બરાબર કરી દઈશ.'

બીજે દિવસે હંમેશ મુજબ અર્જુન ભણવા ગયો પરંતુ આજે ભીમભાઈ શું કરશે તે સંબંધે મનમાં અનેક તર્કવિતર્ક થયા કરતા હતા આજે તો અભ્યાસમાં પણ તેનું ચિત્ત ચોટયું નહિ.

ભીમસેન તો 'તરત દાન ને મહાપુણ્ય'–એ સૂત્ર પ્રમાણે ચાલનારો હતો એટલે તેના મગજમાં કોઈ દિવસ કામનો ભાર કે ચિંતા રહે જ શાનાં! જમીકારવીને સારી પેઠે ઊંઘ્યો અને બપોર પછી ટાઢે પહોરે પોતાને કામે ઊપડી ગયો.

નિશાળ બંધ થયા પછી સૌ વિદ્યાર્થીઓ નિયમ પ્રમાણે રાજબાગમાં રમવા ઊપડ્યા. ભીમસેનની બીકે કાયમ બાગનો દરવાજો બંધ કરાવીને રમવાનો શિરસ્તો રાખ્યો હતો. રમત શરૂ થઇ. ગઈ કાલનો અર્જુન ઉપરનો દાવ બાકી હતો એટલે અર્જુને દાવ દેવો શરૂ કર્યો. કૌરવો તેના વાંસામાં જોરથી ધુસ્તા લગાવવા માંડ્યા. બિચારા અર્જુનને બહુ દુઃખ થવા માડ્યું. માડમાંડ દાવ પૂરો કર્યો પરંતુ મામાએ લાગ જોઈને ફરી વખત અર્જુન ઉપર દાવ મૂક્યો. ફરી વખત દાવ દેવાનું હવે અર્જુનનું ગજું ન હતું કારણકે વાંસો ખૂબ દુઃખતો હતો અને ગુમડામાંથી લોહી નીતરતું હતું. કપડાં લોહીલુહાણ થઇ ગયાં હતાં. હતાશ થયેલ અર્જુનથી બોલાઈ ગયું: 'તમે બધા ભાઈઓ છો એટલે એકબીજાને બદલે દાવ આપો છો અને મને એકલાને ઉપરાઉપર દાવ લાવીને હેરાન કરો છો એ કાંઈ ન્યાયની રીત છે! જાઓ આજે તો ફરી દાવ નહિ જ આપું ' તમારાથી થાય તે કરી લ્યો.'

કૌરવોને રમવા આવવાનો વખત થયો તે પહેલાં જ ભીમસેન બાગની બાજુમાં સંતાઇ રહ્યો હતો. તેઓ બાગમાં ગયા કે તરત જ તે પણ બાગના દરવાજા તરફ ગયો પરંતુ દરવાજો બંધ હતો એટલે દરવાજા ઉપર થઈને દીવાલ પર ચઢયો અને દીવાલ ઉપર ચાલતો ચાલતો રમતના મેદાનની બરાબર સામે આવીને ઝાડની ઓથ લઈને દીવાલ ઉપર બેઠો બેઠો રમત જોવા માંડ્યો.

પરંતુ અર્જુન ઉપર પડતો માર કેમ જોયો જાય? ગમે તેવા કઠણ હૈયાના પરાયા માણસને પણ દયા આવે તેવો દેખાવ હતો. ત્યારે ભીમ તો સગો ભાઈ હતો. તેને અર્જુનની દયા તો આવી પરંતુ સાથે સાથે કૌરવોને પણ ટીચી

નાખવાનું મન થઈ આવ્યું. વેરનો અગ્નિ ભભૂકી ઊઠ્યો. આંખો લાલઘૂમ થઈ આવી અને ગુસ્સાથી આખું શરીર ધ્રૂજવા લાગ્યું. બરાબર તે જ વખતે મામાએ અર્જુનને આપેલ જવાબ સંભળાયો: 'તું પણ તારા ભાઈને તારે બદલે દાવ દેવા બોલાવને. અમે ક્યાં ના પાડીએ છીએ. બાકી દાવ તો દેવો જ પડશે.'

બસ થયું. આમંત્રણ મળી ચૂક્યું. એક ધબાકો અને પર્વતનું શિખર તૂટીને નીચે પડે તેમ ભીમસેન બાગમાં પડ્યો અને દોટ દઈને રમતના મેદાનમાં જઈને ઊભો.

'ચાલો આવી જાઓ મારા ભાઈને બદલે હું દાવ દેવા આવી પહોંચ્યો છું. ધરાઈને આજે છેલ્લો દાવ લઈ લો.'

કાળઝાળ જેવું ભીમનું ભયંકર સ્વરૂપ જોયા પછી કોની મગદૂર છે કે તેની સામે ઊભો રહે! ચણતાં પંખીના ટોળામાં પથરો પડે ને ભરર્-ર-ર કરતું આખું ટોળું ઊડીને ઊંચે બેસી જાય તેમ કૌરવો ઝપાટાબંધ ઝાડ ઉપર ચઢી ગયા. દાવ લેનારો કોઈ જ નીચે ન રહ્યો

'ચાલ દુર્યોધન નીચે આવ શકુની, દુઃશાસન, કર્ણ, સૌ નીચે આવો અને જેનો વારો હોય તે દાવ લો' ભીમસેને દાવ લેવાનો આગ્રહ કર્યો.

પરંતુ કોઈ નીચે ઊતરે જ શાના! ભીમનો માર ખાવાની કોને હોંશ હોય! છેવટે મામાથી બોલ્યા: 'ભીમભાઈ! અમારે દાવ નથી લેવો. તમે આવ્યા એટલે અર્જુનનો દાવ પહોંચ્યો એમ માની લો. આમરયા પણ અમે રમત બંધ કરવાના હતા. હવે તમે પાછા સિધાવો. અને અર્જુનને પણ સાથે લેતા જાઓ.'

'દાવ દીધા સિવાય જાય એ બીજા. વળી તમને થાય ને કે અર્જુને દાવ ન દીધો. ઉપરાંત તમારામાંથી કોઈ અર્જુનને ચીડવે કે 'દા લઈને ઘરે જાય, ઘરના ઉંદર ફોલી ખાય' આવું સાંભળવા માટે અમે તૈયાર નથી. ચાલો આવી જાઓ નીચે. હું ત્રણ તાળી પાડું એટલી વારમાં નીચે નહિ ઊતરો તો ગમે તેમ કરીને નીચે ઉતારે છૂટકો કરીશ પછી કહેશો કે અમને ભીમે હેરાન કર્યા.'

ભીમનું છેવટનું કહેણ સાંભળ્યું તો પણ કોઈ નીચે ન આવ્યું. સિંહનો શિકાર થવા કોણ આવે?

ભીમે થોડી વાર રાહ જોઈ. હવે તેના ચહેરા ઉપરથી નરમાશ ચાલી ગઈ. ધીમે ધીમે રુદ્ર સ્વરૂપ થવા લાગ્યું. ત્રણ તાળી પાડી ન પાડી ને આંબલી-પીપળીના ઝાડ તરફ ઝપાટો દીધો. બંને ઝાડને ખૂબ જોરથી હલાવ્યાં. આંબેથી સાખ ખરે તેમ કૌરવો ટપોટપ નીચે ખરવા માંડ્યા. કોઈનાં માથાં ફુટ્યાં તો કોઈના હાથપગ ભાંગ્યા તો કોઈ ગલોટિયાં ખાઈને તરફડવા માંડ્યા, ઓછી ઈજા થઈ હોય એવા ભાગવા માંડ્યા. પરંતુ ભીમસેનની ઝપટમાંથી એમ કેમ ભાગી શકાય? દોડનારની પાછળ પડીને તેમને પકડી પાડ્યા. મારી મારી સૌને પાછા તગડ્યા. 'ખબરદાર! મારી રજા સિવાય બાગની બહાર નીકળ્યો તો જાનથી મારી નાખીશ જાઓ બધા આંબલી નીચે જઈને બેસો.' પાળેલા જાનવરની માફક બધા ભીમની પાછળ પાછળ તેણે કહ્યું ત્યાં આવીને બેઠા.

ભીમે બીજો ઝપેરા માર્યો અને બીજો ફાલ ખર્યો એમ ત્રણ વખત ઝાડને હલાવીને લગભગ અરધાપરધાને તો નીચે પાડી દીધા હવે તો શકુની મામાની ચંડાળ ચોકડીના સભ્યો અને બાકીનાનો વારો આવ્યો. ત્રણ વખત ઝીકાયા છતાં ન પડયા એ કોઈ ઓછા હોશિયાર હશે? તેમાં પણ સરદાર શકુની તો માંકડાની જેમ ઊંચી ડાળીએ જઈને બરાબર વળગી રહેલો એટલે આ સદ્‌ગૃહસ્થોને માટે ભીમે નવી યુક્તિ કરી માખણમાંથી મોવાળો ખેંચે એમ બન્ને ઝાડને મૂળમાંથી ખેંચી કાઢયાં અને નીચે પડતાં મૂકયાં. સાથોસાથ ડાળને વળગેલા માંકડા પણ આપોઆપ નીચે આવ્યા અને નાસી છૂટવાનો પ્રયાસ કરવા માંડયા. પરંતુ ભીમસેને કુશળતાથી ઝાડને ઉપરાઉપર એવાં સરસ ગોઠવ્યાં કે પડનારા ઉપર ઝાડની ડાળીઓ જાળ માફક આડીઅવળી ગુંથાઇ ગઇ. આ જાળમાંથી સહેલાઈથી નીકળી શકાય તેમ ન હતું. અને નીકળે તોપણ ભાગી શકાય તેમ ન હતું. એક તો દરેક જણ સારી પેઠે પછડાયો હતો અને બાગનો દરવાજો પણ બંધ હતો એટલે ભાગીને જાય પણ કયાં? 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' જેવું થયું. હવે તો ભીમની દયા ઉપર જીવવાનું હતું

ભીમે એકેકને પકડીને બહાર ખેંચી કાઢયા અને મારી મારીને અધમૂઆ કરી નાખ્યા. ત્યાર પછી બધાને એક મોટા ઝાડના થડની આસપાસ ઊભા રાખ્યા અને સૌના સાફા એકઠા કરી લાંબું દોરડું બનાવ્યું. આ દોરડાથી બધાને થડ સાથે બાંધી દીધા.

આમ થોડોઘણો પૂરો કરીને અર્જુનને લઇને ભીમસેન ચાલતો થયો.

હજુ થોડું કામ બાકી હતું એટલે અર્જુનને ઘરે રવાના કરી ભીમસેન દરબારગઢમાં ધૃતરાષ્ટ્ર કાકાને તેમના સુપુત્રોના સમાચાર આપવા ગયો.

અંધ કાકાએ તો ભીમસેનને તેના પગના અવાજથી જ ઓળખી લીધો.

'કેમ ભીમસેન, અત્યારે કયાંથી?'

'જુઓને કાકા! તમને ઘણા જ માઠા સમાચાર આપવા આવવું પડયું.'

ધૃતરાષ્ટ્ર: કેમ વળી શું થયું? ઘરે તો બધાં સાજાસારાં છે ને?

ભીમ: અમારે ત્યાં તો બધાં મજામાં છે. આ તો તમારા સુપુત્રોની વાત છે.

ધૃતરાષ્ટ્ર: હેં-એ એ-શું બોલ છ, રાજકુમારો તો રમવા ગયા છે. ત્યાં કાંઇ બન્યું કે શું?

ભીમ: હા, કાકા એ જ મોકાણ છે ને તમારા પુત્રો અને મારા ભાઇઓમાં કાંઇ ખામી હોય અને તેમાં પણ શકુની જેવો જેમનો સરદાર હોય તેમાં શું કહેવાપણું હોય!

ધૃતરાષ્ટ્ર: (અધીરા થઈને) આડી વાત મૂકીને શું થયું છે તે જલદી કહેને એટલે મને ખબર તો પડે!

ભીમ: ત્યારે સાંભળો મને સવારસાંજ નિયમિત ફરવા જવાની ટેવ છે તે તો તમે જાણો છો. એ પ્રમાણે આજે સાંજે હું રાજબાગ તરફ ફરવા જઈ ચડયો. બરાબર બાગના દરવાજા પાસે પહોંચ્યો ત્યાં તો વાવંટોળ ચડયો અને ધૂળની ડમરી ચડવા માંડી. આગળ જવાય તેમ ન હતું એટલે થોડી વાર વિસામો લેવા

બાગમાં ગયો. અંદર પેઠો ત્યાં તો રાજકુમારોના હોકારા પડકારા સંભળાયા. હું તે તરફ ગયો. જઈને જોઉં છું તો મામાશ્રીની સરદારી નીચે બધા ભાણેજો ઝાડ ઉપર ચડીને કંઈક રમતા હતા અમારો અર્જુન પણ સાથે જ હતો. પવનનું જોર વધવા માંડયું. ઝાડ ભેજડ વળવા માંડ્યાં. રખેને ઝાડની ડાળી ભાંગે કે ઝાડ મૂળમાંથી ઊખડી જાય તો એકે ય જીવતા ન રહે એવી સ્થિતિ હતી. હું તો આ જોઈને ડેબતાઈ ગયો. સૌને ઠપકો આપીને નીચે ઊતરવા કહ્યું પણ મારું કહ્યું કોણ માને ? છતાં મનાવવા પ્રયાસ કર્યો પરંતુ અમારા મામાશ્રી પાંચ સૌને ચાવી ચડાવીને ઊંધું સમજાવવા માંડ્યા હું પણ કહી કહીને થાકયો એટલે અર્જુનને લઈને ચાલ્યો હજુ તો બે ડગલાં ગયો હઈશ ત્યાં તો બન્ને ઝાડ મૂળમાંથી ખેંચાઈને નીચે પડ્યાં અને સરદારશ્રી સહિત બધા કુમારસાહેબો નીચે ઝાટક્યા. હું અને અર્જુન તેમની મદદે દોડ્યા અને ઝાડમાં દબાઈ ગયેલાને બહાર ખેંચવા માંડ્યા. પરંતુ શકુની વગેરે અમારી સામું જેમ તેમ બોલવા લાગ્યા એટલે મને માઠું લાગ્યું એટલે ચાલતો થયો. અને તમને ખબર આપવાની મારી ફરજ સમજીને અહીં આવ્યો છું. તમારે જે તજવીજ કરવી હોય તે કરો હું તો આ ચાલ્યો.

આમ આંધળા કાકાને બતાવીને ભીમ ઘર ભેગો થઈ ગયો. પછી શું બન્યું હશે તેની કલ્પના કરી લેજો [ચાલુ

"કહાની"
એ. એચ. વ્હીલરના સ્ટોલ પર મળે છે



# પેપર ફૂટ્યો!

જ. મ. આશર

મેટ્રિકની પરીક્ષાનો આજે બીજો દિવસ હતો. અંગ્રેજી ને ફીઝીક્સ-કેમીસ્ટ્રીની પરીક્ષા ગઈ કાલે પતી ગઈ હતી. આના પેપર કાંઈક ઓછા અઘરા નીકળ્યા હતા તેથી વિદ્યાર્થીઓ ખુશી થયા હતા; જેઓ સાત જ-મારેય અંગ્રેજીમાં પાસ ન થાય તેમને પણ આ વરસે પાસ થઈ જવાની આશા આવી હતી. ફીઝીક્સમાં બધું ધાર્યા બહારનું પુછાયું હતું પણ કેમીસ્ટ્રીના પ્રશ્નો સહેલા હતા તેથી તેમાં પોતે નાપાસ થશે એમ કોઈ વિદ્યાર્થીને લાગતું નહોતું.

પરીક્ષાનો ત્રીજો પેપર ઇતિહાસ-ભૂગોળનો હતો. ઠોઠમાં ઠોઠ વિદ્યાર્થી પણ આ પેપરમાં વધુમાં વધુ કાગળ ને શાહી બગાડવાનો જ; કારણકે ઇતિહાસમાં તો દરેકને કાંઈ ને કાંઈ આવડતું જ હોય; ને ન આવડતું હોય તો ગપ્પાં પણ મારી શકાય. વળી આમાં મન ફાવે તેટલું લખી શકાય. એટલે પેપર પૂરો થવાને માત્ર અર્ધો જ કલાક બાકી રહ્યો હતો છતાંયે કોઈ પણ વિદ્યાર્થી પેપર લખીને પરીક્ષાના હોલની બહાર નીકળ્યો ન હતો. અલબત્ત, ઇતિહાસમાં ધારેલા પ્રશ્નો-સો ટકા સાચાં સૂચનો-પુછાયા ન હતા. ક્રોમવેલને બદલે રાણી એન વિષે પુછાયું હતું; ક્રિઝરાયલીને બદલે ગ્લેડસ્ટન દેખાયો હતો; હાઉસ ઑફ લોર્ડ્ઝને બદલે કેબિનેટ બેઠી હતી અને ગ્રામ-પંચાયતની જગ્યાએ ન્યાયકોર્ટ ઘૂસી ગઈ હતી. છતાંયે, ઇતિહાસ-ભૂગોળમાં તો વિદ્યાર્થીને નાપાસ કરી શકાય જ નહિ—એવી કોઈ અગમ્ય ભાવનાને લીધે કોઈ વિદ્યાર્થીને નિરાશા ઊપજી ન હતી; બધા જ વિદ્યાર્થીઓ ઊંધું ઘાલીને લખ્યે જતા હતા. જાણે કે ઇતિહાસનું નવસર્જન થઈ રહ્યું હતું; જાણે કે ત્રણ જ કલાકમાં પૃથ્વીને સર કરવાની તૈયારી થઈ રહી હતી!

બે વાગ્યા ને પરીક્ષામાં જેમ બને તેમ વધુ લખનારના હૃદયને થથરાવી દે તેવો ઘંટ વાગ્યો; કાળસમા સુપરવાઇઝરે બધાના જવાબ-પત્રો ખૂંચવી લીધા અને આખોયે વિદ્યાર્થીસમુદાય બહાર ખડે પગે રહેલ માનવસમુદાયમાં ભળી ગયો—જાણે એમેઝોન નદી મહાસાગરમાં ભળી.

સામાન્ય નિયમ મુજબ તો બહાર નીકળી બધા જરા એકબીજાને પેપર કેવો હતો, કેવું લખ્યું; એવા પ્રશ્નો પૂછતાં પૂછતાં ચા-નાસ્તા પર હાથ મારે; ને નિરાંતે ચા-નાસ્તાને ન્યાય આપી દીધા પછી બપોરના પેપરના અગત્યના પ્રશ્નો પર નજર ફેરવવા લાગે. પણ આજે કાંઈક જુદું જ નિર્માયું હતું. બપોરે સંસ્કૃતની પરીક્ષા હતી. આપણી ગુજરાતીની દાદી જેવી-સંસ્કૃત ભાષા વિદ્યાર્થીઓને કોઈ દાદા જેવી ભયરૂપ જ લાગે છે; તેથી તેઓ સંસ્કૃતથી દૂર જ ભાગે છે. યુનિવર્સિટીએ સંસ્કૃત માટે પાઠ્યપુસ્તક નિયત કર્યું એટલે વિદ્યાર્થીઓને રસ્તો સૂઝ્યો; આખા પાઠ્ય-પુસ્તકનું ભાષાંતર ગોખી નાખવું! ૪૦માંથી ઓછામાં ઓછા ૨૫ માર્ક તો મળી જ જાય. અલબત્ત, પાસ થવા માટે દસ માર્ક ઓછા રહે. પણ તેની ચિંતા નહિ, સંસ્કૃત-ગુજરાતી-ના માર્ક ભેગા ગણાય; ને ગુજરાતી તો આપણી માતૃભાષા એટલે તેમાં સહેજે વધુ માર્ક આવે જ, તેથી પાસ થવામાં વાંધો ન જ આવે-સંસ્કૃત ગુજરાતીમાં દર વર્ષે કેટલાયે વિદ્યાર્થીઓ નાપાસ થતા હતા છતાં યે નવા વિદ્યાર્થીઓ તો આ દલીલ પર મુસ્તાક રહી, સંસ્કૃતમાં ભાષાંતર ગોખવાથી આગળ વધતા ન હતા. આમ્રકુંજમાં મહાલતો ભ્રમર બીજાં વૃક્ષોને અસ્પૃશ્ય ગણે તેમ આ પાઠ્યપુસ્તકમાં જ રાચતા વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્તક બહારના ભાષાંતર કે વ્યાકરણને અસ્પૃશ્ય જ ગણતા.

પણ તેમનું ગુજરાતી ભાષાનું ગૌરવ તેમનું સ્વાભિમાન જાળવવા માટે બસ હતું. પણ આ વરસે પરીક્ષા શરૂ થઈ તે પહેલાં બેત્રણ દિવસે જ ખબર આવ્યા હતા કે આ વખતે ગુજરાતીનો પેપર ખૂબ જ અઘરો ને વિચિત્ર નીકળવાનો હતો કારણકે આ પેપર કાઢવાનું કામ એક ખૂબ જ કડક, ચીકણા ને ચિંગુસ ગણાતા સાક્ષરરત્નને સોંપાયું હતું. આ જ સાક્ષરરત્ને ગયે વરસે ઇન્ટરની પરીક્ષાનો વિચિત્ર પેપર કાઢીને અનેક વિદ્યાર્થીઓને નવરાવી નાખ્યા હતા તે દરેક વિદ્યાર્થી જાણતો હતો, અને તેથી જ તેમના હોશકોશ ઊડી ગયા હતા. પણ સંસ્કૃતની આરાધના કરવા જેટલો વખત ન હતો, એટલે આનો કાંઈ ઉપાય જ ન હતો. સૌ મનમાં ને મનમાં આ સાક્ષરરત્ન (તેમના કહેવા મુજબ, રાક્ષસરતનો)ને ગાળો દેતા પરીક્ષા દેવા ગયા હતા.

પણ આજે જ સવારે આ રાક્ષસરતનાની કડક કિલ્લેબંધીમાં ગાબડું પાડી શકાય તેવા સરસ સમાચાર આવ્યા હતા. સંસ્કૃતના પેપરમા પુછાતો બહારનો ભાષાંતરનો ફકરો ફૂટી ગયો હતો-મુંબઈ, અમદાવાદ, સુરત વિ. સ્થળોએ આ ફકરાની જાણ થઈ ગઈ હતી અને આ સ્થળોએથી કોઈને પત્ર દ્વારા, તો કોઈને તાર દ્વારા ભાવનગર ખબર આવી ગઈ હતી. ખબર પડતાં જ ટેલિફોનનાં દોરડાં ઝણુઝણી ઊઠ્યાં હતાં, અધિકારીઓના પટાવાળાઓ દોડવા લાગ્યા હતા; શિક્ષકોમાં પણ સળવળાટ થયો હતો; પરિણામે સવારે નવ વાગે તો એકેએક વિદ્યાર્થીને ખબર પડી ગઈ હતી કે अन्यच्च मालवेन्दुः निष्कस्य थी શરૂ થતો ફકરો ભાષાંતર માટે પુછાવાનો હતો. 'આનું ભાષાંતર લખીએ એટલે વીસ માર્ક આપણા બાપના; પછી જખ મારે છે પેલો રાક્ષસરતનો'-એવા વિચારે દરેક વિદ્યાર્થીનું હૃદય પ્રફુલિત બન્યું હતું, મધદરિયે ડૂબવાની અણી પર આવેલ વહાણને આશાનું સબળ કિરણ લાધ્યું હતું.

પણ આ ફકરાનું ભાષાંતર તૈયાર કરી ગોખી નાખવાનો સમય ન હતો; તેથી લગભગ દરેક વિદ્યાર્થીઓ બપોરના ગાળામાં-બેથી ત્રણમાં-આ ફકરાનું ભાષાંતર ગોખી નાખવાનો નિર્ણય કર્યો હતો; કોઈએ પોતાના મોટા ભાઈને, તો કોઈએ મિત્રને, કોઈએ કોલેજના પ્રોફેસરને, કોઈએ પાઠશાળાના શાસ્ત્રીને તો કોઈએ પોતાના શિક્ષકને આ ફકરો સોંપી દીધો હતો-બપોરે તૈયાર ભાષાંતર મળવાની આશાએ; તો કોઈ કોઈ ચાલાક વિદ્યાર્થીએ આનું ભાષાંતર તાબડતોબ તૈયાર કરાવી પોતાની સાથે રાખી લીધું હતું.

પોતાનું કોઈ સગુંવહાલું કે ઓળખીતું-પારખીતું મેટ્રીકની પરીક્ષામાં ન બેઠું હોય તેવું ભાગ્યે જ કોઈ કુટુંબ ગામમાં હોય; તેથી આ પરીક્ષામાં-અને આ ફકરામાં-દરેકને રસ હતો જ. પરિણામે બે વાગ્યા પહેલાં મેટ્રીક પાસ થયેલા અને આવતી સાલ મેટ્રીકની પરીક્ષામાં બેસવાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, પાઠશાળાના શાસ્ત્રીઓ, કોલેજના કોઈ કોઈ પ્રોફેસરો અને ગામના અન્ય યુવાનો ને ગૃહસ્થો બે વાગ્યા પહેલાં પરીક્ષાના હોલ પાસે ખડા થઈ ગયા હતા; બેનો ઘંટ થયો કે તુરત જ પરીક્ષાના હોલમાંથી વિદ્યાર્થીસમુદાય ધસી આવ્યો અને આ માનવવૃન્દ સાથે ભળી ગયો.

ચારેવીને વધારે સમય આપીને રીઝવવાનો અવસર ન હતો; નાસ્તામાં પણ વધારે સમય ગાળી શકાય તેમ ન હતું; કારણ કે વીસ માર્ક લેવા માટે ગોખણ-યજ્ઞ, શરૂ કરવાનો હતો; બધું ત્રીસ-પાંત્રીસ મિનિટમાં જ પતાવી દેવાનું હતું; પોણા ત્રણ વાગે તો પાછું પરીક્ષાના હોલમાં પુરાવાનું હતું.

પહેલા ત્રણ પેપરમાં ધાર્યા મુજબના પ્રશ્નો આવ્યા ન હતા; કેટલાયે સો ટકા, અફર, sure suggestions પણ ખોટાં પડ્યાં હતા છતાંયે દરેક વિદ્યાર્થી માનતો હતો કે આ ભાષાંતરનો ફકરો અચૂક આવવાનો જ છે;

તેમની આ અવિચળ શ્રદ્ધા જોઈને આપણા વિદ્યાર્થીઓ નાસ્તિક થતા જાય છે તેમ કહેનારને ખોટા જ માનવા પડે. આ સજેશન ક્યાંથી આવ્યું, કેવી રીતે બહાર પડી ગયું તે વિષે વિચાર કરવાની કોઈને ફુરસદ ન હતી. કથરોટમાં આવેલ ગંગામાં સ્નાન કરવાનું જ હોય, તેનું મૂળ શોધવા જવાનું ન હોય, એવા કોઈક અકળ વિચારથી, દરેક વિદ્યાર્થી આ સજેશન મુજબના ભાષાંતરને તૈયાર કરી નાખવામાં જ માનતો હતો. આ સજેશન સાચું જ હોવું જોઈએ એવી કોઈ સ્વયંભૂ પ્રેરણાથી પ્રેરાયેલા વિદ્યાર્થીઓ પોતાના મત પર મુસ્તાક હતા; તેઓ આ સજેશનને ખોટું માનવા કોઈ કાળે તૈયાર ન હતા.

જ્યારે સુરેશે ત્યાં ઉપસ્થિત થયેલ હેડમાસ્તરને કહ્યું, 'પણ સાહેબ, આ ગપગોળો ન હોય તેની શી ખાતરી?' ત્યારે તેને સાંભળવું પડેલું, 'લે, રાખ, રાખ હવે. તું તો એવો ને એવો કોડો જ રહ્યો. આ ફિશિયારી ને ફિશિયારીમાં નાપાસ થવાનો. દી ધરે હોય તો બધાની જેમ ગોખી નાખ.' પણ સુરેશને આ સોનેરી શિખામણ ગળે ન ઊતરી. જાણીજોઈને નાપાસ થનાર, આ સુરેશની દરેક વિદ્યાર્થીને દયા આવી.

અને, માત્ર થોડીક જ ક્ષણોમાં, શિસ્તને હ્રદયપૂર્વક ધિક્કારનારા આ વિદ્યાર્થીઓ શિસ્તબદ્ધ રીતે ભાષાંતરનો ફકરો ગોખવા લાગ્યા. કોઈ રદ્દી કાગળ પરથી, કોઈ સારી નોટબુકમાંથી, તો કોઈ ચોપડીના પૂંઠા પરથી આ ભાષાંતર ગોખવા મંડી પડ્યો. ક્યાંક ક્યાંક કોઈ શિક્ષક કે શાસ્ત્રી દસ-બાર વિદ્યાર્થીઓને એકઠા કરી ધૂડી નિશાળની મોપાટ-પદ્ધતિથી ભાષાંતર ગોખાવી રહ્યો હતો; તો ક્યાંક કોલેજનો કોઈ પ્રોફેસર કોઈ અમલદારની છોકરીને શાંતિથી ભાષાંતર ગોખાવી રહ્યો હતો. સર્વત્ર જાણે ઋગ્વેદ કાળનો યજ્ઞ ચાલી રહ્યો હોય તેમ એકધારો એક જ જાતનો મંત્રોચ્ચાર થઈ રહ્યો હતો. अन्यच्च मानवेन्दुः निष्कम्प थी શરૂ થઈ प्राणिनोत થી પૂરા થતા ફકરાનું ભાષાંતર ગોખી નાખી પાસ થવાનો કીમિયો સહુ કોઈ અજમાવી રહ્યાં હતાં.

પણ સમયને જતાં શી વાર! પોણા ત્રણનો ઘંટ પડ્યો ને બધાંય પરીક્ષાના હોલમાં પુરાયાં. પોતાની યાદદાસ્ત પર સંપૂર્ણ અવિશ્વાસ રાખનાર પણ પોતાની બહાદુરી ને ચાલાકી પર સંપૂર્ણ વિશ્વાસ રાખનાર કેટલાક વિદ્યાર્થીઓએ આ ભાષાંતર લખીને પોતાની સાથે રાખી લીધું હતું, પેપર મળે કે તુરત જ તેની નકલ કરી છાપી દેવાના ઇરાદાથી જ તો. ત્યારે કોઈ કોઈ ઓછી બહાદુરીવાળા વિદ્યાર્થીઓ પોતાની યાદદાસ્ત પર પૂરતો વિશ્વાસ નહિ હોવાથી બ્લોટીંગ પર ભાષાંતર લખવા મંડી પડ્યા હતા—રખેને દસ મિનિટમાં ગોખેલું ભુલાઈ જાય અને હાથવેંતમાં આવેલો વિજય સરકી જાય! જ્યારે બીજા બધા વિદ્યાર્થીઓ મનમાં ને મનમાં ગણગણાટ કરીને પોતાનું ગોખણકાર્ય ચાલુ રાખતા હતા, એક સુરેશ જ આ બધામાં જુદો તરી આવતો હતો; તેને આ ફકરામાં શ્રદ્ધા ન હતી; જાણે કે તેણે નાપાસ થવાની સંપૂર્ણ તૈયારી કરી લીધી હતી!

ત્રણમાં બે મિનિટ! ને પટાવાળો સીલ કરેલ પ્રશ્નપત્રોનું બંડલ સુપરવાઈઝરને આપી ગયો. અર્ધા કલાકની એકધારી તૈયારીથી સંસ્કૃતનો ગઢ ભેદવા ઇચ્છનાર વિદ્યાર્થીઓની નજર આના પર પડી ને બધાની આતુરતા અનેક ગણી વધી ગઈ. ક્યારે પેપર હાથમાં આવે ને ક્યારે ગોખણ-પટ્ટીની છેલ્લી આહુતિ કાગળ પર ચીતરાઈ જાય! એકેક સેકંડ એકેક યુગ જેવડી લાગતી હતી. ત્યાં તો ઘંટ થયો ને સુપરવાઈઝરે પેપરનું બંડલ તોડ્યું. પણ, આ તે સુપરવાઈઝર હતો કે કોઈ ગામડાનું અભણ ભોયું! બંડલ તોડતાં આટલી બધી વાર શી! દરેક વિદ્યાર્થીને આ સુપરવાઈઝર પર કાળ ચડતો હતો, સર્વાનુમતે તે ફાંસીએ ચડવાને

લાયક હતો, પણ અફસોસ, આ 'ડીમોક્રસી'-ના જમાનામાં પણ વિદ્યાર્થીઓનો મત પૂછવાની કોઈને ફુરસદ ન હતી.

બંડલ તૂટ્યું ને પ્રથમ છેલ્લા સીટ નંબરવાળા વિદ્યાર્થીને બંને બાજુ ખીચોખીચ લખાણવાળો સંસ્કૃતનો પેપર મળ્યો. બધા વિદ્યાર્થીઓની પેપર લેવાની આતુરતા વધી ગઈ; ત્યાં જ, વિદ્યાર્થીમાનસના અઠંગ અભ્યાસીને પણ નવો રાહ બતાવે તેવી કોઈ અદમ્ય પ્રેરણાથી છેલ્લા સીટ નંબરવાળો વિદ્યાર્થી મોટેથી બોલી ઊઠ્યો, "अन्यच्च"

સુપરવાઈઝરના ચહેરા પર કરડાકી છવાઈ ગઈ પણ બધા જ વિદ્યાર્થીઓના મોઢા પર પ્રસન્નતાનું મોજું ફરી વળ્યું; અંતે, ધારેલ ફકરો પુછાયો છે. થોડીક જ ક્ષણોમાં બધાના હાથમાં પેપર આવી ગયા. એકબે વિદ્યાર્થીઓએ તો પોતે ગોખેલ ભાષાંતર લખવા પણ માંડ્યું. પણ બાકીના દરેક વિદ્યાર્થીની નજર પેપરમાંના આ ફકરા પર ચોંટી ગઈ; કોણ જાણે શું યે થયું કે કોઈ લખતું નથી, જાણે કે કોઈ જાદુગરે બધા પર વશીકરણમંત્ર ચલાવ્યો. સેનાપતિના હુકમની રાહ જોતા સૈનિકોની ખુલ્લી તરવારની માફક બધાનાં હોલ્ડર ને ફાઉન્ટનપેનો હાથમાં જ રહી ગયાં; પેપરમાંનો ફકરો अन्यच्च राक्षसेन्द्रः क्षणिकम्य थी શરૂ થતો હતો; જ્યારે ગોખેલો ફકરો તો अन्यच्च मानवेन्द्रः निष्कम्य-થી શરૂ થતો હતો; વળી ગોખેલા ફકરામાંનો છેલ્લો શબ્દ प्राहिणोत् હતો જ્યારે આ પેપરમાંના ફકરાનો છેલ્લો શબ્દ તો न्यचिनोत् હતો. જરૂર કાંઈક ગોટાળો હતો; ધારેલો ફકરો આ ન હોય પણ ખાતરી માટે બધાએ પોતાના હોલમાંના સૌથી હોશિયાર છોકરા સામે જોયું; જોતાંવેંત જ દરેકને સમજાઈ ગયું કે આ ફકરો તો તદ્દન જુદો જ છે. હોશિયાર છોકરાના વદન પરની નિરાશા, ચેપી રોગની માફક, હોલમાંના બધા જ છોકરાના મુખ પર છવાઈ ગઈ, ખડિયા કે ફાઉન્ટનપેનમાંના શાહી ઓછી થઈ ન હતી છતાં યે દરેકના મુખ પર શાહી ઢોળાઈ ગઈ; દરેકને બીજાનું મુખ પોતાના મુખનું પ્રતિબિંબ પાડતા આરસા જેવું લાગતું હતું.

છોકરીઓમાં તો આથી યે વધારે કાળો કેર વર્તી રહ્યો હતો; ત્યાંના સુપરવાઈઝરે સાસુનો પાઠ ભજવ્યો ન હતો છતાંયે બેત્રણ છોકરીઓની આંસુની ધારણી એકદમ બહાર વહેવા લાગી હતી; શંકરના ત્રીજા નેત્રમાંથી નીકળેલ અગ્નિએ કામદેવને બાળી મૂક્યો હતો તે વાતનું પુનરાવર્તન થયું ન હતું છતાં યે બેત્રણ રતિ સરખી નાજુક, નમણી બાળાઓ મૂર્છિત થઈ ગઈ હતી. બાકી દરેક બાળાના હાથમાં નાનકડી ફાઉન્ટનપેન સ્થગિત થઈ હતી–આખા હોલમાં જાણે કે વજ્રપાત થયો હતો.

પણ સમય સમયનું કામ કર્યે જતો હતો; મહાન આઘાતના પણ રામબાણ ઓસડ રૂપ સમયે બધા વિદ્યાર્થીઓની સાન ઠેકાણે લાવી દીધી. અલબત્ત, કેટલાક વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્તકનું ભાષાંતર પણ ભૂલી ગયા; જ્યારે કેટલાકની કલમ આગળ ચાલી જ નહિ. દુષ્ટ રાક્ષસરતનો તેમની નજર સામે તરી જ રહ્યો હતો.

સાંજે દરેકના વદન પર ઘોર નિરાશા છવાઈ રહી હતી; દરેકે સંસ્કૃતના પેપરમાં ઊંધું વાળ્યું હતું; ગુજરાતીનો પેપર પણ અઘરો નીકળે તો પાસ થનાર કરતાં નાપાસ થનારની સંખ્યા વધી જશે એમ દરેકને સ્વીકારવું પડ્યું હતું; પણ મહાન રણમાં આશાની વીરડી સમાન એક વિદ્યાર્થી હતો–સુરેશ. બપોરે જેની બધા દયા ખાતા હતા અને જે ફોકામાં ખપ્યો હતો તે સુરેશ અત્યારે અક્કલવાળો ગણાતો હતો.

*

ઉપલી વાતને બીજા બે દિવસ વીતી ગયા ને પરીક્ષા પૂરી થઈ ગઈ પંદર-વીસ વિદ્યાર્થીઓ ભાવનગરના બોરતળાવના બંધ પર બેઠા

મોટા લહેરથી ગપ્પાં મારી રહ્યા હતા—સુરેશ પણ તેમાં હતો. કોણ જાણે ક્યાંથી સંસ્કૃતના પેલા ફકરાની વાત નીકળી ને બધાનું મોઢું સેવાઈ ગયું.

'હું તો જાણતો જ હતો.' અચાનક સુરેશ બોલી ઊઠયો.

'શું!' બધા એકી સાથે બોલી ઊઠયા.

'લો, આ વાંચો.' કહીને સુરેશે બે પત્રો ફેંક્યા.

પહેલો પત્ર, સુરેશે પોતાના અમદાવાદ, સુરત, વડોદરા, વગેરે ગામોમાં રહેતા મિત્રોને લખેલ પત્રોની નકલ હતી; તેમાં લખ્યું હતું:

'પ્રિય ભાઈ,

સંસ્કૃતના પેપરમાં ભાષાંતર માટે 'अन्यत्र मानवेन्दुः निष्कम्प......प्राहिणोत्'—ફકરો આવવાનો જ છે. sure suggestion છે, સંસ્કૃતના પેપર સેટર અહીંના જ પ્રોફેસર છે...મારા પિતાના સ્નેહી છે તેમની પાસેથી આ મળ્યું છે માટે સાવધાન.

લિ. સુરેશના જય હિંદ.'

બીજો પત્ર વડોદરાથી સુરેશ પર આવ્યો હતો. તેમાં લખ્યું હતું:—

'પ્રિય સુરેશ,

અગત્યના સમાચાર આપું છું. સંસ્કૃતમાં most important; translate into Gujarati:—अन्यत्र मानवेन्दुः निष्कम्प......प्राहिणोत्. આ sure suggestion છે. મારા પિતાના મિત્ર મુંબઈમાં પ્રોફેસર છે તેમણે મોકલ્યું છે; તેઓ જ પેપર સેટર છે. માટે હોશિયાર.

લિ. ગણપતના જય હિંદ.'

'ઓવારીની, ત્યારે આ સજેશનનો ગપગોળો ચલાવનાર તું જ હતો! ભારે કરી તેં.' બધા એકી સાથે સુરેશ સામું જોઈ બોલી ઊઠયા ને કોઈ કોઈ તો તેને ટોંસા લગાવવા લાગ્યા.

જવાબમાં સુરેશ ખડખડાટ હસી પડયો.





બચ્ચાંઓને થતાં ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુળ ખાવાથી પેટનું મોટું થવું, હાથ પગ ગળી જવા, દસ્તની કબજીયાત, ધાવણ કે દૂધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ કૌવત આપનારી અમૂલ્ય દુસ્ર ઔષધી

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી વાપરો [૨૭૨૨૬]

દાંથી દબાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કૉ. હબી એકનો રૂપિયો એક (વી. પી. પો જુદું).

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું—કેશરકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઈ નં. ૪

૫] ઉદયનની વાત (વાસવદત્તાનું હરણ)

વાસવદત્તાને વસંતકની વાત ગમી ગઈ અને બ્રાહ્મણને લાડુ મળ્યા ને એળે આશરોયે મળ્યો છે. વસંતક વાસવદત્તાને અવાસે રહે છે, વાર્તાઓ કહે છે ને લાડુ ખાય છે.

. વાસવદત્તાના મહેલમાં તો સાહિત્ય-સંગીતનો સમારોહ ખડો થયો છે. વસંતક વાર્તા કહે, ઉદયન વીણા વગાડે અને વાસવદત્તા ગીતનૃત્ય કરે.

ને હરિણી જેમ ગાનમુગ્ધ બની શિકારીનું શરણ સ્વીકારે તેમ વાસવદત્તા ધીમે ધીમે વીણાના વગાડનારમાં મુગ્ધ બનતી જાય છે ને એક દિવસ તો સાવ પરવશ બનીને એણે કહ્યું છે: 'હું તો તમારી જ છું દેવ, જ્યાં તમે ત્યાં હું.'

ત્યારે ઉદયને કહ્યું છે: 'હું તો રાજનો કેદી છું. બંધન દશામાં આશાથી કોઈ યે ન થાય જે દિવસ મુક્તિદિન ઊગશે તે દિવસે સુંદરી, તમે સાથ દેશો તો હું તમને પનોતાં કરીશ '

ત્યારે વાસવદત્તાએ કહ્યું છે: 'મુક્તિનો દિવસ તો તમે ઇચ્છશો ત્યારે ઊગશે. કહેતા હો તો પિતાને વાત કરું.'

ત્યારે ઉદયને કહ્યું છે: 'દાન તો બ્રાહ્મણો સ્વીકારે ક્ષત્રી કાં તો હરણ કરી જાય કાં તો સામે પગલે મૃત્યુને વરે.'

ત્યારે વાસવદત્તાએ કહ્યું છે. 'હરણ કરીને લઈ જશો તોયે સાથે આવીશ. તમારી થઇ છું ને હવે તમથી જુદી પડીશ નહિ.'

ને બહાર રહ્યો રહ્યો યૌગંધરાય રાજાની મુક્તિના માર્ગ શોધી રહ્યો છે. એણે તો કૌશાંબીને માર્ગે ઠેકાણે ઠેકાણે લશ્કરી થાણાં ઊભાં કર્યાં છે. ઉજેણીના મહાવતોને મદ પાઈને ફોડ્યા છે. દરવાણીને ધનના ભંડાર દીધા છે. ને બધી તૈયારી કરી કારવીને એક રાતે પાંચ જણ વાસવદત્તાની પ્રિય હાથણી ભદ્રવતી ઉપર ચઢી બેઠાં છે. એક તો જાણે ઉદયન અને બીજી વાસવદત્તા, ત્રીજી વાસવદત્તાની સખી કંચનમાલા અને બીજા યૌગંધરાયણ અને વસંતક. કિલ્લામાં એક ઠેકાણે બાકોરું છે ને એ માર્ગે થઇને હાથણી ઉજેણીની બહાર નીકળી ગઇ છે માર્ગમાં બે ચોકીદારો સામા થયા છે તો બ નેને બાણે કરીને વીંધી નાખ્યા છે.

હાથણી કૌશાંબીને માર્ગે દોડી જાય છે ને એ વાતની જાણ રાજદરબારમાં થઇ છે. સાંભળીને રાજપુત્ર પાલકે કહ્યું છે: 'એ ચોર મારી બહેનને લઈને જશે કેટલે? હમણાં જ પકડી લાવું છું.'

એ તો લાવલશ્કર લઈને ઊપડ્યો છે. પણ માર્ગમાં દુશ્મનોની ચોકી છે ને ચોકી વટીને એ આગળ જઇ શક્યો નથી. ધોયેલ મૂળા જેવો પાલક પાછો આવ્યો છે.

ચંડ મહાસેને કહ્યું છે: 'હવે ઉધામા શીદ ને કરો છો, ભાઈ? થવાનું હતું તે થઇ ગયું. ઉદયનને હું લઈ આવ્યો હતો વાસવદત્તા સાથે વરાવવા. ઉદયન વાસવદત્તાને ઉપાડી ગયો એની સાથે

લગ્ન કરવા. આપણું કામ પતી ગયું છે. આપણે તે કામનું કામ છે કે બીજું કાંઈ ?'

ચંડ મહાસેને એમ મનને મનાવ્યું છે ને આ તરફ હાથણી પાંચ જણને લઈને જંગલને માર્ગે દોડી જાય છે. રસ્તામાં સેનાપતિ રુમણ્વાન આવી મળ્યો છે રસ્તામાં-રાત પડી છે ને બધાં રાતવાસો રહ્યાં છે.

વાસવદત્તાએ કહ્યું છે: ' અઘોર જંગલમાં રાત કેમ વીતશે ? એકાદ વાર્તા કહેને વસંતક.'

ને વસંતકે વાર્તા માંડી છે

## ૬] દેવસ્મિતાની વાત

કોઈ એક શહેર ને એ શહેરમાં ધનદત્ત નામનો એક શેઠિયો રહે ધનદત્ત શેઠને ગુહસેન નામે એક પુત્ર. દીકરો મોટો થયો એટલે એક શાહુકારની દેવસ્મિતા નામની દીકરી સાથે શેઠે એનાં લગ્ન કર્યાં.

ગુહસેન તો વાણિયાનો દીકરો છે. વાણિયો તો વણજ-વેપાર કરે. આ દેશ તે દેશની સફરો ખેડે. એને તો જ્યાં નાણાની ગંધ આવે ત્યાં તે જાય વાણિયાનો દીકરો કાંઈ ઘેર થોડા જ બેસી રહેવાનો હતો ?

રોજ ઊઠીને ગુહસેન વહાણે ચડવાનો મનસૂબો કરે ને રોજ ઊઠીને દેવસ્મિતા એને કહે: 'આપણી પાસે તે ક્યાં ઓછું નાણું છે તે દેશપરદેશ ખેડવાની વાતો કરો છો ?'

મોઢેથી ના તો કહે, પણ મનમાં તો એને ખબર જ છે કે વાણિયાનો દીકરો કાંઈ ઘેર બેસી રહેવાનો નથી. એક દિવસ તો એ જરૂર દેશ છોડીને પરદેશ જશે. પરદેશમાં પુરુષજાતનો ભરોસો શો ? કામરુ દેશની કોઈ કામિની મળી જાય તો પછી પોતાના તો ભૂંડા હાલ જ થાય ને. એ બીકે રોજ શેઠિયો પરદેશ જવાની વાત ઉચ્ચારે ને શેઠાણી ના કહે.

ને શેઠિયાનો ય વિચાર કાંઈ મોળો ખરો. પરદેશ જવું જ હોય તો કાંઈ એ પત્નીનો પાર્યો ઘેર બેસી ન રહે. પણ એના મનમાં બીક છે કે પોતે પરદેશ જાય ને પાછળથી પત્ની ગોરખધંધા આદરી બેસે તો ? સ્ત્રીની જાતનો વળી વિશ્વાસ કેવો ?

આમ બેયના મનમાં અવિશ્વાસ છે ને એ વાત તો બીજાને શી રીતે કહી જાય? પણ મનની મનમાં સમજીને બેસી રહેય આરો નથી ને એક દિવસ તો બંને વાતનો ભ્રમ ભાંગવા બેઠા છે.

દેવસ્મિતાએ કહ્યું છે: 'જેવું તમને મનમાં સૂઝ્યું છે એવું મારા મનમાંય ઊગ્યું છે ને એ વાતનો કયે દિવસ ઉકેલ આવશે ? ચાલોને શંકરને દેરે જઈ શિવજીને મનાવીએ એ ભગવાન કાંઈક માર્ગ સુઝાડશે.'

શેઠશેઠાણી શિવને દેરે આવ્યાં છે. શિવજીની આરાધના કરે છે રાતે શંભુજીએ બંનેને સ્વપ્નામાં દર્શન દીધાં છે કહ્યું છે: ' સવારે ઉમરામાં બે કમળફૂલ પડ્યાં હશે. બંને જણાં એકેક ફૂલ પાસે રાખજો. જે દિવસે એકમાં ભૂલ પડશે ત્યારે સામાનું ફૂલ કરમાશે જ્યાં સુધી કાયા ઊજળી હશે ત્યાં સુધી ફૂલ નહિ કરમાય '

કમળફૂલ લઈ કરીને શુકસેન વહાણે ચઢ્યો છે. ફરતો ફરતો કટહ બેટ આવ્યો છે. વાણિયાનો દીકરો રત્નો મૂલવે છે ને વણજ વેપાર કરે છે. પેલું કમળફૂલ તો પોતે જ્યાં જાય ત્યાં સાથેનું સાથે રાખે છે. વેપારવણજની ધમાલમાં એ ફૂલને કદી વીસરતો નથી.

કટહ બેટમાં ચાર શેઠિયાના દીકરા. ચારે શુકસેનના મિત્ર બન્યા છે. એ તો બધા સાથે હરેફરે ને આનંદ કરે છે. શુકસેનનું કમળફૂલ જોઈને ચારેને અચરજ થાય કે આ કમળફૂલ તે કેવું છે કે કોઈ દિવસ કરમાતું જ નથી! અને એ ફૂલ શેઠ સાથે ને સાથે શીદને ફેરવતો હશે?

મિત્રોએ વાત પૂછી છે ને શુકસેને વાતનો ભરમ ભાંગ્યો છે: 'એ તો મારી પત્નીના શિયળની પારાશીશી છે. જે દિવસે પત્ની એનો ધરમ ચૂકે, તે દિવસે કમળફૂલ કરમાય.'

એટલે મિત્રોને થયું છે કે આને પત્નીની પવિત્રતાનું આટલું અભિમાન છે ત્યારે ચાલોને આપણે પારખું લઈએ. જોઈએ તો ખરા પત્ની કેવોક ધર્મ પાળે છે. એ તો ચારે કટહ બેટથી ચાલી નીકળ્યા છે ને ચાલતાં ચાલતાં શુકસેનને ગામ આવ્યા છે.

ગામને પાદર એક ખોખલી ડોશી ને ડોશીની એક દીકરી. દીકરી તો દીવાની જ્યોત જેવી રૂપાળી. કંઈક જુવાનડા પતંગિયા બનીને એની જ્યોતમાં બળી મરવા આવે બધાયને દીકરી ઉલ્લુ બનાવે, માયામૂડી લૂંટી લે ને કોઈને મચક ન આપે એવી એ ઉસ્તાદ. દીકરીનું નામ સિદ્ધિકરી.

વાનની વાત છે ને એ ગામમાં એક નગરશેઠ રહે. નગરશેઠને એકનો એક દીકરો. દીકરો પૂરો લખણવંતો અને એમાં શેઠ ગુજરી ગયા એટલે બધી માયામૂડી દીકરાના હાથમાં આવી. પછી તો શેઠિયો કોઈના હાથમાં ઝાલ્યો રહે!

એણે સિદ્ધિકરીને દીઠી ને જોતાંવેંત જ એણે ડોશીને કહેવડાવ્યું છે: 'એક રાત છોકરીને મોકલો તો એક હજાર સોનામહોર આપું.'

ડોશીએ દીકરીની સામું જોયું ને દીકરીએ કહ્યું છે: 'એક હજાર સોનામહોર મળતી હોય તો જઈ આવું એમાં શું વાંધો છે?'

સિદ્ધિકરી બનીઠનીને શેઠને ઘેર ગઈ. મખમલ મશરૂની તળાઈઓ પાથરી છે. અત્તરની સુવાસ મધમધી રહી છે. શેઠિયાને મન સોહાગરાત છે ને સિદ્ધિકરીને મન આવો લાગ ક્યારે મળશે! એણે તો મધનો શીશો હાથમાં લીધો છે. અંદર છાની રીતે ધતૂરો ભેળવ્યો છે. હાંસી હાંસીને શેઠને દારૂ પાયો છે. રંગની મોજમાં શેઠ પથારીમાં ઢળી પડ્યા છે ને સિદ્ધિકરી હાથ પડ્યું એટલું ધન ઊસરડીને ત્યાંથી પોબારા ભણી ગઈ છે.

એ તો અંધારા માર્ગ ઉપર ચાલી જાય છે. ત્યાં પાછળથી એક ઢેઢાએ એને દીઠી છે. ઢેઢો વિચાર કરે છે કે 'અંધારી રાત છે ને આવી માઝમ રાતે આ બાઈ એકલી ક્યાં જતી હશે? બગલમાં મોટું બધું બચકું છે તે એમાં શું બાંધ્યું હશે!' ઢેઢાને મન શંકા થઈ છે ને એ સિદ્ધિકરીની પાછળ છાનોમાનો ચાલી નીકળ્યો છે

ઢેઢાની ડોકમાં ઢોલ અને હાથમાં દાંડી. ભૂલથી દાંડી ઢોલને અડી અને ઢમકારો થયો. અવાજ કાને પડતાં તો સિદ્ધિકરી ચેતી ગઈ કે હાં કોક વાંસે પડયું છે.

ઘરનો રસ્તો મૂકી એણે તો જંગલનો મારગ લીધો. જંગલ વચાળે એક ઝાડ નીચે જઈને એ બેસી ગઈ ને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. ઢેઢાને વધુ અચરજ થઈ. એ તો પાસે આવીને પૂછવા બેઠો છે: 'બાઈ! તું કોણ છે ને શીદને રુએ છે?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'મારા ધણીએ મને ઘરમાંથી કાઢી મૂકી મને હવે જીવવામાં સાર નથી. હું તો ગળે-ફાંસો ખાઈને મરવા માટે આવી છું'

ઢેઢને થયું કે મરતી હોય તો ભલે મરે. એની મતા તો આપણને મળશે. અંગ ઉપર ઘરેણાં છે ને બચકામાં કોણ જાણે કેટલી યે માયા બાંધી હશે! ઢેઢો માયામાં લપટાણો છે એણે કહ્યું છે: 'મરવું જ હોય તો લાવને ફાંસો તૈયાર કરી આપું.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'તો તો ભાઈ, તારો ઉપકાર.'

ઢેઢાએ તો ઝાડની ડાંળીએ દોરડું બાંધ્યું છે. ફાંસાનો ગાળિયો કર્યો છે: 'લે ગળામાં ગાળિયો ભરાવ.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'મને કેમ આવડશે? હું તો સાવ અજાણી છું કોઈ દિવસ ગળેફાંસો ખાધો નથી. જરા કરી બતાવને ભાઈ.'

ત્યારે ઢેઢાએ ઢોલ ઊભો મૂક્યો છે. ઢોલ ઉપર ચડી ગાળિયો પોતાના ગળામાં નાખ્યો છે. કહ્યુ છે: 'જો આમ ગાળિયો ગળામાં નાખવાનો. પછી હું ઢોલ પગ નીચેથી ખેંચી લઈશ'

એટલું કહે છે ત્યાં તો દોડીને સિદ્ધિકરીએ ઢોલને લાત લગાવી છે. ઢોલ ઢેઢના પગ નીચેથી ખસી ગયો છે. ઢેઢાને ગળે ફાંસો આવ્યો છે ને તરફડી તરફડીને એણે પ્રાણ છાંડયા છે.

હાશ બલા ટળી. સિદ્ધિકરી તો ત્યાંથી ચાલવા લાગી છે. થોડાં ડગલાં ભર્યાં ત્યાં તો સામેથી પાંચ સાત માણસોને આવતા દીઠા છે. એ તો ઝટપટ પાસેના ઝાડ ઉપર ચડી.

સિદ્ધિકરીએ શેઠને નશો તો કરાવેલો પણ કોણ જાણે કાં તો નશો ઊતરી ગયો ને કાં તો એ નશાનો શોખીન હશે. સિદ્ધિકરી ચાલી ગઈ ને થોડી વારે શેઠને ભાન આવ્યું છે. જુએ તો બુલબુલ ઊડી ગયું છે. બુલબુલ તો ઊડી ગયું છે પણ સાથે સોનાની ચણ પણ કરતું ગયું છે. શેઠે તો ઘરના નોકરચાકરને ભેગા કર્યા છે. બધા સિદ્ધિકરીને શોધવા નીકળ્યા છે ને ચાલતાં ચાલતાં જંગલમાં આવી ચડ્યા છે.

જંગલમાં એક ઝાડની ડાળે પેલો ઢેડો લટકે ને બીજે ઝાડવે સિદ્ધિકરીની ધોળી ધોળી સાડીનું ધાબું દેખાય. શેઠ તો સાગરીતો સાથે વાત કરવા બેઠા છે: 'આ જંગલમાં તે કાંઈ ભૂત–પલીત વસતાં હશે! પણે દૂર દૂર કાંઈક ટિંગાય છે ને સામે ઝાડ ઉપર ધોળું ધોળું ધાબું છે.'

ત્યારે એક છાતીબળા નોકરે કહ્યું છે: 'ભૂત કેવાં ને વળી પલીત કેવાં!

પેલું લટકે છે એ તો જાણે શિયાળવું છે. ઝાડ ઉપર દ્રાક્ષનો વેલો હશે તે દ્રાક્ષ ખાવા ટિંગાયું હશે, ને આ ઝાડ ઉપર તો બગલું હશે. હમણાં જ ઉપર ચડીને ખાતરી કરી લઉં.'

નોકર તો ઝાડ ઉપર ચડવા લાગ્યો છે. નોકર ચડવા લાગ્યો ને ઉપર બેઠી બેઠી સિદ્ધિકરી મૂંઝાણી. આ તો આ ઘડીએ ઝાંખી જશે તે પછી કોણ જાણે શુંનું શું થશે!

પણ એ તો સિદ્ધિકરી. એણે તો કેટલીએ વખત મુશ્કેલીમાંથી માર્ગ કાઢેલો. એને તો એકાએક સૂઝી આવ્યું છે. ને જેવો પેલો નોકર પાસે આવ્યો કે ધીરે રહીને એને બોલાવ્યો છે: 'એલા જરા ઓરો આવ.'

ત્યારે નોકરે પૂછ્યું છે: 'કોણ છે તું?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'ઓરો આવ્ય ઓરો. આઘે ઊભો વાત કરીશ, તો વાત વણસી જાશે ને પછી પસ્તાવો થશે.'

ત્યારે નોકર સિદ્ધિકરીની ખૂબ જ નજીક આવ્યો છે. ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'જેની શોધમાં તમે નીકળ્યા છો એ જ હું સિદ્ધિકરી. તારો શેઠ તો સાવ મૂરખ છે, એવાની સાથે હું પ્રીત બાંધું નહિ. એટલે તો હું એને માથે હાથ ફેરવીને ચાલી આવી છું તું મારું કહ્યું માને તો આ બધી દોલત તને દઈ દઉં ને વળી તારી પત્ની બનીને રહું.'

ને માયાની વાત તો જુદી છે. માયા દેખીને તો મોટા મુનિવર ચળી જાય અને નોકરને એકલી માયા જ ક્યાં મળતી હતી! એને સિદ્ધિ ને રિદ્ધિ બેય મળતાં હતાં. એની દાઢ સળકી. પણ એને પરેપૂરો વિશ્વાસ ન આવ્યો. એણે કહ્યું છે: 'તારી વાત તો જાણે સોળ વાલ ને એ રતી પણ ઓલ્યો મૂરખ હેઠે ઊભો છે એ જાય શી રીતે!'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'એને કહી દે ને કે ઝાડ ઉપર તો બગલું બેઠું છે'

ત્યારે નોકરે કહ્યું છે: 'ને પછી બગલું ઊડી જાય તો?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'બગલાને પાંખ નથી ને બગલું કેમ કરીને ઊડશે?'

ત્યારે નોકરે કહ્યું છે: 'સ્ત્રી–જાતનો વિશ્વાસ નહિ.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'હું જીભ દઉં છું ને!'

ત્યારે નોકરે કહ્યું છે: 'એમાં કાંઈ દી વળે નહિ'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'આપણે સામસામી જીભ દઈએ ને જીવના સોગંદ લઈએ.'

સુંદરીના મુખનું અમૃત તો બધાયને મીઠું લાગે. પછી એ જીભે અમૃત છે કે ઝેર એનું પારખું કરવા કોઈ રોકાય નહિ. સિદ્ધિકરીએ લાલ ચટક જેવી જીભ બહાર કાઢી છે. નોકરે બચ કરતું ચુંબન કર્યું છે. એ તો એને ભારી મીઠું લાગ્યું હશે ને! ને પછી તો નોકરે ય લાંબી જીભ બહાર કાઢી છે: 'લે, હવે તું યે ચુંબન કરી લે. આપણા કોલ પૂરા થાય.'

સુંદરીએ નોકરની જીભ મોંમાં

લીધી છે. ઘડીક તો જાણે એને ચસચસ ચૂસી રહી છે ને પછી તો એવું ચુંબન ભર્યું છે કે જીભનું ટેરવું સાબદું સુંદરી-નો મુખમાં આવી પડ્યું છે નોકરે કાળી રાડ નાંખી છે. લથપથ કરતો એ તો ઝાડ ઉપરથી નીચે જઈ પડ્યો છે.

ને નીચે ઊભા'તા એ બધા ભાગવા માંડ્યા છે: 'ભૂત! ભૂત!'

પાછું વાળીને જોવાની કોઈની તાકાત નથી. પેલો નોકર લથપથ કરતો સહુની વાંસે દોડ્યો જાય છે.

ને સિદ્ધિકરી પછી તો હીમખીમ ઘર ભેળી થઈ છે ને માયામૂડી પટારા-માં દપટી દીધી છે. [ચાલુ

●

પરદેશથી આવેલો એક જણ પોતાના હિંદીમિત્રને હિંદમાં જ પૂછે છે: 'હિંદુસ્તાનમાં તો ઘણા ગાંધીવાદી કે સમાજવાદી કે સામ્યવાદી કે આંબેડકરવાદીઓ એમ સૌ ખાદીની ટોપી અને ટૂંકા ધોતિયામાં નજરે પડે છે તો પછી તેમાં ખરો ગાંધીવાદી કોણ તે કેમ પારખવું!'

હિંદી મિત્ર: 'કેમ વળી, પ્રશ્ન પૂછવો કે તમારી પાસે બીડી છે!' અને ઉત્તર મળે કે 'બાપુજીના આદર્શ પ્રમાણે તો એ નહીં લઈ જનાર છે' તો સમજવું કે એ ગાંધીવાદી.

*

કોર્ટમાં છુટાછેડાનો કેસ ચાલતો હોય છે ત્યારે ફરિયાદી સ્ત્રીને જ્જ સાહેબ પૂછે છે: 'તમે તમારા પતિની સાથેથી કેમ છૂટાં થવા માગો છો!'

ઉત્તર: સરકારની દારૂનિષેધની નીતિને પ્રોત્સાહન આપવા.' 'સ્કાઉટ'

વીશીમાં જમનારો: અરે મા'રાજ, જુઓ તો ખરા...આ દાળમાં તો મોવાળા છે.

મા'રાજ: સાહેબ ધોળા છે કે કાળા? કારણ, અમારે ત્યાં કામ ઉટકવાવાળી બાઈ બે દિવ-સથી જડતી નથી.

*

ગ્રાહક: શું આ તે કાંઈ ઘર છે! તેની ભીંત તો જુઓ, કેટલી પાતળી છે! આરપાર દેખાય એવી છે.

મકાનધણી: સાહેબ તમે જુઓ છો તે તો બારી છે.

*

એક: અરે છોકરા, આ તે તું ચા લાગ્યો છો કે કોફી...આમાં તો પેટ્રોલની વાસ આવે છે.

છોકરો: પેટ્રોલની વાસ હોય તો તો સાહેબ તે કોફીજ હશે-કારણ અમારી ચામાં તો ઘાસ-લેટની સોડમ આવે છે.

---

## કાર્યાલય તરફથી

'કહાની'ને રજિસ્ટ્રેશન મળી ગયું હોઈ ચોક્કસ મુદ્દતે (મહિનાના પ્રથમ અઠવાડિયામાં) અંક પ્રગટ કરવા ખાતરજ ફેબ્રુઆરી-માર્ચનો સંયુક્ત અંક પાનાં વધારીને અપાય છે. ગ્રાહક મિત્રો છે તેવો સહકાર જારી રાખે એ જ વિનંતિ.

—સંચાલક

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક-ખોરાક

એ જ

જીવન

લીલાં આંબળાં સાથે બીજા પાચક અને લોહી વધારનાર ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની નબળાઈમાં સંગીન કામ આપનાર સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

KAHANI (Monthly) Regd. No. B 5509

ઉત્કૃષ્ટ-લહેજતદાર

# એન. એમ. બ્રાન્ડ
# ચહા

પીવાનો આગ્રહ રાખો

૧, ૨ ને ૪ રતલના પેકેટમાં મળી શકે છે
તેમજ 'કોમન', 'સ્ટ્રોંગ' 'એક્સ્ટ્રા સ્ટ્રોંગ'
'હોટલ બ્રાન્ડ' ની ૨૫ રતલી પેટીમાં મંગા

વ્યાપારી શરતો તથા બીજી પુછપરછ માટે—

**નારીએલવાલા કોરપોરેશન**

૫૦, ફેરબુસન સ્ટ્રીટ, મુંબઈ : ૯

૩૫૧




સળંગ અંક **૫૨** માની સામગ્રી

કથાઓ : પુરસ્કાર : માણસમાર ભેંસાસુર : ચાંદરણાં
વિચિત્ર છોકરી : ૧૨–૧૧–૧૯૦૩ : આગળ જનારી
કથાસરિત્સાગર : ભીમના રોટા : ટુચકા

## વાર્તાઓનું અનોખું માસિક

# ધી ટેકસટાઇલ ટ્રેડીંગ એજન્સી લીમીટેડ

ભાવનગર

S E A L O F




Q U A L I T Y

અમો આંહીંની પ્રખ્યાત મિલો **ધી મહાલક્ષ્મી મીલ્સ લી. તથા ધી માસ્ટર સીલ્ક મીલ્સ લી.ના** ઉત્પન્ન થતા સુતરાઉ તથા આર્ટીફીશીયલ સીલ્ક કાપડના સોલ ડીલર્સ છીએ આ બંને મીલોનું સુંદર, સસ્તું અને ટકાઉ કાપડ સૌરાષ્ટ્રમાં જ નહીં પરંતુ સારાએ હિંદુસ્તાનમાં જાણીતું છે.

ફરી કંટ્રોલ પદ્ધતિ દાખલ થવાથી હાલ તો અમો સુતરાઉ, કાપડ આપી શકીએ તેમ નથી. પરંતુ આર્ટ સીલ્ક કાપડ આકર્ષક ડીઝાઈનો તથા દરેક જાતનું દરેકના ખીસ્સાને પોસાય તેવું વાપરવાની અમારી ખાસ ભલામણ છે જથ્થાબંધ માલના ભાવતાલ તથા નમુના માટે લખો.

પાનવાડી<br>ભાવનગર

શાંતીલાલ મયાભાઇ<br>એજન્ટસ.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

એપ્રિલ ૧૯૪૯



વર્ષ ૫ : અંક ૧

कार्योपु रम्या कथा

# બે કથાઓ

ગોપાળરાવ ગ. વિદ્વાંસ

## ૧ : મોતીનો પાક

એક વખત સાગરના બધા મરજીવાએ ભેગા થઈ ભગવાન વરુણ દેવની સ્તુતિ કરી: 'હે ભગવાન, તમે મૃગ અને મઘામાં તો પુષ્કળ વરસાદ આપો છો; લંબગોળ મોતીના દાણા જેવા ચોખાના પાકથી ધરતી ઊભરાઈ વળે છે. હસ્ત નક્ષત્રમાં પણ વર્ષાની ધારાઓ વહેવડાવો છો ને સ્ફટિક સરખાં જુવારનાં મોતીનો પાક અઢળક નિપજાવો છો. પણ ચોખા હોય કે જુવાર હોય, એ બધાનાં તેજ તો ક્ષણભંગુર છે. ભગવાન! એક સાચા મોતીનું તેજ જ સદાકાળ ટકે છે. આપને અમારી એવી વિનતિ છે કે આ વરસે તો કેવળ સ્વાતીનો વરસાદ જ વરસાવજો. ગરીબમાં ગરીબની છોકરીઓ પણ કાનમાં સાચાં મોતીનાં એરીંગ પહેરે, એમની સ્ત્રીઓ સાચાં મોતીની બંગડીઓ વડે હાથને શોભાવે, અને તવંગરો પણ પોતાની હવેલીઓની બારીને બારણે સાચાં મોતીના પડદા લટકાવે એવી કૃપા આપ વરસાવો!'

અને મરજીવાઓને વરુણદેવના પેટમાં પેસવાનું કાંઈ થોડું જ નવેસરથી શીખવવું પડે છે?

અને વરુણદેવના હૃદયને દ્રવવાની કાંઈ નવેસરથી જરૂરિયાત ઓછી છે?

ભગવાન વરુણદેવે પોતાના ભક્તોની વિનતિનો સ્વીકાર કર્યો!

×

વર્ષા આવી મૃગ નક્ષત્ર બેઠાં. જનતા ઉત્કંઠિત બનીને વરસાદની રાહ જોવા લાગી. આર્દ્રા પણ આવી. છતાં ક્યાંયે વરસાદ આવવાનાં ચિહ્ન દેખાયાં નહિ

આર્દ્રા પછી વખપખ ગયાં; બીજાં નક્ષત્રો પણ પસાર થયાં. લોકોનાં મોં પરથી પાણી ઊતરી ગયાં; પૃથ્વીના પેટાળમાનાં પાણી પણ અતિ ઊંડે પેસી ગયાં—અદૃશ્ય થયાં. ધરણીના પટ પરના તૃણાંકુરો અને જનતાના હૈયામાંહેના આશાંકુરો એકી સાથે બળી ચાલ્યા.

મઘા બેઠી.

હવે તો લોકોના પ્રાણ એમની માત્ર આંખોમાં જ ટકી રહ્યા હતા

મઘા બેઠી—અને કોરી ધાકોર પસાર થઈ.

લોકોની આંખોના પ્રાણ—આંખોના તેજ તરફડી રહ્યાં. તોપણ હૈયામાં ઊંડે ઊંડે દબાયેલી આશા મંદ—અતિમંદ સ્વરે કહેતી હતી 'આવશે, હજુ વરસાદ આવશે હજુ હાથિયો રેલાવશે: એની સૂંઢ જરૂર ફેરવશે!'

હાથિયે મૂસળધાર વરસાદ તો ન જ દેખાડ્યો, પણ પાણીના છાંટાય ક્યાંઈ પાડ્યો નહિ! લોકો વ્યાકુળ બની આકાશ સામે ડોળા કાઢી રહ્યા.

પણ વાછડી ગમે તેટલું ભાંભરે તોય વસૂકી ગયેલી ગાયને કોઈ પાનો છૂટે છે ! જરઠ બનેલી ગાય કોઈ દૂધ કાઢે છે ?

પણ સ્વાતી બેઠી અને બધાં નક્ષત્રોનો વરસાદ એક સામટો જાણે તૂટી પડ્યો !

×

સાગરની કાળુ માછલીઓ આતુર બની મોં ફાડી એ સમગાયે વર્ષાધારાઓનું પાન કરી ગઈ.

સાગરકાંઠાના મરજીવા હર્ષથી ફૂલી રહેલાં હૈયાં વડે એ વર્ષાને આમંત્રી રહ્યાઃ 'વરસ મોં મૂકીને વરસ '

પણ ખેડૂતો ચોધાર આંસુએ રડતા હતા; વેપારીઓ મૂંઝાતા હતા; ધરતી આખી નિષ્પ્રાણ બની અચેતનશી પડી હતી.

×

મરજીવા સાગરમાંથી કૂદતા કૂદતા બહાર નીકળ્યા.

જનમ ધરીને એમણે આટલી બધી મોતીની છીપલીઓ દેખી નહોતી—સાગરમાંથી બહાર આણી નહોતી.

દિવસને અંતે થાકીને લોથ થઈ સઘળા મરજીવા નિદ્રાધીન થયા. પરંતુ ઊંઘમાં પણ તેમના મોં પર આનંદ અને હર્ષના ફુવારા ઊડી રહ્યા હતા.

રાત આખી છીપલીઓમાંથી મોતી વીણી કાઢવાનું કામ સાથેના માણસોએ ચાલુ રાખ્યું હતું.

સવારમાં ઊઠીને મરજીવા જુએ છે તો નજર સામે મોટા ગંજ ખડકાઈ ગયા છે.

કોઈને થયું મોતીના દાણા જેવા ચોખાના ઢગલા રાતમાં કોઈ કરી ગયું હશે.

કોઈને થયુ સ્ફટિકના ઝીણા મણકા જુવારના ગંજ કોઈ ખડકી ગયું લાગે છે

સહુએ આંખો ચોળી; ફરી વાર આંખો ચોળી જોયું. પોતે સ્વપ્નમાં તો નથી, એની ખાતરી કરવા કોઈએ શરીરે ચૂંટીઓ પણ ખણી જોઈ. કોઈ સ્વપ્નમાં નહોતું

સામે ખડકાયેલા ગંજ ખરેખર સાચાં મોતીના જ હતા !

મોતીના આવા મોટા ગંજ દેખીને તેઓ ઘડીભર તો ભૂખતરસનું ભાન વીસરી ગયા.

×

પણ પ્રસન્નાનંદની તૃપ્તિ પણ ભૂખને મટાડી શકતી નથી.

બપોર થયા. દરેક જણ ભૂખથી ટળવળવા લાગ્યો. દરેકના પેટમાં ક્ષુધાનો દાવાનળ ચેતી રહ્યો. સાથે આણેલું ભાતું તો ક્યારનું ખલાસ થયું હતું !

સામે પડેલા મોતીના ઢગલાઓમાંથી ટોપલે ટોપલા ભરીને માથે ચડાવી દરેક જણે લોકોની વસ્તી તરફ ચાલવા માંડ્યું.

દૂરથી એક ઝૂંપડી દેખાઈ. ઝૂંપડીમાંથી જરૂર કશુંક ખાવાનું મળશે એવી આશાથી સહુના મોંમાં પાણી છૂટ્યું. ક્ષુધાશાંતિ જલદી કરવાને ઇરાદે સહુએ પગ ઉતાવળે ઉપાડ્યાઃ દોટ દીધી !

એ ખેડૂતની ઝૂંપડીની સામે જ એક મરેલ વાછડી અચેતન થઈ પડી હતી પાસે ખીલે બાંધેલી ગાય તલેલા નાખીને ભાંભરતી હતી— વાછડીના મૃતદેહને વચ્ચે વચ્ચે ચાટતી હતી.

ખેડૂતની સ્ત્રી એ ગાયને ગળે માથું ઢાળી આંસુ સારી જાણે એનું સાંત્વન કરી રહી હતી.

ઝૂંપડીનું બારણું ખુલ્લું હતું. ત્યાં ત્રણ બાળકો મૂંઝાઈને બેઠાં હતાં. બેઠાં બેઠાં એ કરુણ દૃશ્ય તેઓ ડોળા ફાડી જોઈ રહ્યાં હતાં. તેમનાં દુર્બળ નગ્ન દેહો પરનાં હાડકાં ગણી શકાતાં હતાં !

પહેલો મરજીવો આગળ આવ્યો. બાઈને પૂછ્યુંઃ 'બેન ! વાછડીને શું થયું ?'

'ભૂખની મારી ભગવાનને ઘેર ગઈ, બાપુ !'

'ભૂખે મરી ગઈ !' એક જણે નવાઈ પામી સવાલ કર્યો.

'ચારો નહોતી ખાતી !' બીજાએ પૂછ્યું.

'ચારો !' નિરાશ બની બાઈએ ઉદ્‌ગાર કાઢ્યો. થોડી વારે હીબકાં ભરી રડતાં રડતાં કહે: 'ભાઈ! ચારો લાવવો ક્યાંથી?'

બાઈ બહુ ગરીબ હશે એ તો દેખાતું જ હતું. ટોપલામાંથી સાચાં મોતીનો મૂઠો ભરી મરજીવો બે ડગલાં આગળ વધ્યો. બાઈ પાસે જઈ મૂઠી ઉઘાડી કહે: 'ચારો ચારો શું કરે છે! આ મોતીનો ચારો જ લે ને!'

પાણીદાર મોતી દેખી બાઈ પણ મોહાઈ પડી. મરી ગયેલી વાછડીને તે વીસરી ગઈ. ગાયની આંખે વહેતાં પાણી બાઈને પેલાં મોતીના પાણી પાસે કશી વિસાતનાં ન લાગ્યાં!

મોતી લેવા બાઈએ હાથ લંબાવ્યો. ત્યાં તો પેલા મરજીવાએ સવાલ કર્યો: 'પણ બદલામાં તું અમને શું આપીશ?'

બાઈ જરા ખમચી ગઈ. સામેના સઘળા પુરુષોની આંખ ઉપર તેની નજર ફરી વળી. એ દૃષ્ટિમાં બાઈએ કોઈ વિચિત્ર ભૂખ ભરેલી દીઠી! તુરત બાઈને સંદેહ થયો. બીજી જ પળે ભારે ક્રોધપૂર્ણ સ્વરે બાઈ બરાડી ઊઠી: 'ભાગી જાઓ અહીંથી, મારા પીટ્યા!'

મરજીવાનો આગેવાન પોતાની ભૂલ સમજી ગયો.

વધારે નમ્ર બની આંખ નીચી ઢાળી તેણે બાઈને કહ્યું: 'બહેન! અમે તો બધા તારા ભાઈઓ છીએ. વીરપસલીમાં અમે તને આ સાચાં મોતી દેવા આવ્યા છીએ.'

બાઈએ ડરતાં ડરતાં મોતી લેવા ફરીને હાથ લંબાવ્યો: અંદરનાં મોટાં મોટાં પાણીદાર ચારપાંચ મોતી તે ઉપાડી લેવા જતી હતી ત્યાં તો પેલી આગેવાને કહ્યું: 'પણ બહેન! જમાડશો પછી વીરપસલી અપાય ને?'

બાઈ બે ડગલાં પાછી હટી ગઈ. કોઈ ગાંડાની પેઠે તેણે ચિત્કાર કર્યો: 'જતા રહો અહીંથી હતા. મારે ઘેર જમવાનું નથી. ઘરમાં પૂરો એક રોટલોય નથી! તમને અત્યારે ખવરાવું તો મારાં બાળુડાંને વાળુ શાનું કરાવું?'

*

મરજીવા ત્યાંથી આગળ ચાલ્યા; ગામમાં પેઠા. ઘેર ઘેર આંટા મારી ફરી વળ્યા. પોટલી બાંધીને સાચાં મોતી આપવા છતાં કોઈ ટુકડો ય રોટલી આપતું નહોતું.

બધે એક જ દૃશ્ય દેખાતું હતું.

ગામમાં માનવી નહોતાં—માનવીનાં હાડપિંજરો જ જાણે ફરતાં હતાં!

એ હાડપિંજરોના ઊંડા ગયેલા ડોળામાં પણ જાણે વર્ષો જૂની ભૂખ ભેંકાર દૃશ્ય સરજી રહી હતી.

ગામ આખામાં—ઝૂંપડીએ ઝૂંપડીએ હવેલીએ હવેલીએ અને મંદિરે મંદિરે બીજી બધી ચીજોના ગંજ પડ્યા હતા. માત્ર એક જ ચીજ ક્યાંઈ દેખાતી નહોતી: ક્યાંયે અન્ન નજરે ચડતું નહોતું!

રખડી રખડીને બધા મરજીવા થાકી ગયા; તેમના પગ સૂજી ગયા; મોં સુકાઈ ગયાં. માથે મૂકેલી મોતીની ટોપલીઓનું વજન પણ હવે તેમને અકારું થઈ પડ્યું હતું!

*

ફરતા ફરતા સહુ એક મંદિરે આવ્યા. ત્યાં એક સંન્યાસી ભગવાનની સામે હાથ જોડીને બેઠા હતા.

તેમણે એ સંન્યાસીને પૂછ્યું: 'મહારાજ! દુનિયાનું આટલું બધું અનાજ ગયું ક્યાં, કહેશો?'

'અનાજ પાક્યું જ નથી, ઘેર આવ્યું જ નથી, ત્યાં જવાનો સવાલ જ ક્યાંથી આવે?'

'હેં! અનાજ પાક્યું જ નથી?'

'ક્યાંથી પાકે! મૃગનો વરસાદ ન આવ્યો, કે ન આવ્યો મઘાનો. હાથિયાની હેલને બદલે સહેજ છાંટણાં ય પડ્યાં નહિ? વરસાદ પડ્યો કેવળ સ્વાતીમાં. પણ એ મુશળધાર વરસાદ પછી પાછળથી શા કામનો? કહેવાય છે કે સ્વાતીના મેહુલા વરસે તો અઢળક મોતી પાકે...'

ત્યાં તો સંન્યાસીની નજર પેલા મરજીવાને માથે મુકાયેલ ટોપલા તરફ ખેંચાઈ.

તેણે પૂછ્યું: 'ટોપલામાં શું...અનાજ આવ્યું છે? તો કાંઈક મૂઠી બે મૂઠી મને પણ આપતા જાઓ ને! ટાઢો, સૂકો, લૂખો રોટલાનો એકાદ ટુકડો હોય તો ય...'

વધારે આગળ કશું સાંભળવા ન રોકાતાં બધા મરજીવાએ સીધી દરિયા તરફ દોટ દીધી. માથે મૂકેલા બધા ટોપલા તેમણે દરિયામાં નાખી દીધા. મોતીના ગંજ ઉપાડીને દરિયામાં ફેંકી દીધા. પાછળ એક પણ મોતી રહેવા ન દીધું!

બધાએ સાથે મળી કરુણ સ્વરે ફરી ભગવાન વરુણદેવની આરાધના કરી: 'હે ભગવાન! અમારે સ્વાતીના વરસાદ નથી જોઈતા. કૃપા કરી મૂગની હેલી મચાવ; મચાનાં પૂર વહેવડાવ, હરતના ઘોધથી ધરતીને નવરાવી દે, સૃષ્ટિને બદલાવી દે!'

## ૨ : બે ચિત્રકારો

**બે** ચિત્રકારો હતા. એક જ મોહક રમણી ઉપર બંને આશક બન્યા.

રમણીને મન સમસ્યા પેદા થઈ. એમાંથી કોને પસંદ કરવો એનો નિર્ણય કરવાનું એને મુશ્કેલ લાગ્યું.

બંને ચિત્રકારોનો સ્વભાવ મધ જેવો મીઠો હતો.

બંનેની કલા વીજળી જેમ ચમકતી હતી.

બંનેનાં રૂપ-ઓહો! જાણે બ્રહ્માએ બે કામદેવ એકીસાથે પેદા ન કર્યા હોય!

×

મૂંઝાયેલી રમણીને તેની સખીઓએ સૂચવ્યું: 'બહેન! એકાદું પણ લે. જે એમાં જીતે એના ગળામાં તું વરમાળ આરોપજે.'

પરંતુ કયું પણ લેવું?

સીતાજીની પેઠે ધનુષ્યભંગનું? ના ના; પીંછી કરતાં વધારે વજનદાર ચીજ એ બે પૈકી કોઈએ ઊંચકી નહોતી!

ત્યારે મત્સ્યવેધનું પણ કર્યું હોય તો!

ના રે ના! બંને ચિત્રકાર રહ્યા. મત્સ્યવેધ અર્થે એની આંખોનું નિશાન લેતાં લેતાં બંને એ આંખો તરફ જ કદાચને જોયા કરે!

ઘણા ઘણા વિચારને અંતે રમણીને એક કલ્પના સૂઝી આવી.

– એણે બંને ચિત્રકારોને પોતાની પાસે બોલાવ્યા. કહે: 'મને એક સુંદર ચિત્ર દોરી આપશો?'

પહેલો ચિત્રકાર તુરત જ બોલી ઊઠયો: 'એક શું, એકવીશ હાજર કરું! કહો તો ચિત્રોની ચાદર બિછાવી એ પર પૃથ્વીપ્રદક્ષિણા કરી આવો એટલા ચિત્રો દોરી આપું!'

બીજા ચિત્રકારે ધીરેથી સવાલ કર્યો: 'તમારે શાનું ચિત્ર જોઈએ છે?'

રમણીએ જવાબ આપ્યો: 'સંધ્યાકાળનું!'

×

બંને ચિત્રકારો ચિત્રની તૈયારી અર્થે સંધ્યાકાળને નિરીક્ષણે ઊપડ્યા. પ્રેયસીની આવી રસિકતા ઉપર બંને ફિદા હતા. સંધ્યાકાળનું દર્શન કરતા બંને જણા એક સ્થળે પાસે પાસે જ બેઠા.

બંનેની કલાદૃષ્ટિ કહેતી હતી: ખરેખર! નિસર્ગ દેવીનું સૌથી સુંદર ચિત્ર તો રમણીય સંધ્યાકાળ જ છે.

કોઈ સ્વૈર તરુણીના હૃદયમાં ક્ષણે ક્ષણે બદલાતી પ્રણય ભાવનાઓ પેઠે આકાશમાં મોહક સંધ્યારંગો પળે પળે પલટાયે જતા હતા.

સૂર્યની પ્રખરતા અત્યારે લેશ પણ ભાસતી નહોતી. મહાશરીર અને પરાક્રમી પુરુષની મુખ મુદ્રા ઉપર પણ રંગમહાલોમાં પ્રવેશતી વેળા ઉગ્ર ભાવો શી રીતે ટકી શકે?

પક્ષીઓનાં ટોળેટોળાં પોતાના માળાઓ તરફ પાછાં ફરતાં હતાં. આનંદની ઊર્મિઓ મૂર્તિમંત બની જાણે વિહરી રહી ન હોય!

એક સુકાયેલું ખરી પડેલું પાંદડું પવનમાં ઊડતું ઊડતું પહેલા ચિત્રકારને માથે આવી પડ્યું. સૌંદર્યભર્યા એ સમગ્ર દૃશ્યમાં ચિત્રકારને એમાં વિસંવાદ ભાસ્યો. ચિડાઈને તેણે એ પાંદડાને

ચોળી નાખી ડૂચો કરી દૂર ફેંકી દીધું. ત્યાંથી જરા એક બકરાનું વાઘ નીકળ્યું. બકરાં કૂદા-કૂદ કરતાં ઘેર જવાની દોડાદોડી કરતાં હતાં. એક ઘરડો, કરચલીભર્યો મોંવાળો, કાળો ભરવાડ પોતાના ઘોઘરા અવાજે કોઇ ભજનની કડી ગાતો વાંસે વાંસે ચાલ્યો જતો હતો. એણે પોતાના હાથમાં છાતી પાસે કશું ઊંચકી રાખ્યું હોય એમ લાગતું હતું. એ શું છે તે ચોખ્ખું દેખાય તે પહેલાં જ બે પૈકી પહેલો ચિત્રકાર ચીસ પાડી ઊઠ્યો: 'એ ડોકરા! ગધેડા પેઠે ભૂંકે છે શું? એમ કોઈ ગાયન આવડે!'

વૃદ્ધ ભરવાડે નવાઈ પામી પાછા વળી જોઈ લીધું. એક પણ અક્ષર વધારે બોલ્યા વિના બીજી જ પળે એ ચાળાંના ટોળા પાછળ અદૃશ્ય થઈ ગયો!

×

મખમલના રૂમાલ તળે ઢાંકેલાં બે મોટાં ચિત્રો રમણીના રંગમહેલમાં રજૂ થયાં. બન્ને ચિત્રકારો પોતપોતાનાં ચિત્રો લઈને હાજર થયા હતા. પેલી રમણી હાથમાં પુષ્પમાળા સાથે સામી આવી. પુષ્પમાળાવાળા રમણીના હાથ ધ્રૂજતા હતાઃ જાણે એના હૃદયનો કંપ એ હાથ વાટે ધબકારા દર્શાવતો હોય!

પહેલા ચિત્રકારે પોતાના ચિત્ર પરથી રૂમાલ હઠાવી લીધો.

ચિત્રનું નામ 'રંગનાથ' હતું. સંધ્યાકાળના સૂર્યે જાણે રાસક્રીડા માંડી છે; વિવિધ રંગોએ રંગાયેલી મેઘમાળાઓ ગોપીઓની પેઠે જાણે એના ફરતી રાસ ખેલવા નીકળી પડી છે; સંધ્યાકાળે ઘર તરફ પાછાં વળતા પશુઓ–ગાયો જાણે એ રંગનાથની વેણુના સ્વરથી મોહિત થઈ દોડી રહ્યાં છે;—

સંધ્યા સમયનાં સઘળાં અદ્ભુત રંગના એ ચિત્રકારની પીંછીએ જાણે જાદુ કર્યો હોય એમ પકડીને એ ચિત્ર–ફલક પર ગોઠવી દીધાં હતાં.

બીજા ચિત્રકારે પોતાના ચિત્ર પરથી આવરણ દૂર ખેંચ્યું ત્યારે તેના હાથ ધ્રૂજતા હતાઃ જાણે પોતે ભયત્રસ્ત બન્યો ન હોય!

એણે પોતાના ચિત્રનું નામ 'શ્યામસુંદર' રાખ્યું હતું.

રમણીય સાયંકાળ પ્રેમભરી આર્દ્ર દૃષ્ટિ જાણે કથા તરફ ફેંકી રહ્યો છે એવો એ ચિત્રનો ભાવ હતો. એક વૃદ્ધ ભરવાડનું એમાં ચિત્ર દોર્યું હતું. એની દાઢી વધી ગયેલી હતી; ચીંથરેહાલ દશામાં ફાટેલ ધાબળો ખભે રાખી ખરી પડેલાં પાંદડાંઓની વચ્ચેથી તે ચાલ્યો જતો હતો. એક નાનું લવારું એણે છાતી સરસું ચાંપ્યું હતું. આગળ ચાલતી ચાળી પૈકી એક બકરી પાછું વાળી જાણે એ લવારા તરફ જોઈ લેતી હતી. એ ગભરુ જીવની જાણે એ જન્મદાત્રી ન હોય!

રમણીએ હાથમાંહેની પુષ્પમાળા એ બીજા ચિત્રકારના કંઠે પહેરાવી દીધી.

તુરત પહેલા ચિત્રકાર તરફ મોં ફેરવી તેણે ઉમેર્યું: 'ભાઈ! તમારું ચિત્ર પણ કેટલું સુંદર દોરાયું છે! ભાઈ બીજને દિવસે નીરપલીમાં મને એ આપશો ખરાને?'

[ શ્રી વિ. સ. ખાંડેકરની
મરાઠી વાર્તાઓનો અનુવાદ



બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

જી

વ

ન

લીલાં આંબળાં સાથે બીજાં

પાચક અને લોહી વધારનાર

ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની

નબળાઈમાં સંગીન કામ આપનાર

સાત્વિક ઉપાય -

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

# કેવી વિચિત્ર છોકરી!

કૃષ્ણકાન્ત ગોપાળજી દેસાઈ

સાધારણ રીતે તો હંમેશાં અનિલના મુખ ઉપર હાસ્ય રમી રહેતું, પણ કોઈ કોઈ પ્રસંગે તે એકદમ ગંભીર બની જતો. આજે હોળીનો દિવસ હતો. અમારી મિત્રમંડળી આ નિવૃત્તિના સમયે હાસ્યવિનોદની છોળો ઉડાડી રહી હતી. અનિલ હંમેશ મુજબ આજે પણ ખૂબ આનંદમાં દેખાતો હતો. ઠઠ્ઠામશ્કરી ચાલી રહ્યાં હતાં. અમારી મિત્રમંડળીને હોળી સમયે સામાન્ય રીતે થતી તોફાનમસ્તી પ્રત્યે સૂગ હતી જેથી જીભની કુસ્તીમાં જ અમારો આનંદ સમાઈ જતો. આ રીતે હોળીનો દિવસ ઊજવતાં બધી રોજની ચિંતાઓને બાજુએ મૂકી અમે આનંદ કરતા. એવામાં મારી પત્ની સુલતાને ટીખળ સૂઝ્યું.

'અનિલભાઈ, તમે હજુ કુંવારા કેમ રહ્યા છો? શું તમને સહચારિણીની ખોટ નથી લાગતી કે પછી કોઈ દેતું નથી?'

અનિલનું મો એકદમ ગંભીર બની ગયું. એ જોઈ અમે પણ જરા ગંભીર થઈ ગયા. આ વિચાર મને પણ ઘણા સમયથી આવતો હતો, પરંતુ કોઈની અંગત બાબતમાં માથું મારવું શિષ્ટાચારની વિરુદ્ધ ગણાય, એથી હું એવો અંગત પ્રશ્ન કરવાની હિંમત કરતો નહિ. પરંતુ અનિલની ગેરહાજરીમાં એકએ વખત અમારી મિત્રમંડળીમાં આ પ્રશ્ન ઊભો થયેલો. સર્વને આશ્ચર્ય એ થતું હતું કે અનિલ દેખાવે સુંદર, પૈસેટકે સુખી, હોવા છતાં–ટૂંકમાં એનામાં કોઈ પ્રકારની ત્રુટી ન હોવા છતાં ય હજુ ત્રીસ વર્ષની ઉમ્મરે પણ એણે પ્રભુતામાં પગલાં માંડ્યાં ન હતાં! વળી માનસશાસ્ત્રનો એ અભ્યાસી હોઈ થોડા સમયથી માનસ વિશ્લેષકનો ધંધો એણે શરૂ કર્યો હતો. એ અંગે પણ રમ અને જાતીયતાના કૂટ પ્રશ્નો એને ઉકેલવા પડતા હતા; છતાં ય આશ્ચર્ય એ હતું કે એ કુંવારો હતો! આજે હસતી વાત નીકળી ગઈ, અને વાતાવરણ જરા ગંભીર બની ગયું. છતાં અમને સર્વને આ બાબતની કુતૂહલતાનો અંત લાવવો જ યોગ્ય લાગ્યો. અમે સર્વએ અનિલને દબાણ કર્યું.

'દોસ્ત, આજે આ પ્રશ્ન નીકળ્યો જ છે તો એના જવાબની અમે આશા રાખીએ છીએ.'

અનિલ પણ અમારું કુતૂહલ સમજ્યો, છતાં એણે એ પ્રશ્ન ન ઉખેળવાની વિનંતિ કરી. પરંતુ અમને પણ એક મિત્રની આવી ગંભીર બાબત વિષે થોડુંઘણું ય જાણવાનો હક્ક હતો; જેથી અમારું દબાણ ચાલુ રહ્યું. આખરે સિગારેટના ધુમાડા કાઢી અનિલે કહ્યું, 'તમને જાણવાની ઇંતેજારી છે તો મને કહેવાનો વાંધો નથી. પરંતુ એ મારા જીવનની અતિગંભીર બાબત છે, એટલે હું આનાકાની કરું છું. કદાચ તમને ખ્યાલ પણ ન હશે કે આ હસમુખા અનિલના હૃદયમાં બારેમાસ કરુણતા છવાઈ રહી છે.'

સિગારેટનો દમ લગાવી ગંભીર વદને એણે વાત શરૂ કરી: 'આમ તો અમારું કુટુંબ જ્ઞાતિમાં ઊંચું ગણાતું અને મારા બાપદાદાની આબરૂ પણ સારી એટલે મેટ્રીક થતાં જ મારે માટે માગાં આવવા લાગ્યાં. પણ મારો તથા મારા પિતાશ્રીનો સુસ્ત અભિપ્રાય હતો કે ભણતર પૂરું કર્યા સિવાય અથવા ઓછામાં ઓછું ગ્રેજ્યુએટ થયા સિવાય મારા વિવાહની વાત ન છેડવી. આથી દરેક માગાની 'અમારો હાલ વિચાર નથી' કહી ના પાડતા. કોલેજના અનુભવે મારી વિચારસરણી બદલાઈ. હું જ્ઞાતિના બંધનમાં જકડાઈ રહેવા ઇચ્છતો ન હતો. આદર્શ લગ્ન તો પ્રેમલગ્ન જ હોઈ શકે એમ હું માનતો થયો. જો કે એ આદર્શ કંઈ એમ સહેલો નથી એ અનુભવે માલુમ પડ્યું. છતાં આધુનિક વિચારથી રંગાયેલો હું મારા વિચારમાં

મક્કમ હતો. સાથે કહી દઉં કે હું કંઈ વેવલો કે વેદિયો ન હતો કે જે છોકરી સંસર્ગમાં આવે તેની પાછળ પડું. એવા વિદ્યાર્થીઓને જોતો ત્યારે તેમના પ્રત્યે મને ખૂબ ઘૃણા થતી. હું માનતો કે પ્રેમ કંઈ બજારમાં વેચાતો નથી. બાહ્ય દેખાવ કે આડંબરથી પણ હું કદી આકર્ષાતો નહિ. મારું ધ્યેય અભ્યાસમાં હંમેશાં આગળ રહેવાનું હતું. સાધારણ રીતે હું પ્રથમ વર્ગમાં પસાર થતો. કોલેજની ઘણીખરી પ્રવૃત્તિઓમાં પણ હું આગળ પડતો રહેતો, જેથી અનેક પ્રકારના વિદ્યાર્થી તથા વિદ્યાર્થિનીઓના સંસર્ગમાં આવતો. જેમ જેમ માનવ-સ્વભાવનો વધુ પરિચય થતો ગયો તેમ તેમ મારી સમસ્યા વધુ ગહન થતી ગઈ. મારે ઓળખાણ તથા સહવાસ ઠીક ઠીક વ્યક્તિઓ સાથે થવા છતાં મને કોઈ કન્યા પૂરેપૂરી યોગ્ય લાગતી નહિ.

'એમ કરતાં બી. એ.ના બીજા વર્ષમાં આવ્યો. મેં તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રનો વિષય લીધો હતો. એમાં માનસશાસ્ત્રનો પણ થોડો પરિચય કરવો પડતો હતો. માનસશાસ્ત્રે મને આકર્ષ્યો. મેં એમ. એ.માં માનસશાસ્ત્રનો પૂરો અભ્યાસ કરી ભવિષ્યમાં માનસશાસ્ત્રી થવાની અભિલાષા સેવી. અમારી કોલેજમાં મારા વિષયમાં ફક્ત ચાર જ સાથીદારો હતા જેમાં એક મારી સમવયસ્ક કન્યા કૌમુદી હતી.

'કૌમુદી આ છેલ્લે વર્ષે અમારી કોલેજમાં દાખલ થઈ હતી. પ્રથમ દૃષ્ટિએ મને તે કંઈક વિચિત્ર લાગી. તેની સાથે જરા પરિચય થતાં મને નાનપણની શાળાના દિવસો યાદ આવ્યા. અમે બેઉ દશેક વર્ષનાં હોઈશું ત્યારે અમારા ગામમાં રોગચાળો ફાટી નીકળતાં કૌમુદીના પિતા જે ડોક્ટર હતા તેમને એક વર્ષ માટે સરકારે ત્યાં નિયુક્ત કર્યા હતા. તે સમયે હું ને કૌમુદી માધ્યમિકશાળાના પહેલા ધોરણમાં સાથે ભણેલાં. અમારું ગામ તે સમયે પછાત હોવાથી શાળામાં છોકરાછોકરીઓને છૂટથી ભેગાં મળવાની બંધી હતી. તે સમયની કૌમુદીની શાળામાં હાજરી સિવાય ખાસ કંઈ મને યાદ નથી. એક વસ્તુ યાદ છે કે તે સમયે પણ તે શાળાની બીજી છોકરીઓ સાથે ખાસ ભળતી નહિ. શાળામાં આવવા–જવામાં કે બીજી છોકરીઓના સંગાથમાં તે ન રહેતી. અત્યારે કોલેજમાં પણ મને તે એવી અતડી લાગી. કોલેજમાં કોઈ વિદ્યાર્થી તો કોઈ વિદ્યાર્થિની જોડે પણ તે ભળતી નહિ. કોલેજ કન્યાઓમાં કેટલીક વખત બે એકદ જુદા વર્ગ દેખાય છે: એક તદ્દન આધુનિક વસ્ત્રાભૂષણથી સુસજ્જિત તથા બીજો તદ્દન સાદા વિધવા જેવા વેશવાળો. કૌમુદી આ બીજા વર્ગની હતી. તે દેખાવે સાધારણ સુંદર કહી શકાય તેવી હતી, પરંતુ હાથમાં બે કાચની બંગડી સિવાય તેના શરીર ઉપર કદી કોઈ આભૂષણ દેખાતું નહિ. તેના સ્વભાવની વિચિત્રતાએ પ્રથમથી જ મારું ધ્યાન ખેંચ્યું હતું. મને ઘણી વાર એ જ વિચાર આવ્યા કરતો કે કેવી વિચિત્ર છોકરી છે! કામ હોય તો જ બોલે. કામ પૂરું થયે આપણને અપમાન લાગે એવી રીતે આપણી પાસેથી એકદમ ખસી જાય. રસ્તે સામી મળે તો કદી નમસ્કાર કરવા જેટલી પણ સભ્યતા ન દર્શાવે! હું પણ કંઈક શરમાળ હોવાથી આગળ પડી કદી બોલાવતો નહિ. પહેલા બે માસ આમ એક જ વિષયનાં અભ્યાસી હોવા છતાં નોંધ-પોથીઓની આપલે સિવાય અમારા વચ્ચે ખાસ પરિચય વધ્યો નહિ. પરંતુ આ બે મહિનાના ટૂંકા સહવાસે પણ મને કંઈક એવું જ લાગવા માંડ્યું કે બસ, મારે લાયક આ જ છોકરી છે! મારામાં અને કૌમુદીમાં ખાસ કશુંય સામ્ય ન હોવા છતાં મને તેનામાં કંઈક વિશિષ્ટ વ્યક્તિત્વ ભાસ્યું જે મને ખૂબ પ્રિય લાગતું હતું. જરા પરિચય વધતાં એક દિવસ મેં તેને કેટલીક નોંધ તૈયાર કરવા મારી હોસ્ટેલ પર આવવા આમંત્રણ આપ્યું. જરા સંકોચ દર્શાવી તેણે તેનો સ્વીકાર કર્યો. નોંધ પૂરી થયે ચા–નાસ્તાની વિધિ કરી મેં કૌમુદી

સાથે લગ્નની ફિલસૂફી ચર્ચવી શરૂ કરી. કૌમુદીએ પોતાના લગ્નવિષયક વિચારો વિના સંકોચે દર્શાવ્યા. તેની દલીલ એ હતી કે પુરુષ અને સ્ત્રી જો જાતીયવૃત્તિના ગુલામ ન હોય તો તેમને લગ્ન કરવાની કશી જરૂર નથી. થોડો ઘણો પણ સંયમ-રાખી શકાતો હોય તો સંસ્કારી માણસોએ પ્રયત્ન વડે આજીવન બ્રહ્મચર્ય પાળવાનો આદર્શ રાખવો જોઈએ, કેમકે લગ્નબંધનથી વ્યક્તિનો વિકાસ રૂંધાઈ જાય છે.

'મેં સામી સબળ દલીલો રજૂ કરી. જાતીયવૃત્તિ કુદરતી હોઈ તેને અંકુશમાં લાવવા જતાં તેમાંથી વિકૃતિ ઉદ્ભવે છે, વગેરે ફ્રોઈડના વિચારો દર્શાવ્યા. પરંતુ મારી દલીલો ઉપર કૌમુદીએ ધ્યાન ન આપ્યું. તે તો દૃઢ રીતે માનતી હતી કે બીજી વૃત્તિઓની માફક જાતીયવૃત્તિનું પણ ઊર્ધ્વીકરણ શક્ય છે.

'તે દિવસે મને સમજાયું કે કૌમુદીમાં આટલી વિચિત્રતા કેમ હતી. જાતીયવૃત્તિને દબાવતાં વિકૃતિ જ પરિણમે છે એ સત્યની કૌમુદી પોતે જ સાક્ષી હતી. મને મારી અભિલાષા વધે જતી લાગી. છતાં હું કૌમુદીનો પરિચય વધારવા આકર્ષાયો. થોડા સમયમાં મને તેનામાં વિચિત્ર પલટો દેખાયો. તે હવે હંમેશાં મારા સાન્નિધ્યમાં જ રહેતી. અમે કોલેજમાં સાથે જ જતાં આવતાં. વર્ગમાં પણ પાસે જ બેસતાં. અમારો સહયોગ એટલો વધી ગયો કે કોલેજમાં અમારા વિષે ટીકાઓ શરૂ થઈ ગઈ. એક દિવસ અમે કોલેજના વરંડા પરથી જતાં હતાં ત્યારે કૌમુદીએ પણ કાનોકાન અમારી ટીકા સાંભળી. આથી તેના મો ઉપર જરા ગંભીરતા આવી ગઈ. અને મને લાગ્યું કે કદાચ હવેથી તે મારો પરિચય ઓછો કરી નાખશે. પરંતુ તેણે તો ઊલટો પરિચય વધાર્યે જ રાખ્યો. હવે તો હું પણ તેની હોસ્ટેલે જતો થયો હતો અને તે પણ વારંવાર મારે ત્યાં આવતી. કોઈક વાર સિનેમા જોવા પણ અમે સાથે જતાં. મને લાગ્યું કે કૌમુદી મને ખરેખર ચાહે છે.

એક સમયે કૌમુદીએ મને મારા પોતાના લગ્ન સંબંધે પૂછપરછ કરી.

'મેં તો મારો સ્નેહલગ્નનો આદર્શ દર્શાવ્યો. આ પ્રસંગથી તો મારી ખાતરી થઈ ગઈ કે કૌમુદી મને ચાહે છે. પરંતુ તેણે પોતાના પ્રેમનો હજુ એકરાર તો શું એ સંબંધે કંઈ સૂચન પણ કર્યું ન હતું. ધીરેધીરે મારી સ્થિતિ ખૂબ વિચિત્ર થઈ ગઈ. વાંચવાનું પણ ન સૂઝે. બસ, કૌમુદીનું જ મનમાં રટન કર્યા કરતો. આખરે અકળાઈને મેં તેને એક પત્ર લખ્યો જેમાં તેની સાથેના મારા પરિચયનું મેં વિશ્લેષણ કર્યું હતું. મેં જણાવ્યું હતું કે તમે જો કબૂલ થાઓ તો આપણે એક જ વિષયના અભ્યાસી હોઈ લગ્ન કરી ભવિષ્યમાં સાથે વ્યવસાય કરી શકીએ. મને સંપૂર્ણ આશા હતી કે કૌમુદી મારા સૂચનને આવકારશે. બે દિવસ હું કોલેજ ગયો નહિ.

'પરંતુ ત્રીજે દિવસે ટપાલથી તેનો ઉત્તર મેળવતાં મને ખરેખર વીજળીનો આંચકો લાગ્યો. તેણે લખ્યું હતું:

'પ્રિય ભાઈ,

મેં તમારી પાસેથી આ આશા રાખી ન હતી. મેં જ્યારે તમે-પુરુષ મિત્રમાં સગાભાઈ બહેન સાથેના વર્તાવમાં જે નિર્દોષતા હોય તે તમારામાં જોઈ ત્યારે જ બીજા કોઈ સાથે નહિ અને તમારી સાથે મેં સંબંધ વધાર્યો. આપણે માટે થતી ટીકાઓ પણ આપણો નિર્દોષ સંબંધ તોડવા શક્તિમાન ન થઈ. મારામાં કદી તમારા જેવા ભાવ પ્રકટ્યા નથી, અને તમે આપણા સંબંધનો આ અર્થ ઘટાવ્યો એ જાણીને જ મને ખૂબ આશ્ચર્ય તથા દુઃખ થાય છે.

પરંતુ ખરેખર, તમારો એમાં કશો વાંક નથી. આપણા સમાજનું વાતાવરણ એટલું વિકૃત છે કે સ્ત્રી અને પુરુષ-મિત્ર વચ્ચેની નિર્મળ મિત્રાચારી પણ હોઈ શકે તેમ કોઈ સમજી શકતું નથી. આ વાતાવરણે જ તમને આવી દૃષ્ટિ આપી છે. તેથી જ મને તમારા

ઉપર બિલકુલ ગુસ્સો આવતો નથી. અને દયા છૂટે છે. હજુય તમે મુઝાશો નહિ. આપણે સબંધ તોડીશું નહિ. તમે મારા મિત્ર–ભાઈ થાઓ એ જ મારી અભિલાષા છે.

— તમારી બહેન કૌમુદી'

'પત્ર વાંચી કોઈ કાપે તો લોહી ન નીકળે એવી મારી સ્થિતિ થઈ. ખરે, આ છોકરીને સમજવામાં મેં ગંભીર ભૂલ કરી. હવે શું મોં બતાવું! વિચાર કર્યો કે કૉલેજ બદલી નાખું. કદી કૌમુદીની સામે જ ફરી નહિ આવું. બીજો વિચાર આવ્યો કે આવી સુસંસ્કારી કન્યાના મિત્ર બનવામાં પણ મહાભાગ્ય છે. મારે સંબંધ તોડવો જોઈએ નહિ. આખરે તે દિવસે કૉલેજમાં કૌમુદીને મળી તેની માફી માગી અને સાચો મિત્ર થવાનું વચન આપ્યું.

'વચન તો આપ્યું, પરંતુ, મને દરરોજ મનમાં ચણચણતું કે માનસશાસ્ત્રનો હું પ્રગતિવાન વિદ્યાર્થી કોઈ દિવસ નહિ અને આ બાબતમાં મેં કેમ આટલી ગંભીર ભૂલ કરી! તો હું જાણતો જ હતો. હવે કૌમુદી બે વારંવાર કહેતી, 'પરીક્ષા પછી આપણે છૂટાં પડીશું. પછી મને યાદ કરશો કે નહિ!'

હું કૌમુદીને ભૂલું એવો જરા ય સંભવ ન હતો. તેણે મારો તેજોવધ કંઈ જેવો તેવો નહોતો કર્યો કે મરતાં સુધી હું તેને ભૂલી શકું!

'ધીરે ધીરે અમારો સહવાસ એકદમ ઘનિષ્ટ થઈ ગયો. વર્ગો પૂરા થયે અમે કલાકો સુધી બગીચામાં બેસી વાતો કર્યા કરતાં. મને ફરી આભાસ થવા માંડ્યો હતો કે કૌમુદી છુપાવવા છતાં મારો પરિચય છોડવા શક્તિમાન ન હતી. કદાચ પોતાની માનસિક વૃત્તિઓની તેને પોતાને પણ ખબર નહિ હોય. પરંતુ મારી હવે મગદૂર ન હતી કે એ વિષે હું હરફ પણ ઉચ્ચારી શકું.

'એક દિવસ વાતવાતમાં કૌમુદીએ મને કહ્યું, 'અમારે ત્યાં હમણાં હમણાં કોઈ ચોર આવે છે.'

કરી રહ્યો હતો. આખો દિવસ મને જીવનની એક ધન્ય પળ જેવો ભાસ્યો હતો. મેં રાત્રે મનમાં ગોઠવી રાખ્યું કે કાલે તો મળતાંવેંત જ કૌમુદી સાથે લગ્ન વિષે નક્કી કરી દેવું, જેથી વાંચવામાં ચિત્ત ચોંટે. નહિ તો જો નાપાસ થયો તો કોઈને મોં બતાવવાનું નહિ રહે.

'બીજે દિવસે મળતાંવેંત કૌમુદીને મેં સીધો પ્રશ્ન પૂછયો:

'કૌમુદી હવે લગ્ન ક્યારે કરવાં છે?'

'વળી પાછો વિચિત્ર જવાબ મળ્યો: 'મારે લગ્ન કરવાં જ નથી.' આ વેળા હું ન દબાયો. મને લાગ્યું કે આ છોકરી જેટલી વિચિત્ર છે તેટલી લુચ્ચી પણ છે. મેં પૂછ્યું, 'તો શું આપણો સંબંધ એટલેથી જ પૂરો કરવો છે?'

'કૌમુદીએ જવાબ આપ્યો: 'તમે મારી પાછળ કેમ લાગ્યા છો? તમને કોઈ કન્યા દેતું નથી?'

'મારા ઉપર વજ્રપાત થયો. 'શું આ છોકરી મને મૂર્ખ સમજી બનાવે છે?' મેં ઉઘડવાનું શરૂ કર્યું. કહ્યું, 'કૌમુદી, તમે મને વધુ વખત મૂર્ખ નહિ બનાવી શકો. ગમે તે એક વાત કહી દો. તમે મને ચાહો છો કે નહિ? જો ચાહતાં હો તો લગ્નની ના શા માટે પાડો છો? ન ચાહતાં હો તો ગઈ કાલની વાતનો શો અર્થ છે?'

'જવાબ મળ્યો, 'આપણે મિત્ર તરીકે રહીશું પરંતુ મારે લગ્ન નથી કરવાં.'

'મેં કહ્યું, 'તો હું એવો સંબંધ રાખી દુનિયામાં ફજેત થવા નથી ઇચ્છતો. આપણા માર્ગ નિરાળા છે. આજથી આપણો સંબંધ પૂરો થાય છે.'

'કૌમુદી પણ મારો આભાર માની ચાલતી થઈ. ત્રણ દિવસ કોલેજમાં રજા હતી. હું ઘેર આવી ખૂબ રડ્યો. મને દુઃખ એ થતું હતું કે કૌમુદીએ આમ દુઃખી કરવા શા માટે સંબંધ બાંધ્યો હશે? હું જાણતો હતો કે કૌમુદી એક અસાધારણ કન્યા હતી. મનની ખૂબ દ્રઢ હતી. ચારિત્ર્યમાં પણ ખૂબ શુદ્ધ હતી. આ કારણો-થી જ હું તેને ચાહતો હતો.

'ત્રણ દિવસની રજા પછી મેં જ્યારે કૌમુદીને કોલેજમાં જોઈ ત્યારે તેનું મોં ગંભીર તથા આંખો સૂજેલી દેખાતી હતી. હું સમજી ગયો કે કૌમુદીને પોતાને પણ બનેલી વાતનો શોક થયો હતો. સ્વમાન છોડી હું પાછો કૌમુદી પાસે ગયો. પરંતુ તેણે મારા તરફથી દૃષ્ટિ ફેરવી લીધી. મને ખૂબ લાગી આવ્યું. કહ્યું, 'બસ, આમ જ કરવું છે?' કૌમુદી તરત જ ચાલી ગઈ. હું વર્ગમાં જઈ બેઠો. કૌમુદી પણ પોતાની જગ્યાએ આવી બેઠી. પ્રોફેસરે પ્રવેશ કર્યો તે સમયે હું લાગણી રોકી ન શકવાથી ઊઠી ચાલતો થયો. હોસ્ટેલ પર આવી ખાટલામાં પડતું મૂક્યું. મોકળા મને આંસુ સારવા લાગ્યો. એટલામાં કોઈએ મારા બારણાપર ટકોરા માર્યા. મેં મોં લૂછી બારણું ખોલ્યું. જોઉં છું તો બારણામાં કૌમુદી ઊભેલી હતી. મેં કહ્યું, 'હજુ શું બાકી છે તે પીછો છોડતાં નથી?' કૌમુદીએ કશોય જવાબ ન આપ્યો. હું ફરી ખાટલામાં પડી આંસુ સારવા લાગ્યો. કૌમુદીએ મને બેઠો કર્યો તથા પાણી પાયું. મારી લાગણીઓ રોકાતાં કૌમુદીએ મને બગીચામાં આવવા કહ્યું. મેં ના પાડી. છતાં ખૂબ આગ્રહ કરી તે મને લઈ ગઈ. બગીચામાં થોડો સમય શાંત બેઠા પછી કૌમુદીએ કહ્યું, 'તમે બહુ ઉતાવળા થાઓ છો. મારી સ્થિતિનો ખ્યાલ કરતા નથી.'

'મેં કહ્યું, 'તમે તો સ્પષ્ટ ઇન્કાર કરો છો પછી મારે શું કરવું?'

'કૌમુદીએ લગ્નની બાબતમાં આખરી જવાબ ત્રણ દિવસ પછી આપવા કહ્યું ત્રણ દિવસ પછી તેણે મારી સામે એક શરત મૂકી: 'લગ્ન કરવાની મારી ના નથી પરંતુ હું આજીવન બ્રહ્મચર્ય પાળવા માગું છું. જો તમે સાથ આપી શકતા હો તો કબૂલ કરો.'

'મને ફરી વીજળીનો આંચકો લાગ્યો. હજુ ક્યાં સુધી આ છોકરી વિચિત્રતા દર્શાવશે? મેં સાફ ના પાડી કૌમુદીએ દ્રઢતાથી જવાબ

આપો, 'તો તમે બીજે લગ્ન કરી લો. આપણે આપણી મૈત્રી ચાલુ રાખીશું.'

'તે દિવસે ફરી હું હતાશ હૃદયે ઘેર આવ્યો. આટલા સબંધ પછી પણ મને આ છોકરી પૂરી સમજાઈ નહિ. ફક્ત એક વસ્તુનો મને આનંદ થતો હતો તેણે મારો તેજોવધ કર્યો હતો તેનો બદલો વળી ગયો હતો. બહેન બનવાનો દાવો તે પુરવાર કરી શકી ન હતી. પરંતુ ત્યારે લગ્નમાં બ્રહ્મચર્ય શા માટે? શું તેનામાં જાતીયવૃત્તિ ઉદ્‌ભવતી જ ન હશે? એમ હોય તો મારા પ્રત્યે પ્રેમ ક્યાંથી સ્ફૂરે? તે બહેન અને મિત્રના પ્રેમમાં શો ભેદ માનતી હશે? આ કોયડાનો કંઈ નિકાલ સૂઝતો ન હતો.

'એવામાં મારા પિતાશ્રીનો પત્ર આવ્યો પરીક્ષા પૂરી થયે તરત જ ગામ આવવા જણાવ્યું હતું. હું હવે ગ્રેજ્યુએટ થવાનો હતો, જેથી મારા વિવાહ એક જગ્યાએ કરવા એમનો વિચાર હતો. છોકરી જોઈને મારે મારો મત દર્શાવવાનું લખ્યું હતું. મેં આ વાત કૌમુદીને કરી અને ફરી એક વાર વિચાર કરી લેવા કહ્યું. 'તમે હજુય હા પાડો તો હું આ છોકરી જોવા ન જાઉં' પરંતુ એણે પેલી શરત ચાલુ રાખી

'એટલામાં પરીક્ષા આવી. અમે બેઉ ખાસ તૈયારી કરી શક્યાં ન હતાં. પણ બેઉ હોશિયાર વિદ્યાર્થી હતાં જેથી પસાર થવાની બીક ન હતી. હા, પ્રથમ વર્ગની હવે આશા રહી ન હતી. પરીક્ષા પૂરી થયે અમે છૂટાં પડ્યાં. છૂટાં પડતી વખતે મેં કૌમુદીને જો લગ્ન નક્કી થાય તો જરૂરથી જાનમાં આવવા આમંત્રણ આપ્યું.

'જે કન્યાને મારે જોવા જવાનું હતું તે કૌમુદીના ગામમાં જ રહેતી હતી. મેં ત્યાં જઈને તેની સાથે થોડો પરિચય કર્યો. છોકરી સાધારણ ઘરખુ હતી. પ્રેમપ્રયોગમાં તો મેં સખત હાર ખાધી હતી જેથી હવે વધુ પ્રયોગ કરવાનો મને ઉત્સાહ ન હતો. જે નસીબમાં હશે તે થશે એ વિચારે મેં હા પાડી. લગ્નની તિથિ નક્કી થઈ લગ્નની તૈયારીઓ થવા લાગી. મને તેમાં ખાસ રસ ન હતો. મારી સ્થિતિ તો લડાઈ હારી આવેલા યોદ્ધા જેવી હતી મેં કૌમુદી ઉપર લગ્નની કંકોત્રી મોકલી અને લગ્નમાં હાજરી આપવા ખાસ આગ્રહ કર્યો '

'લગ્નને દિવસે અમે જાન લઈ કન્યાને ગામ ગયા. ગામમાં પેસતાં અમને સામે એક મુડદું મળ્યું. મુડદાને શુકન માની અમારા જાનૈયાઓ ખુશ થયા. અમે ઉતારે પહોંચ્યા થોડી વાર પછી કૌમુદીને તેડવા મેં મારા એક મિત્રને સરનામું આપી મોકલ્યો તે પાછો ફરે તે પહેલાં ટપાલીએ મારા હાથમાં એક પરબીડિયું મૂક્યું. અંદરથી પત્ર કાઢી વાંચતાં હું ફસડાઈ પડ્યો. કૌમુદીએ ઝેર પી આપઘાત કર્યો હતો. પત્રમાં લખ્યું હતું:

'પ્રિય મિત્ર,

આ જન્મે તો આપણે ભેગાં ન રહી શક્યાં, વિયોગમાં દિવસો વિતાડવા કરતાં હું વિષનો આશરો લઉં છું. તમે પરાયા થાઓ તે પહેલાં હું સ્વર્ગે પહોંચી ગઈ હોઈશ. મને આશા છે કે આવતે જન્મે આપણે જરૂર ભેગાં થઈશું તમે લગ્ન કરી સુખી થાઓ એ મારી હૃદયની ઇચ્છા છે.

તમારી કૌમુદી.'

'હું બેહોશ થઈ ગયો પત્ર ઉપરથી આ બિના વાયુવેગે ગામમાં જાહેર થઈ ગઈ. મને દવાખાનામાં ખસેડ્યો બે દિવસે મને ભાન આવ્યું.

'સમય જતાં મારું મન શાંત થયું વિધિની ક્રૂર લીલાનો મેં પૂરો અનુભવ કર્યો હતો. મારાં લગ્ન તો બંધ રહ્યાં હતાં. કન્યા-પક્ષે વિવાહ તોડી નાખ્યા હતા. ફરી કદી મેં લગ્નનો વિચાર કર્યો નથી. કૌમુદીની યાદમાં જિંદગી વિતાવી રહ્યો છું '

વાત પૂરી થતાં અનિલની આંખમાંથી બે આંસુ ટપક્યાં અમે સર્વેએ નિશ્વાસ મૂકી એમાં સાથ દીધો.

મુક્તા બોલી ઊઠી, 'કેવી વિચિત્ર છોકરી!'

# પુરસ્કાર

જયાબેન આશર

આજે અંજનાને સાગમાં સારા સમાચાર મળ્યા હતા—તેના પતિ વિમળનાથે દેશ માટે આજ સુધી જે બલિદાન આપ્યું હતું તેના બદલામાં તેને પુરસ્કાર મળવાનો હતો; તેને સરકારમાં ઊંચો હોદ્દો મળવાનો હતો. પરિણામે, અંજનાની સખીઓ, પાડોશીઓ, સગાંસંબંધીઓ અને ઓળખીતાઓ પણ વિમળનાથને મુબારકબાદી આપવા લાગ્યા હતા. આમાંથી જેમને કોઈ કામ સાધવાનું હતું—નોકરીની જરૂર હતી, વેપારમાં સગવડ જોઈતી હતી—તેવા લોકો તો વિમળનાથનાં ભારોભાર વખાણ કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે 'આપને માટે આ જ યોગ્ય હતું, આ જ સાચો પુરસ્કાર છે.'

આ વખતે અંજના વિચારતી હતી, 'ચાલો, હવે નસીબ ખૂલી જશે. વીખરાયેલ ઘર ઠેકાણે આવશે. હવે, આ ગંદા અને જર્જરીત મકાનને બદલે સરકારી મહેલમાં રહેવાનું મળશે; બે–ચાર નોકર પણ આવી જશે; ને વિનોદના બાપુ મોટર પણ લેશે. અને આ વિનોદ—જે જન્મથી જ દુઃખમાં ડૂબેલો રહ્યો છે–પણ સમજશે કે તે પણ નસીબદાર છે–તેને પણ મા–બાપનો પ્યાર મળી શકે છે....હા, સંસારમાં શરૂ થયો કે આ ઘર પર શનિની દશા બેસી ગઈ હતી; સદાયે પોલીસની નજર ચોંટી ગઈ હતી; એક દિવસ પણ ચેન પડવા દીધું નથી...વિનોદના બાપુ પાંચ વાર જેલમાં ગયા...વિનોદનો જન્મ થયો, તે એક વરસનો પણ થઈ ગયો, ત્યાં સુધી તેણે પિતાની ગોદ ખૂંદી ન હતી, બિચારો, દુર્ભાગી!...ને શેરીના લોકો તો મારી મશ્કરી જ ઉડાવતા; ને પહેલા ફંટાળા શેઠ તો થાણદારની સાથે વાતચીત કરતા મને સંભળાવી પણ દીધું હતું કે બકરી તે વાઘની લડાઈ આવી હોય જ નહિ; 'કેમ થાણદાર સાહેબ, શું આ કોંગ્રેસવાળા અંગ્રેજો સાથે લડી શકવાના છે? રામ રામ ભજો!' અને થાણદાર આ સાંભળી ખડખડ હસ્યો હતો...'

અંજનાના મનમાં વિચાર–વંટોળ તોફાન મચાવી રહ્યો હતો, તેને થતું, 'કહેવત છે ને કે જનમદુખિયાનું ભાગ્ય પણ ક્યારેક તો ખૂલે જ છે. દેશનો ભાગ્યપલટો થયો તેની સાથે અમારું ભાગ્ય પણ બદલાયું છે. માસિક પૂરા બે હજાર રૂપિયાનો પગાર મળશે, ભથ્થું જુદું, ને માસિક પાંચસો રૂપિયા ભાડાનું મકાન લટકામાં...હવે તો નસીબ ફરી ગયું જ સમજો. હવે, હવે પ્રથમ તો મારાં જેટલાં ઘરેણાં વેચાઈ ગયાં છે તે બધાં ફરી બનાવીશ. પેલી કલાવતીની માએ નવો હાર કરાવ્યો છે—પૂરા બે હજાર રૂપિયાનો; જાણે પાંચ હજારનો થયો હોય તેવો લાગે છે. હાથની નકશીદાર ચૂડીઓ...પણ, હા, આ ઉંમરે આવાં ઘરેણાં પહેરીશ તો કાંઈ સારી લાગીશ? પણ, કાલ વિનોદને પરણાવવો પડશે, તેની વહુ તો...'

આમ, અંજનાના મનમાં ખાતરી થતી જતી હતી તે હજુ પણ પોતાની આશા પૂરી કરી શકશે. તે વિમળનાથને કહેતી, 'કાંઈક સમજો, આદર્શ એક વસ્તુ છે, વાસ્તવિકતા બીજી. આદર્શો સદાય ફળદાયી નીવડતા નથી; ઉપયોગી પણ નથી. દુનિયા તો પૈસાવાળાની છે. આ ભરી–ભરી દુનિયા; એ તો પૈસાનો વેપાર છે; જેની પાસે પૈસા છે તે જ જ્ઞાની છે, તે જ ધ્યાની છે; તે જ સમાજના નેતા છે.' તે જાણે કે મહાપુરુષોથી કહેતી, 'આહ, આ દુનિયા, જે પૈસાવાળાને જ આધીન છે; સાચું, જાણે આપણું જીવન કેટલું હલકું, કેટલું ભિખારી બની ગયું છે; જાણે આપણે નરકમાં જ જીવન વિતાવી રહ્યા છીએ...'

અંજનાના મનમાં થતું, 'આજનો માનવી

નિષ્ઠુર બની ગયો છે, પૈસા હોય તો જ જિંદગી છે; નહિ તો આ માનવી માટીનું પૂતળું જ માની લોને !'

આમ, અંજનાના મનમાં ગડમથલ ચાલતી. પૈસાને આટલું બધું મહત્ત્વ અપાતું તે તેને ઠીક તો ન જ લાગતું. પણ આ દુનિયા તો થોડાક પૈસાદાર માનવીઓના હાથમાં જ રમી રહી છે. તેને થતું, ' જેમ એક ભરવાડ ઘેટાના ટોળાને હાંકી જાય છે, તેવું જ આ દુનિયાનું છે. આ પેટનો ભૂખ્યો માનવી પૈસાનો દાસ છે; પરાશ્રિત બનીને આખું જીવન નાચે છે ને બીજાના ઇશારા પર ચાલે છે આ સ્વાભિમાની, ઇશ્વરમાં શ્રદ્ધા રાખનાર માનવી ! શું તે પ્રગતિ સાધી રહ્યો છે ! ભિખારીની દશામાંથી તે ઊંચો જ આવતો નથી, તે ગુલામ જ રહ્યો છે—પૈસાનો પૂજારી, બીજાઓની ઇચ્છાને આધીન !'

આ અંજનાના પતિ વિમળનાથની મૂર્છા વણ કોઈ જુદી જ જાતની હતી. તે કોંગ્રેસના કાર્યમાં આગળ પડતો ભાગ લેતો હતો, તે નેતા હતો તેણે ગામડાંઓમાં ફરીને સારું કાર્ય કર્યું હતું. ગ્રામજનો તેના માટે પ્રાણ પાથરતા, તેને દેવની માફક પૂજતા ને તેનો પડ્યો બોલ ઉપાડતા; કારણકે ગામનોકોની અજ્ઞાનતા, નિર્બળતા ને નિરાધારતા દૂર કરવા તેણે પોતાના જીવનનું બલિદાન આપ્યું હતું; ટાઢ-

આ સાંભળીને વિમળનાથ સહેજ હસ્યો; પત્નીની આ ભોળી ને સરળ વાત સાંભળી તેની આંખો પણ જાણે કે હસવા લાગી.

આમ ને આમ એક અઠવાડિયું વીતી ગયું છતાં યે વિમળનાથ પોતે કયા માર્ગે જવું તેનો નિશ્ચય કરી શક્યો નહિ. નોકરીની વાત નીકળતાં જ ને હસી પડતો પણ તેના મનમાં શું ચાલી રહ્યું છે તેની કોઈને ખબર ન હતી. આમ તો, સ્વભાવથી જ તે ઓછાબોલો હતો; હસતો પણ ક્યારેક જ; તે બોલવા કરતાં સાંભળવાનું વધુ પસંદ કરતો. પણ નોકરીની વાત નીકળતી ત્યારે અંજના તે શું કહે છે, તે સાંભળવા તલપાપડ થઇ રહેતી; તેના હૃદયના ધબકારા વધી જતા, તે ઘૂંઘવાઈ ઊઠતી. તે પતિને સાફસાફ કહેવા માગતી હતી કે 'હવે તો તમારે મારુ સાંભળવું જ પડશે, મારી દશા સામે જોવું જ પડશે. મારું આખું જીવન વહી ગયું, નથી મેં સારી રીતે ખાધું કે નથી પહેર્યું—ઓઢ્યું. સેવા તો તમે કરી ને છું, એક નિરીક્ષકી માફક, માત્ર અભાગિની બનીને, તમારી પાછળ ચાલતી રહી છું કે તમારી પત્ની—એક સ્ત્રી, ધર્મ અને સમાજનાં બન્ધનોથી જકડાયેલી...'

એક દિવસે વિમળનાથ રાત્રે પથારીમાં પડ્યો કે તરત જ અંજનાએ તેને ટોકર કરી,

'પણ તારે કહેવાનું શું છે!' વિમળનાથે પરાણે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું, 'બદમાશો અને સ્વાર્થ-સાધુઓની ખોટ આ દુનિયામાં કદી પડી નથી. આવા લોકો અંગ્રેજોના રાજ્યમાં પણ હતા જ; ત્યારે તેઓ અંગ્રેજોની ખુશામત કરતા; હવે કોંગ્રેસવાળાઓની કરે છે. શો ફેર પડ્યો છે! એ જ માનવી છે.. એ જ સમાજ છે; એ જ વિચારો છે. અંગ્રેજો ચાલ્યા ગયા તેથી જ દેશમાં કોઈ ફેરફાર થઈ ગયો નથી. આજે પણ ભ્રષ્ટતા જેવી ને તેવી જ છે, બલકે બમણી છે. ખુશામત વધી ગઈ છે; તકસાધુઓ આગળ આવી ગયા છે '

આ વચનને ચિડાઈને અંજના તાડૂકી ઊઠી, 'તો તમે પણ કાંઈક કરો, કાંઈક મેળવો. દેખો છો-જીવન છિન્નભિન્ન થઈ ગયું છે; ઘર ખાલી થઈ ગયું છે. તમે દેશસેવક બન્યા ને ઘર જ મૂક્યું અને નાગું બન્યું.' 'તમને તો એની મેળે જ નોકરીનું નિમન્ત્રણ મળ્યું છે.' કાંઈક ઢીલી પડીને અંજનાએ કહ્યું, 'તમારા સ્વાભિમાનને તો...'

'અંજના, તું જેની વાત કરે છે.' વિમળનાથે વચ્ચેથી જ કહ્યું, 'તને સમજતી નથી. જેઓ કાલે કોંગ્રેસી હતા, જેલમાં જતા હતા ને દેશ માટે દુઃખ વેઠતા હતા, તેઓ આજે ખુરશી પર બેસીને સત્તાના મદમાં ડૂબી ગયા છે.. અંગ્રેજોના સમયમાં જે રીતરસમ અને શોષણનો તેઓ વિરોધ કરતા હતા તે જ રીતરસમ અને શોષણ આજે ચાલી રહ્યાં છે. આ અધિકારીઓ આજે પોતે જ પુરાણા ચિરપરિચિત સ્વરે બોલી રહ્યા છે. હું કહું છું, તેમણે શું સ્થાન મેળવ્યું? તેમનું પતન થયું ...દેશસેવાને નામે તેઓ કૃતઘ્ન અને દુરાચારી બની ગયા...'

'પણ તેનું તમારે શું?..' વચમાં જ અંજનાએ કહ્યું

'આ તો રાજ્યની નોકરી છે. અંજના.

અંજનાનું હૃદય ધડક ધડક થઈ રહ્યું હતું. પોતાના મગજમાં કેટલાયે દિવસો થયા જે વાત ઘોળાયા કરતી હતી તેનો આજે તે સ્પષ્ટ નિર્ણય લાવવા માગતી હતી તેથી જ તેણે એકદમ, આતુર બનીને કહ્યું, 'તો-તો તમે શું કરવા માગો છો? શું વિચાર્યું છે?'

'મેં હજુ નક્કી કર્યું નથી. હજુ મેં આ નોકરીનો સ્વીકાર કરતો પત્ર લખ્યો નથી ...અંજના, એટલો ફેર છે કે જેને તું મારું ને આપણું સૌભાગ્ય માને છે તેને હું આપણું દુર્ભાગ્ય માનું છું. હું વિચારું છું કે નોકર બનીશ તો બંધાઈ જઈશ, મારું જીવન વેચાઈ જશે, વિચાર ગીરો મુકાઈ જશે...બસ, જે માર્ગ પર આજ સુધી ચાલ્યો છું તે માર્ગને છોડીશ નહિ ...' વિમળનાથ અંજનાનો હાથ પકડી કહેવા લાગ્યો. 'અંજના! તું પણ મને બળ આપ. આજ સુધી તેં મને જે રીતે સાથ આપ્યો છે, તે રીતે જ બાકીની જિંદગીમાં સાથ આપતી રહે. જો તો ખરી, હું નિર્બળ છું; તારાથી બંધાયેલો છું.'

આ સાંભળીને અંજનાએ તો નિશ્વાસ ભરી, ઘાયલ હરિણીની માફક પોતાનું માથું ઢાળી દીધું. તેણે પોતાનો મત કે જવાબ આપ્યો નહિ.

આ જોઈને વિમળનાથે એકદમ કહ્યું, 'પણ હજુ મેં જવાબ આપ્યો નથી, છેવટનો નિર્ણય પણ કર્યો નથી.'

'તમે નિર્ણય કરી જ લીધો છે.'

'નહિ, અંજના, હજુ નથી કર્યો'

'તો ક્યારે કરશો! ક્યારે જવાબ દેશો!'

'કાલ કે પરમ દિવસે.'

'નહિ, કાલ.'

'ઠીક, કાલ.' વિમળનાથે કાંઈક વિચારીને કહ્યું.

અંજનાએ કહ્યું, 'જુઓ, મને તો નહિ પણ આ છોકરાંઓને જરૂર ખ્યાલમાં રાખજો.'

વિમળનાથે વાત બદલતાં કહ્યું, 'માણસ પોતાનું ધ્યાન રાખે તે શું ઓછું છે! જેમ કહો!'

અંજનાએ આ વાતનો ઉત્તર ન આપ્યો; અલબત્ત, તે કહી શકત કે તમે નથી તમારું ધ્યાન રાખ્યું કે નથી મારું. પણ તેણે આ શબ્દોને બહાર આવતા અટકાવ્યા.

મોડું થઈ ગયું હતું. અંજના સૂઈ ગઈ. પણ વિમળનાથને ઊંઘ ન આવી; તેને તો પોતાની વાતનો જ વિચાર આવતો હતો. અંજનાની વાત એટલી બધી નમાલી ન હતી કે તેને તરછોડી શકાય; ને સાંભળી ન–સાંભળી કરી શકાય. તેને લાગ્યું, 'સમય સમયનું કામ કર્યે જાય છે; મારી નિમણૂક કરવામાં આવી છે, મારે નોકરી સ્વીકારવી જોઈએ. મારી સાથે આ અંજનાએ પણ ત્યાગ કર્યો છે... ઇચ્છાઓને દબાવીને, આ બિચારીએ. હજુ, યૌવનનો સમય વીત્યો નહિ ત્યાં જ એક કાળું વાદળું છવાઈ ગયું; અંજના દુર્બળ થઈ ગઈ ને વૃદ્ધ પણ બની ગઈ; સાથે સાથે રોગી પણ થઈ ગઈ. સદાની ચિંતા ને નિરાશાઓ તો તેણે જ વધારે અનુભવી છે... બધા તકસાધુઓ છે; બધા પૈસા ને અધિકારના ગુલામ છે, તો મારે પણ આ સંસારના જીવનમાં શા માટે કાંઈક ગેળવી ન લેવું!...હા, હું મારી ઇચ્છાઓ દબાવી શકું છું; પણ પત્ની એને પુત્ર તરફ મારે ક્રૂરતા ન દાખવવી જોઈએ; મારે એમના માટે પૈસા લાવવા જોઈએ.'

એ વખતે, વિમળનાથે પડખું ફરતાં કહ્યું, 'હું નોકરી કરીશ, આજ સુધી જે માર્ગ પર હતો તે માર્ગને છોડી દઈશ.'

પરિણામે, સવાર પડતાં જ, અંજના ચાનો કપ લઈ હાજર થઈ ત્યારે વિમળનાથે કહી દીધું, 'હું સરકારને જવાબ આપી રહ્યો છું, હું નોકરી કરીશ.'

આનંદાવેશમાં અંજના બોલી ઊઠી, 'હું જાણતી જ હતી; કે તમે સરકાર તરફથી મળતા પુરસ્કારનો સ્વીકાર કરશો જ જ્યારે બધા દેશસેવકોને સારી સારી જગા મળી રહી છે ત્યારે તમને શા માટે ન મળે!'

આ સાંભળીને વિરક્તભાવે વિમળનાથે કહ્યું, 'આની કાંઈ જરૂર ન હતી; અંજના, દેશની સેવા તો સ્વેચ્છાએ કરી હતી, સ્વાર્થ માટે નહિ.'

'પણ સરકારને તો વિશ્વાસપાત્ર માણસો જોઈએ–પોતાના જ.'

'હા, વિચારું છું કે ત્યાં પણ દેશની સેવા કરી શકીશ.'

'શા માટે નહિ!' અંજના ઉત્સાહથી બોલી.

'હમણાં જ પત્ર લખું છું, હમણાં જ...'

'લખી નાખો. મને પણ દેખાડજો...' એમ કહેતી અંજના ચાલી ગઈ.

વિમળનાથ પત્ર લખવા બેઠો. શરૂઆતમાં, પોતાને પત્ર લખવા બદલ ધન્યવાદ આપ્યા ને પછી લખ્યું...

ત્યાં બહાર બારણાં પર અવાજ થયો. તે ચોંકી ઊઠ્યો, અટકી ગયો. અંજનાએ રોકાઈને આવીને કહ્યું, 'સાંભળો, સાંભળો...'

કલમ થંભાવીને વિમળનાથે કહ્યું: 'શું છે!'

'બહાર જુઓ–બારણાં પર, મારી સાથે આવો.' વિમળનાથ ઊભો થઈ ગયો, બારણાં પાસે ગયો; ત્યાં સાઠથી પણ વધારે ઉમરની એક ડોશી ઊભી હતી તેને જોતાં જ તે બોલી, 'તું, વિમળનાથ...'

'જી, હું વિમળનાથ.'

'તું દેશસેવક છે! તું માણસની સેવા કરે છે!'

વિમળનાથ સમજી શક્યો નહિ તે આતુરતા અને ભાવુકતા વચ્ચે ઝોલાં ખાવા લાગ્યો.

ડોશી બોલી, 'બેટા, ઘણે દૂરથી આવું છું; તારું નામ સાંભળીને.'

વિમળનાથે પૂછ્યું, 'શી વાત છે, તમે...'

વચમાં જ ડોશી બોલી ઊઠી, 'જાનવર ભૂખે મરી ગયાં; ખેતર ઉજ્જડ થઈ ગયું. એક છોકરો હતો તેને તો અંગ્રેજોએ ક્યારનો યે ગોળીએ દઈ દીધો છે. ચાર દિવસથી મારા પેટમાં અન્નનો એક દાણો યે ગયો નથી. જેને જેને વાત કરી, તે બધા પોતાના જ...'

ડૉક્ટર : મને લાગે છે કે થોડા રોજમાં આપણો કેસ ચાલશે.

કવિ : ભલેને કેસ ચાલે...હું દુવા દઇશ જજ સાહેબને કે તેમની દૃષ્ટિએ ખૂની લૂંટારા ડાકુ બનેલા આદમીઓનો સહાદો મને મળશે અને મારી શાયરીને ઇન્સાનનો ઇતિહાસ કાગળ ઉપર રેલાવવાનું મળશે.

ડૉક્ટર : કદાચ આપણામાંથી કોઇને ફાંસી મળે.

કવિ : કુચ્છ પરવા નહીં ડૉક્ટર...

મોતસે વીર કો હમને નહીં ડરતે દેખા;
તખ્તએ મોત પે ભી ખેલ હી કરતે દેખા.

ડૉક્ટર : શાબાશ કવિ......

કવિ : શુક્રિયા.

ડૉક્ટર : આપણે બધા તો ઠીક પણ મને વિચાર આવે છે, પેલા છોકરાનો...આપણામાં સૌથી નાનો એ છે.

કવિ : કોણ વિજય દત્ત ? સોમેશ દત્તનો દીકરો ?

ડૉક્ટર : કવિ...એ સુમિત્રાનો છોકરો.

કવિ : હું ઓળખું છું ડૉક્ટર...સુમિત્રા મારી પિત્રાઇ બહેન થાય છે. છોકરો સ્માર્ટ છે—આબેહૂબ એના બાપ જેવો.

ડૉક્ટર : બાપ જેવો ! અહં મને લાગે છે કે એ એની મા જેવો છે. બરાબર એની મા જેવો...જ્યારે જુઓ ત્યારે સુમિત્રાનો જ છોકરો, એના બાપનો તો વાએ નથી.

કવિ : ખરી વાત...સોમેશ દત્ત માટે તમને એમ જ લાગે–એ વાત હું ક્યાં નથી જાણતો ?

ડૉક્ટર : તમે શું જાણો છો કવિ ?

કવિ : ડૉક્ટર સાહેબ ! સુમિત્રા તમને જ પરણવાની હતી. એનામાં પણ એ વખતે આઝાદીની તમન્ના હતી. પણ બાપની બેહાલ થઇ જતી સ્થિતિએ અને સોમેશના જાહેર દેશનેતા તરીકેના બણગાએ તેને ફસાવી. પરિણામે તમે એક રખડુ કર્યાં અને સોમેશે પૈસાના જોરે સુમિત્રાને ખરીદી લીધી. હું જાણું છું આખો ઇતિહાસ ડૉક્ટર.

ડૉક્ટર : પણ એથી યે નામર્દાઇનું કામ તો સોમેશે લગ્ન થઇ ગયા પછી જ કર્યું. સુમિત્રાના આઝાદી ઝંખતા જિગરને એણે તોડી નાખ્યું. સુમિત્રાને તેણે કહ્યું, 'તું વિપ્લવવાદી છો—તારાથી દેશને નુકસાન જ થશે. તારા વિચારો મને બીજા દેશનેતાઓ પાસે નીચું જોવડાવે છે'–અને એવું તો ઘણું કહીને એ નારીનું એણે અપમાન કર્યું હતું.

કવિ : ડૉક્ટર...છેલ્લા છેલ્લા તમે સુમિત્રાને ક્યારે મળ્યા હતા ?

ડૉક્ટર : બનારસની હોસ્પિટલમાં સોમેશની પથારી પાસે. તે રાતે બનારસમાં મશાલ–સરઘસ નીકળ્યું હતું—પોલીસોએ ગોળીબાર કર્યા હતા. ઘણા ઘવાયા હતા. મને ખબર પડી કે સુમિત્રાનો વર ઘવાયો છે...તે વખતે મને એના તરફ માન થયું પણ જ્યારે હોસ્પીટલમાં જઇને જોયું ત્યારે એ માનને બદલે મને તેમાં સુમિત્રાનું અપમાન જ દેખાયું.

કવિ : એવું શું હતું એ ?

ડૉક્ટર : કવિ, સામી છાતીએ મરે તે માણસ...સોમેશને એ જ ગોળી વાગી હતી...પણ તે વાંસામા જ–છાતીએ નહિ.

કવિ : બીચારો એ સોમેશ ! નાનપણથી જ એ બીકણ સ્વભાવનો હતો...અલ્હાબાદમાં મારી

કવિ : (ડૉક્ટરવાળા ભાગમાં આવીને) નહિ નહિ ડૉક્ટર સાહેબ, અમારામાંથી કોઈ કદી એવું કરે જ નહિ–મૃત્યુને વળી સવાર શું સાંજ શું!

ડૉક્ટર : કવિ, એક એવી શાયરી બનાવો કે મૂરદા પણ બેઠા થઈ જાય.

કવિ : જરૂર બનાવીશ ડૉક્ટર–જો એ પહેલાં હું મારું નહિ બની ગયો હોઉં તો.

ડૉક્ટર : શાબાશ કવિ!

કવિ : ડૉક્ટર સાહેબ! આપની સૂચના મુજબ હું અહીંના ઑફિસરને મળ્યો...એ તમને એક બેદિલ આદમી તરીકે પહેચાને છે–એ હમણાં અહીં આવવાનો છે.

ડૉક્ટર : નામ શું!

કવિ : કર્નલ રાજેન્દ્ર...

ડૉક્ટર : રાજેન્દ્ર!

વિજય : કર્નલ રાજેન્દ્ર!

શોભન : રાજેન્દ્રસિંહ!

[કર્નલ આવે છે, તેના હાથમાં કાગળ પેન વિ. છે.]

કવિ : આઈયે કર્નલ સાહેબ.

કર્નલ : શુક્રિયા–મારે તમારામાંથી ત્રણ જણ સાથે વાત કરવી છે. (ખુરશી પર બેસતાં) મિસ્ટર શોભન.

શોભન : મારું નામ શોભન.

કર્નલ : મીનાગોંગમાં ટ્રેઈનનો પુલ ઉડાડી દેતાં તમે પકડાઈ ગયેલા...તે વખતે છોડી દેવા માટે–તમે ગવર્નમેન્ટની માફી માગી હતી અને વચન આપ્યું હતું કે ફરીથી નામદાર સરકાર સામે કદી હથિયાર ઉપાડશો નહિ. આજે સવારે તમે હથિયાર સહિત કેદ પકડાયા છો. બોલો–તમારા બચાવમાં તમારે શું કહેવું છે?

શોભન : મેં તમારી બેઈમાન ગવર્નમેન્ટને વચન આપ્યું ત્યાર પહેલાં દેશને આઝાદ કરવાના મેં સોગંદ લીધા હતા અને મારા એ પહેલા સોગંદ મેં પાળ્યા છે.

કર્નલ : ઑલ રાઈટ...તો તેનો નતીજો તમને આ ઘડીએ જ મળી જશે...હવે તમે મિસ્ટર હિરેન બોઝ...

કવિ : હિરેન તું પણ!

કર્નલ : તમે આપેલું વચન તોડવા માટે તમારો શો બચાવ છે?

હિરેન : મારી પાસે વચન પરાણે લેવડાવ્યું હતું...એવા રિબાવી રિબાવીને લેવડાવેલા વચને કોઈ કોર્ટમાં દાવો ચાલતો નથી.

કર્નલ : બીજી કોર્ટમાં નહીં હોય...આ તો મિલીટરી કોર્ટ છે.

ડૉક્ટર : કવિ! એણે ત્રણ જણા કહ્યા હતા!

કર્નલ : હવે મિસ્ટર વિજયદત્ત...

કવિ : અરે વિજય, તું પણ!

કર્નલ : ગયા બે માસમાં પેશાવર મેલની કાર લૂંટતા તમે પકડાયા હતા...તે રાતે બે વાગે તમે કાગળ ઉપર વચન આપ્યું છે કે સરકાર સામે હથિયાર ધારણ નહિ કરો અને આજે જ સવારે તમે સરકારના બે અફસરોને વીંધી નાખ્યા છે...તમારે છે કંઈ બચાવ કરવાનો!

ડૉક્ટર : વિજય...એ કર્નલનું મોઢું બંધ કરી દે...કહી દે એને કે એ ખોટું છે.

કર્નલ : મિસ્ટર દત્ત...બોલો...છે કશું કહેવા જેવું ?

ડૉક્ટર : સાચું બોલ...તેં કોલ તોડ્યો છે ?

વિજય : ડૉક્ટર...જે બીજાઓએ કર્યું છે તે જ મેં કર્યું છે. મેં કંઈએ કોઈથી વધુ ખરાબ નથી કર્યું...અને મને મારવો હોય તો મારે...મારી પાસે પરાણે વચન લેવડાવ્યું હતું. (રડે છે) મારા પિતાએ દેશ માટે પ્રાણ આપ્યા હતા અને હું પણ મારા બાપની જેમ...

ડૉક્ટર : શું બોલ્યો ? તારા બાપની જેમ ! કોણ આ સુમિત્રાનો પુત્ર બોલે છે !

કવિ : (ડૉક્ટરનો હાથ પકડી) ડૉક્ટર...

ડૉક્ટર : મંય ઠીક છું...કર્નલ રાજેન્દ્ર ! થોડા વખત પહેલાં મારાથી જે બોલાઈ ગયું તેને માટે દિલગીર છું હું માનતો જ નહોતો કે એ એના બાપનો દીકરો છે.

કર્નલ : જુઓ મિસ્ટર શોભન, હિરેન બોઝ, અને મિસ્ટર વિજય દત્ત–તમે આપેલાં વચનો ત્રણેએ તોડ્યાં છે એટલે હવે તમારી જિંદગી ગવર્નમેન્ટને હવાલે છે.

હિરેન : અમારી જિંદગી...તમારી સત્તા શી છે ?

કર્નલ : (રીવોલ્વર કાઢીને) મારી સત્તા આ રહી, તમારા સાથીઓની હાજરીમાં જ તમને ખતમ કરવામાં આવશે.

[ કર્નલ ડૉક્ટર પર આવે છે ]

ડૉક્ટર : કર્નલ...(કર્નલ નજીક આવતાં) ઓળખાણ પડે છે કે ?

કર્નલ : તમને કેમ ભૂલું ડૉક્ટર...ચીપુરમાં જ્યારે હું ઘવાઈને પડ્યો હતો ત્યારે દુશ્મનો-વટ બાજુએ મૂકીને જેણે મારી મમતાભરી સારવાર કરી મને જીવતો રાખ્યો હતો–ડૉક્ટર ! તમને તો કેમ ભૂલું !

ડૉક્ટર : રાજેન્દ્ર ! તમે હિન્દી છો...દેશના મૂઠીભર જુવાનોમાંથી આ ત્રણના જાન તમે લેશો. એક અહેસાન...

કર્નલ : (ડૉક્ટરનો હાથ પકડી) બસ ડૉક્ટર...હું બેને જતા કરું છું...પણ ગવર્નમેન્ટને બતાવવા એક તો મને સોંપવો જ પડશે.

ડૉક્ટર : થેન્કસ કર્નલ.

કર્નલ : નક્કી કરવા માટે દસ મિનિટનો વખત આપું છું. (જાય છે.)

કવિ : ધન્યવાદ ડૉક્ટર...તમારી સચ્ચાઈએ બેને તો બચાવ્યા.

હિરેન : પણ અમારામાંથી ત્રીજો કોણ થશે !

કવિ : પાસા અહીં જ પડ્યા છે–ત્રણે જણા વારાફરતી ફેંકો–જેના સોથી ઓછા પડે તે ત્રીજો.

શોભન : વેરી ગૂડ આઈડિયા...પણ પાસાની આવી રમત કોઈ નહિ રમ્યું હોય.

હિરેન : વિજય, તું સોથી નાનો છે માટે પહેલાં તું ફેંક.

[ વિજય કંઈ બોલતો નથી વિચારમાં હોય તેમ જણાય છે ]

શોભન : કેમ બ્હેરો થયો છે ?

વિજય : હેં...હં...લાવો પાસા. (ટેબલ ફેંફાળી પાસા લે છે)

કવિ : તાજ્જુબ ! જિંદગીને મળેલી જુગારની ઉપમા આજે સાર્થક થશે. જુગાર રમવાના આ પાસા આજે જીવન–મરણનો ફેંસલો લાવી દેશે...ખેલ લીજિયે જિંદગીકા આખરી દાવ, હારતો !

[ વિજય પાસા ફેંકે છે ]

હીરેન : કેટલા પડ્યા !

કવિ : પાંચ.

[ વિજય કપાળેથી પરસેવો લૂછે છે. બધા તેની સામું જુએ છે ]

કવિ ( વિજયનો વાંસો પંપાળતા ) હવે કોણ ફેંકે છે ?

દિનેન : હું. ( પાસા લઈ ફેંકે છે ) કેટલા પડયા ?

કવિ : અગિયાર

દિનેન : હાશ...બચી ગયો.

શોભન : ચૂપ કર...બેવકૂફ ! ( પાસા હાથમાં લે છે )–હવે આપણી વચ્ચે રહ્યો વિજય... ઈચ્છું છું કે તારાથી એક દાણો ઓછો પડે. ( ફેંકે છે. )

કવિ : ૭.

શોભન : મને અફસોસ છે વિજય, વતન પર કુરબાન થવાનું સદ્ભાગ્ય મને ન સાંપડયું.

[ વિજય કપાળ લૂછે છે. ]

કવિ : અભિનંદન વિજય–તસીબની દેવીએ તને વરમાળા આરોપી છે.

મૌત ઈકબાર જબ આતી હૈ તો ડરના ક્યા હૈ !
હમ સદા ખેલ હી સમઝા કિયે, મરના ક્યા હૈ !

વિજય : ( સ્વસ્થ થતાં ) હું તૈયાર છું.

[ ડૉક્ટરનો અવાજ આવે છે 'વિજય'...વિજય તેજના વર્તુલ સાથે ડૉક્ટર પાસે જાય છે. ]

ડૉક્ટર : દિલગીર છું કે હું તારે માટે કંઈ ન કરી શક્યો..

વિજય : દિલગીર થવાની જરૂર નથી ડૉક્ટર. ( કટાક્ષમાં ) તમે તો મારા આ કામથી શરમાવ છો–મને ધિક્કારો છો. મારી દયા ખાવાની જરૂર નથી. ( પાછો ફરી જાય છે. )

ડૉક્ટર : વિજય ! મારી સામું જો.

વિજય : સામું જોવાની જરૂર મને લાગતી નથી.

ડૉક્ટર : શાંત થા...મારી સામું જો...તું બહાદુર છે......

વિજય : બહાદુર, હિંમતવાન, અડગ, નીડર, વીર વગેરે શબ્દોનો ઉપયોગ કરીને તમે કેટલા જુવાનોને ચડાવી દીધા છે ડૉક્ટર !

કવિ : વિજય !

ડૉક્ટર : એને બોલવા દો કવિ.

વિજય : અને 'બોલવા દો ' કહીને તમે મને એક તુચ્છ પ્રાણી જેવો ગણો છો. 'એના બાપનો જ દીકરો છે ' કહીને જેમ જાણે મારા બાપે કશુંક કલંક લાગે એવું કાર્ય કર્યું હોય એમ મારા તરફ જુઓ છો.

કવિ : વિજય ! આજે તને શું થઈ ગયું છે !

ડૉક્ટર : કવિ ! સોમેશને રાતે શું થતું !

વિજય : કવિ, તમે મારા પિતા વિષે કશું જાણતા લાગો છો. કહો ને, કઈ કલંક લાગે તેવું કર્યું હતું ! હું નથી માનતો. ખેર એ તો દેશના એક શહીદ છે. દેશ માટે એમણે પ્રાણ ન્યોચ્છાવર કરી દીધો છે–હું પણ તેમને જ અનુસરીશ.

ડૉક્ટર : તારા બાપની વાત મૂકી દે. અનુસરવા જેવી તારી મા છે.

વિજય : તમે મારી માનું નામ જ્યારે ને ત્યારે શાને લીધા કરો છો ! તમે એને ઓળખો છો !

ડૉક્ટર : હા.

વિજય : તો કહો મારી માને તમે કઈ રીતે ઓળખો !

ડૉક્ટર : એ વાત જવા દે—( ટીકા કરતો હોય તેમ ) તારે તો તારા બાપના પગલે ચાલવું છે ને !

વિજય : ડૉક્ટર ! ખરેખર મારા પિતાએ કશું ખરાબ કામ કર્યું હતું ! કહો તો તમને હું મારા મુરબ્બી તરીકે માન આપતો આવ્યો છું. ( અટકીને ) કવિ ! તમે કહો. તમે તો મારા દૂરના સગા છો, જવાબ દો, કેમ કોઈ બોલતા નથી ? શું એ નામર્દ હતો ? અરે તમે કોઈ ના કેમ પાડતા નથી ! કોઈ તો બોલો.

ડૉક્ટર : વિજય ! વાતો સારી હોય તો જ કેવાય. ખરાબ વાત સાંભળવાથી મગજ ખરાબ થાય.

વિજય : હું...હું એક નામર્દ જૂઠા હિચકારા, એવાનો હું પુત્ર ! હું એવાનું સંતાન ! ( ખુરશી ઉપર બેસી ડૂસકાં ભરે છે. )

ડૉક્ટર : ( તેની પાસે જઈ ) ઊભો થા વિજય, જેટલો તું તારા બાપનો તેવો જ તારી માનો પણ દીકરો છે.

વિજય : ( ઊભો થતાં ) હિચકારો નામર્દ એના જ જેવો...ડૉક્ટર ! મને જ્યારે ચોગાનમાં ઉભો રાખીને...આંખે પાટા બાંધીને—અરે એ બધું હું કેમ કરી સહન કરી શકીશ... આવી અંધારી રાતે...

ડૉક્ટર : બિલકુલ નહિ, તારી માને ખાતર, જે દૂધ પીને તું ઊછર્યો છે એની ખાતર, સુમિત્રાના છોકરા, એવું નહિ બને.

વિજય : ડૉક્ટર ! તમે ખરેખર એમ માનો છો ! તમે માનો છો કે એ સંત્રીઓની બંદૂક સામે હું અડગ ઊભો રહી શકીશ !

ડૉક્ટર : જરૂર...તું ટકી શકીશ...માત્ર આ જ જનમમાં નહિ પણ જરૂર પડશે તો આવતા જનમમાં પણ—તું સુમિત્રાનો છોકરો છે.

વિજય : ડૉક્ટર ! તમે મારી માને ચાહતા હતા !

ડૉક્ટર : હા. જેની ધીરજ અને હિમ્મતનો જે વારસો તારામાં ઊતર્યો છે એવી સુમિત્રાને હું ચાહતો હતો. મને લાગે છે કે તું મર્દાનગીથી મોતને ભેટીશ.

વિજય : તમે ખરેખર એમ માનો છો !

ડૉક્ટર : હું એમ માનું જ છું...હું નહિ માનું તો કોણ માનશે !

કવિ : ડૉક્ટર ! આપ તો હમ મેરી ઝિન્દા શાયરી.

ડૉક્ટર : વિજય ! દશ મિનિટ પૂરી થઈ...

વિજય : અચ્છા ડૉક્ટર, માને કહેજો કે તેનું દૂધ હું પચાવી શક્યો છું. ( પાછો ફરે છે. કવિ પાસે અટકતાં ) કવિ ! તમારી સોબત અને પ્રેરણા હું કેમ ભૂલીશ !

કવિ :

વતન હંમેશા રહે શાદમાને ઔર આઝાદ
હમારા ક્યા હૈ, અગર હમ રહે—રહે ન રહે !

વિજય : અમર રહે શાયરી ! ( આગળ ચાલી શોભન અને હિરેનને મળતાં ) દોસ્તો ! પૃથ્વી પર તો સ્વર્ગ ન મળ્યું પણ હવે તમારા પહેલાં હું પહોંચીશ.

શોભન : ( વિજયને ભેટી પડતાં ) તારું બલિદાન વ્યર્થ નહિ જાય દોસ્ત.

હિરેન : વિજય...

વિજય : અચ્છા ગુડનાઈટ એવરી બડી.

ડૉક્ટર : ગુડનાઇટ સ્વીટ ચાઇલ્ડ...

[પાછું તેજ-વર્તુળ બીજા ખૂણામાં આવે છે ત્યારે ત્યાંથી વિજય અને કવિ ચાલ્યા ગયા હોય છે. શોભન ને વિજય બહાર તાકી રહે છે.]

હિરેન : ખરેખર આજે એક મજાનો સાથી ગુમાવ્યો.

શોભન : મને તો ખ્યાલ જ નથી કે મારી પાસે શું રહ્યું છે હવે!

ડૉક્ટર : મિસ્ટર શોભન!

શોભન : (આવીને) જી ડૉક્ટર.

ડૉક્ટર : આ ખુરશી મને જરા સરખી કરી આપજો તો.

[શોભન ખુરશી ગોઠવી પાછો હિરેન પાસે આવે છે]

શોભન : કેવો હિંમતથી ચોગાનની વચ્ચોવચ ઊભો છે-જાણે કોઈ મહાન શહીદનું સ્ટેચ્યુ.

હિરેન : પેલો કર્નલ તેને કશુંક પૂછતો લાગે છે.

શોભન : અંતિમ ઇચ્છા પૂછતો હશે.

હિરેન : અરે એણે આંખે પાટા બાંધવાની પણ ના પાડી.. ...શાબાશ દોસ્ત.

[બહારથી 'ઓર્ડર્સ' અને બંદૂક ફૂટવાના અવાજ સંભળાય છે અને તેજ-વર્તુળ ડૉક્ટર તરફ જાય છે. તે સ્વસ્થ બેઠા છે...હોકલી પીવે છે-ધુમાડો કાઢીને.]

ડૉક્ટર : શાબાશ સુખી...સુખી...તારા છોકરાએ આજે મને હરાવ્યો છે-શહાદતમાં હું પાછળ રહી ગયો છું.

[તેજ પાછું બીજા ભાગમાં આવે છે.]

કવિ : (આવીને) ડૉક્ટર! છોકરો બહુ બહાદુરીથી મોતને ભેટ્યો-એવી રીતે કદમ ભરતો હતો કે જાણે વામનજી ત્રિલોક ભરતા હોય.

શોભન : એણે અંતિમ ઇચ્છા શું કહી?

કવિ : જો બેટું આપ તો ડૉક્ટર જેવો જ આપજે...(ગભરાઈને) અરે ડૉક્ટર...

[ડૉક્ટર ખુરશીમાં ઢળી પડ્યા હોય છે તેમના હાથમાંથી હોકલી પડી ગઈ હોય છે-અને કવિ સ્ટેજની વચ્ચોવચ્ચ આવે છે.]

કવિ : મોતકા સાથ દિયે તુમસે જુદા હોતે હંય;
ખુશ રહો અહલે વતન હમ તો વિદા હોતે હંય.

[તેજનું વર્તુળ કવિ પર જ આસ્તે આસ્તે ઝાંખું થઈ વિલીન થાય છે અને એ અંધારમાં જ પડદો પડે છે.]

◎

આ નાટક ૧૯૫૭ના નવેમ્બરની ૧૧ મીએ પ્રજા ક્લબે ભજવ્યું હતું જેમાં નીચેના સભ્યોએ ભાગ લીધો હતો.

| | |
|---|---|
| વિજય દત્ત-જયંતી ભટ્ટ | શોભન-હરિભાઈ ચૌહાણ |
| હિરેન શાહ-મહેન્દ્ર શાહ | કવિ-ચીનુભાઈ જોષી |
| કર્નલ રાજેન્દ્ર-ધનવન્તરાય | ડૉક્ટર-બાબુભાઈ વ્યાસ |

આ નાટક ૩૦ મિનિટ સુધી ચાલે છે.

આ નાટકમાં આવતી પૌરાણિક સામગ્રી શહીદ કવિ અશફાકઉલ્લાખાની છે

# કથાસરિત્સાગર

મયૂર

ખોખલી ડોશીની દીકરી એવી ઉસ્તાદ ને એ ડોશીને ઘેર કટહ બેટના ચારે જુવાનડાએ ઉતારો કર્યો છે.

જુવાનિયાએ કહ્યું છેઃ 'અમે કટહ બેટથી આવીએ છીએ. આ નગરમાં દેવસ્મિતા કરીને એક સુંદરી રહે છે. એના ઉપર અમારું મન મોહ્યું છે'

ત્યારે ડોશીએ કહ્યું છેઃ 'એમાં તે શી મોટી વાત છે? દેવસ્મિતા તો મારી મુઠીમાં છે.'

ડોશીએ દીકરીને દેવસ્મિતાને ઘેર મોકલી છે.

આંગણે સિદ્ધિકરી આવીને ઊભી છે ને દેવસ્મિતાને અચરજ થયું છે. આ ગામની કુતી અહીં તે શીદને આવી હશે? પણ આંગણે આવ્યાને જાકારો દેવાય નહિ. એણે તો સિદ્ધિકરીનું સન્માન કર્યું છે ને સિદ્ધિકરી આડી-અવળી વાતો કરી તે દિવસે તો ત્યાંથી વિદાય થઈ ગઈ છે

બીજે દિવસે વળી સિદ્ધિકરી આવી છે. એક માંસનો ટુકડો સાથે લાવી છે ને માંસ ઉપર મરચું ભભરાવ્યું છે આંગણામાં એક કૂતરી છે. કૂતરીને માંસ ખાવા આપ્યું છે. કૂતરી તો માંસ ખાય ને એની આંખમાંથી અને નાકમાંથી પાણી ચાલ્યાં જાય, માંસ ઉપર મરચું ભભરાવેલું ખરું ને!

દેવસ્મિતાને સિદ્ધિકરીના કરતૂકની કાંઈ ખબર નહિ એ તો બેઠી બેઠી સિદ્ધિકરી સાથે વાત કરે છે ને ત્યાં એની નજર કૂતરી ઉપર ગઈ છે. કૂતરી તો રડી રહી છે એની આંખેથી પાણીડાં ચાલ્યાં જાય છે

દેવસ્મિતાએ પૂછ્યું છે, 'આ કૂતરી તે શીદને રડતી હશે?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે, 'એને એનો આગલો ભવ સાંભર્યો છે.'

ત્યારે દેવસ્મિતાએ પૂછ્યું છેઃ 'કોઈ દિવસ નહિ ને આજે જ આગલો ભવ કયાંથી સાંભર્યો?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છેઃ 'એ તો પરભવના હેતુમિત્ર ભેગા થાય ત્યારે આગલા ભવનું સ્મરણ થાય.'

ત્યારે દેવસ્મિતાએ પૂછ્યું છેઃ 'તમે તો આ સવ પરભવનું યે જાણતાં લાગો છો?'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છેઃ 'એક યોગી પાસેથી થોડી યોગવિદ્યા શીખી છું. યોગવિદ્યાએ કરીને હું પરભવની વાત જાણી શકું. આગલે ભવે હું અને આ કૂતરી બને શોકયો હતી. કૂતરી ધર્મકર્મમાં માને અને હું તો સૂજતો આહાર કરું. પતિ પરદેશ જાય ત્યારે કૂતરી વ્રતતપ કરે, બાધા આખડી લે ને હું તો રોજ રોજ નવા શણગાર સજી રંગે રમું. આત્માને સંતોષવા જેવું મોટું પુણ્ય એકયે નથી, બહેન. મેં આતમ સંતોષ્યો, તો આ ભવે ય રંગ-રાગ પામી છું. એણે આતમ ઉવેખ્યો, તો કૂતરી સરજી છે.'

ત્યારે દેવસ્મિતાએ મશ્કર કરી છેઃ 'તમારું તો નવું જ્ઞાન બાઇ.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'અમારી તો અનુભવની વાતો.'

બંને વાત ને વિગત કરતી બેઠી છે ને એમાં દેવસ્મિતાએ કૂતરીને માંસ ખાતી દીઠી છે. એ તો બધી રમત પારખી ગઈ છે. તોય એ કાંઈ બોલી ચાલી નથી. એના મનમાં એમ છે કે જોઈએ તો ખરા વાત કયાં સુધી આગળ વધે છે!

એણે કહ્યું છે : ' તમારી અનુભવની વાતો ને એની તો ના કેમ કહી શકાય? જો ને બહેની! મારો પિયુ પરદેશ વસ્યો છે ને મારા દિવસ દોયલા વીતે છે. જોબનિયું અંગમાં સમાતું નથી ને એનો માણીગર કોઈ મળતો નથી. એ તો એળે એળે ઢોળાઈ જાય છે.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'આપણી તો દોરંગી નગરી'

ત્યારે દેવસ્મિતાએ કહ્યું છે: 'એવો એકાદો છેલ લાવી દે ને સજની. મારા અંગનો આતશ તો ઓલવાય.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છે: 'કાલે જ પ્રીતમ લાવી આપું બહેન.'

ને હરખભરી સિદ્ધિકરી ત્યાંથી ચાલી ગઈ છે.

મનમાં બીક હતી તે સાચી પડી છે. ને હવે શું થયે? પણ સામે ચાલીને પ્રીતમ નોતર્યો છે. હવે એનો સત્કાર તો કરવો જોઈ ને! દેવસ્મિતા પ્રીતમના ... તૈયારીમાં પડી છે. સોખંડમાંથી ...રીના પગનો પંજો તૈયાર કરાવ્યો છે. દારૂના શીશા મંગાવ્યા છે. અંદર ઘેનનાં ઓસડિયાં ઘોળ્યાં છે. દાસીને સોળ દાસી બનીઠનીને બેઠી છે ને પ્રીતમની રાહ જુએ છે.

એક શેઠિયો આવ્યો છે. એ તો જાણે વરણાગિયો છેલ છે. ફૂલડાં પથારીએ શેઠને બેસાડી દાસી એની સેવાસરભરા કરી રહી છે.

બરાસ કસ્તુરીએ બહેકતાં પાનબીડાં આપ્યાં છે. કેસર કેવડાનાં અત્તર છાંટયાં છે. મદિરાની પ્યાલીઓ પાઈ છે. શેઠને તો બેવડો નશો ચડયો છે. એક તો સામે બેઠેલી જોબન મદભરી સુંદરીનો નશો છે ને બીજો નશો પ્યાલીના પહારથમાં છે. બાલોશિયાને બથ ભરી પ્રીતમ પથારીમાં પોઢી ગયો છે ને એ તો જાણે સ્વપ્નમાં સુંદરીની સુખશય્યામાં માણી રહ્યો છે.

દાસીએ ઊઠીને સરખી સહિયરોને બોલાવી છે. શેઠનાં ઘરેણાં ઉતારી લીધાં છે. કપાળે કૂતરીના પંજાનો ધગધગતો ડામ દીધો છે ને ઓઝીઝોળી કરીને પાછલે બારણેથી શેઠને ઉકરડામાં ફેંકી દીધો છે.

શેઠ જાગ્યા ત્યારે નરકની ખાણમાં પડયા છે. કપાળે વેદના થઈ રહી છે ને મગજ ભમી રહ્યું છે. એ તો પડતો આખડતો નદીએ ગયો છે. નાહી ધોઈ કાયાનો ગંદવાડ કાઢયો છે ને છાનો-માનો ઘેર આવ્યો છે.

મિત્રોએ પૂછયું છે: 'કાં રંગરાગ માણવાને?' ત્યારે શેઠે કહ્યું છે: 'એવા તો રંગરાગ સ્વપ્ને યે સાંપડયા નથી. શો વૈભવ હતો ને શી સુંદરીની સોહમ હતી. કામકામ મૃગલોચના—જાણે સ્વર્ગ-

ત્યારે મિત્રોએ કહ્યું છેઃ 'એવી મોજ લાગી ગઈ કે શણગાર સાબદાં આપી આવ્યો ?'

ત્યારે શેઠે કહ્યું છેઃ 'હવે વધુ વાત પુછશોમા પુછશો તો તમારી મોજ મારી જશે. રૂપનો નશો હજી ઊતર્યો નથી ને મને તો ઊંઘ આવે છે.'

એમ કહી માથે લુગડું વીંટી એ તો સૂઇ ગયો છે ને મિત્રો ક્યારે રાત પડે એની વાટ જોતા બેઠા છે.

બીજી રાતે બીજા શેઠે મોજ માણી છે ને કપાળમાં છાપ લગાવી છે ને પછી બીજા બે બાકી રહ્યા એણેય દ્વારકાનું તિલક કરાવ્યું છે. ચારે ય જણા ભૂંડે હાલ ત્યાંથી ભાગી છૂટયા છે.

હવે એક સિદ્ધિકરી બાકી રહી ગઈ છે. એ તો હરણપહુકી બની દેવસ્મિતા પાસે ઇનામ માગવા ગઈ છેઃ 'તેં તો સખી! ચાર ચાર રાત્રિઓ રંગેચગે વિતાવી. રંગરાગ માણ્યા ને વળી લખલૂટ ધન મેળવ્યું. એ ધનમાં મારો અડધો હિસ્સો.'

ત્યારે દેવસ્મિતાએ કહ્યું છેઃ 'એ બધું તો મેં તારે માટે રાખી મૂક્યું છે બહેન! મારી પાસે ધનનો ક્યાં ગારેવારો છે તે પારકી મિલ્કત ઘરમાં રાખું ? ઘરમાં રાખું ને વળી પરપયો જાણી જાય, તો પાછી પળોજણ થાય ને આપણે હવાડાં પડીએ.'

ત્યારે સિદ્ધિકરીએ કહ્યું છેઃ 'તું તો બહુ ડાહી છે, સખિ!'

એણે તો સિદ્ધિકરીને માનપાન આપીને ઓરડે બેસાડી છે. દેવસ્મિતા કામને મશે ત્યાંથી સરકી ગઈ છે ને ચાર લઠ્ઠ જેવી દાસીઓએ સિદ્ધિકરીને ચોંટલેથી ઝાલી છે. એકે પગ બાંધ્યા છે ને બીજીએ હાથ બાંધ્યા છે ત્રીજીએ નાકકાન કાપ્યાં છે ને ચોથીએ ચોટલો કાપ્યો છે મથના ટીલાંટપકાં કરી ચારેએ ઉપાડીને સિદ્ધિકરીને ઉકરડે ફગાવી દીધી છે તે આજની ઘડી ને કાલનો દી.

દેવસ્મિતાએ પછી તો બધી વાત જાણી છે, વાતનો સાર જાણ્યો છે. એ ચારે શેઠિયા તો દેઠ ટટ્ટ એટલી એની લાજ લૂંટવા આવેલા એ તો પાછા જઈને કોણ જાણે શુંનું શું કરશે! રાજદરબારે રાવ કરશે, કંઇક આડીઅવળી વાત કરશે ને એમાં તો પોતાની આબરૂ બેઆબરૂ થશે ને સ્વામીને માથે સો સો વાનાં વીતશે હવે તે કરવું શું?

એ તો મુંઝાઇને બેઠી છે. ને એમાં એની સખીએ કહ્યું છેઃ 'એમાં મુંઝાય છે શીદને બહેન! એક વણજ શક્તિમતીના પતિને ભીડ પડી હતી, ત્યારે શક્તિમતીએ એને ઉગારી લીધો હતો.'

ત્યારે દેવસ્મિતાએ પૂછ્યું છેઃ 'એ વળી શી વાત છે?'

ત્યારે દાસી વાત કહેવા બેઠી છેઃ

સમુદ્રદત્ત નામે એક શેઠિયો ને એની શક્તિમતી સ્ત્રી. વાણિયો વહેવારિયો ખરો, પણ કુછંદે ચડી ગયેલો. ગામની એક લબાડ સ્ત્રી સાથે એને મહોબ્બત બંધાણી તે દિવસ ને રાત એને જ દેખે. રાત પડે ને સમુદ્રદત્ત ઘેરથી ચાલી નીકળે. કહે કે દુકાને જાઉં છું ને જાય ત્યારે પેલી લબાડને ઘેર. પ્રેયસીને સાથે લઈ બંને જણા નગર બહાર યક્ષનું મંદિર અને મંદિરમાં જરાય. આખી

રાત રંગરાગ ભોગવે ને સવારે શેઠિયો ઘેર પાછો આવે.

શક્તિમતી કાંઈ મૂરખ તો ન જ હતી! એને તો બધી વાતની ખબર છે ને એક દિવસ એણે સ્વામીનાથને કહ્યું છે: 'દુકાનનું બહાનું બતાવીને રોજ રાતે ચાલ્યા જાઓ છો, પણ કયાં જાઓ છો ને શું કરો છો એની મને ખબર છે. આમાં કોક દિવસ સપડાઈ ગયા તો પછી બૂરા હાલ થશે.'

ત્યારે સમુદ્રદત્તે કહ્યું છે: 'સ્ત્રીની જાત જ એવી જેમાંતેમાં બસ અવિશ્વાસની નજરે જ જુએ'

વાણિયાએ વાત તો ઉડાવી દીધી પણ પાપ પીપળે ચડીને પોકારવાનું હતું તે એક દિવસ વાત ઉઘાડી પડી ગઈ ગામના રાજાનો એવો કાયદો કે મારા રાજ્યમાં ચોરી નહિ છીનાળી નહિ જે કોઈ ચોરી કરે કે છીનાળું કરે એને કાંધ મારવો સમુદ્રદત્ત રોજ રોજ યક્ષના મંદિરમાં ભરાય અને એ વાતનો કોટવાળને પૂરો ખટકો શેઠ સદ્ધાઈ કરે છે, પણ કોક દિવસ લાગમાં આવે ત્યારે વાત. એમાં એક દિવસ કોટવાળને લાગ મળી ગયો. શેઠ પેલી લબાડ સાથે જેવો દેરામાં પેઠો કે પાછળથી કોટવાળે બારણાં બંધ કરાવી દીધા અને મંદિર ઉપર પહેરો મૂકી દીધો રોજ રોજ સતો થાય છે, પણ આજે હવે લાગમાં આવ્યો છે સવારે એની વાત છે કોટવાળ તો કોટવાળીએ જઈને નિરાંતે ઊંઘી ગયો છે.

શક્તિમતીને વાતની ખબર પડી એને થયું કે આ તો ભારે થઈ. શેઠની આબરૂ જશે એમા તો ભેળી પોતાનીયે હાંસી થશેને!

એણે તો સોળ શણગાર સજ્યા છે હાથમાં પૂજનનો થાળ લીધો છે ને રૂમઝુમ કરતી યક્ષને દહેરે જવા ચાલી નીસરી છે

ચોકીદારે એને અટકાવી 'અંદર નહિ જવાય અંદર રાજાના ચોર છે'

ત્યારે શક્તિમતીએ પૂછયું છે: 'કેટલા ચોર છે?'

ત્યારે ચોકીદારે કહ્યું છે: 'બે ચોર છે: એક સ્ત્રી અને બીજો પુરુષ'

ત્યારે શક્તિમતીએ કહ્યું છે: 'તું તારે બેના બે ગણી લેજે ને મારા ભાઈ. એટલા સારુ કાંઈ મારી પૂજા પડશે!'

હાવભાવ કટાક્ષથી એણે તો ચોકીદારનું દિલ હલાવી નાખ્યું છે ચોકીદારે સાંકળ ઉઘાડી દીધી છે ને શકિતમતી અંદર ગઈ છે

અંદર સમુદ્રદત્ત લમણે હાથ દઈને બેઠો છે એની મુઝવણનો પાર નથી શેઠ બેઠો બેઠો મુંઝાય છે ને ઓલી લબાડને તો લાજે નથી ને શરમે નથી. એ તો બેઠી બેઠી પાન ચાવે છે ને નખરાં કરે છે

શક્તિમતીએ સ્વામીનાથ સામું જોયું છે: 'કાં આખરે તો સપડાયા ને! હું રોજ કહેતી હતી, પણ મારું માને કોણ?'

ત્યારે સમુદ્રદત્તે કહ્યું છે: 'આવી છો ત્યારે એક વખત ઉગારી લે'

ત્યારે શક્તિમતીએ કહ્યું છે. 'એટલા માટે તો આવી છું મે કંઈ યક્ષની માનતા થોડી જ માની હતી! પણ આ વખતે ધારો કે બચી જશો, પણ તમારી તો આ બૂરી લત છે. ફરી પાછા આવા

આ ધંધા કરશો. ફરી વખત તમને કોણ બચાવશે ?'

ત્યારે સમુદ્રદત્તે કહ્યું છે: 'હવે પછી આ ધંધે ચડું તો મારું માથું ને તારું ખાસડું.'

શક્તિમતીએ પેલી લબાડને કહ્યું છે: 'ઝટઝટ લૂગડાં બદલાવી લે.'

ત્યારે લબાડ તો લાજતી નથી ને ગાજે છે: 'હું શીદને લૂગડાં બદલાવું ?'

ત્યારે શક્તિમતીએ કહ્યું છે: 'બાઈ! તારે પગે પડું. મારાં ઘરેણાંગાંઠાં આપું, તું કહે તે આપું.'

ને માંડ માંડ એણે શક્તિમતીનાં લૂગડાં પહેર્યાં છે. આપ્યું એ બધું લઈને લબાડ બહાર નીસરી ગઈ છે. શક્તિમતી લબાડનાં લૂગડાં પહેરી મંદિરમાં રાત રોકાણી છે.

સવારે રાજાને ખબર પડી કે શેઠશેઠાણી રાતે યક્ષની પૂજા કરવા આવ્યાં'તાં ને કોટવાળે એને નાહકનાં હેરાન કર્યાં. રાજાએ કોટવાળને દંડ્યો ને એમ શક્તિમતીએ સ્વામીની આબરૂ બચાવી લીધી.'

વાત પૂરી કરી દાસીએ કહ્યું છે: 'ને તારામાં તેવડ હોય તો બાઈ, તું યે તારા સ્વામીને આવતી આફતમાંથી ઉગારી લે.'

દેવસ્મિતાએ તૈયારી કરવા માંડી છે. સોદાગરનો વેશ લીધો છે. સાત વહાણ ભરીને એ તો કટહ બેટ જવા ચાલી નીસરી છે.

કટહ બેટ પહોંચીને એણે રાજદરબારે રાવ કરી છે. 'રાજા ! તારા મુલકમાં મારા ચાર ગુલામ સંતાયા છે'

ત્યારે રાજાએ કહ્યું છે: 'તારા ગુલામ તું શોધી લે સોદાગર.'



રાજાએ નગરના લોક ભેળા કર્યા છે ને સોદાગરે ચાર શેઠિયાના ચાર છોકરાને માથે હાથ મૂકી કહ્યું છે: 'આ મારા ગુલામ'

ત્યારે ચારે કોર કરુવરુ થવા માંડયું છે શેઠિયા કહેવા લાગ્યા છે: 'એ તો નગરના શેઠિયાના સપૂતો. એને એના બાપે કયારે વેચ્યા ને કયારે સાટયા કે એમને માથે ગુલામી ખત લખાણાં!'

ત્યારે સોદાગરે કહ્યું છે: 'ખતબતનું હું કાંઈ ન જાણું. મારા ગુલામને કપાળે કૂતરાના પગની નિશાની છે એ નિશાની હોય તો એ મારા ગુલામ અને નિશાની ન હોય તો મારી ભૂલ થઇ. ભૂલની હું માફી માગું.' ત્યારે ચારે છૈયાને માથેથી પાટા છોડયા છે ને રાજાએ નિશાની દીઠી છે. નિશાની દીઠી છે ને બધા અચરજમાં પડી ગયા છે.

રાજાએ સોદાગરને પૂછયું છે: 'આ તે શી વાત છે ભાઈ સોદાગર! આ રે નગરશેઠના દીકરા છે. એમને ઘેર તો રિદ્ધિસિદ્ધિનો આરોવારો નથી. ને તોય એમના કપાળે તારી નિશાની છે. આ તે શી વાત છે!' ત્યારે સોદાગરે સ્વરૂપ બદલી નાખ્યું છે. દેવસ્મિતાને રૂપે એણે બધી વાત કહી છે.

સાંભળીને રાજાને રોષ ચડ્યો છે: 'એ ચારેને મારા રાજ્યમાંથી કાઢી મૂકો. શેઠિયાના ધનભંડાર લૂંટી લ્યો. આવા હરામીનું મારા રાજ્યમાં કામ નથી.'

ત્યારે દેવસ્મિતા રાજાને પાય પડી છે: 'રાજા! એમનો દંડ થવો'તો તે થઈ ગયો છે. મરતાને મર કહેવાનો રાજાનો ધર્મ નથી.'

રાજાએ ચારેને છોડી મૂક્યા છે ને દેવસ્મિતાને દીકરી કરીને જાણી છે. દેવસ્મિતા પતિને લઈ કરીને વતન પાછી વળી છે ને ખાધુંપીધું ને રાજ કર્યું છે.

રાજકોટમાં નોકરી કરી રહેલ ભાવનગરના એક કારકુને તેના સાહેબ પાસે બે દિવસની રજા માગી સાહેબે રજા લેવાનું કારણ પૂછ્યું. પેલાએ કહ્યું, 'સાહેબ! મારી સ્ત્રી ઘરે એકલી છે અને અમારે ઘર ફેરવવાનું છે એટલે તેને મદદમાં આવી શકું માટે રજા જોઈએ છે'

સાહેબે સહેજ આંખો પટપટાવીને હસતાં હસતાં કહ્યું: 'મિસ્ટર! તમને રજા નહીં મળી શકે. કારણ તમારાં પત્ની એકલાં છે જ નહીં. તમારે તો બે બાળકો પણ છે પછી એકલાં શાનાં! આવાં જુઠ્ઠાણાં નહીં ચાલે. આ ખાતું નોકરો વિષેની પૂરેપૂરી માહિતી ધરાવતું હોય છે. માટે જાવ, રજા નહીં મળે'

નિરાશ થઈ પાછા ફરતા કારકુને બારણા પાસે જઈને કહ્યું: 'સાહેબ! આ દુનિયામાં બે જ મોટામાં મોટા જુઠ્ઠાબોલા છે—એક હું અને બીજા આપ—કારણ હું પરણેલો જ નથી!'

*

દેશનેતામાંથી પ્રધાન બની બેઠેલા એક પ્રધાન પાસે થોડાક શહેરીઓએ જઈ કહ્યું: 'આપણા શહેરમાં પંડિત ઓમકારનાથ આવવાના છે અને તેમને માટે એક સમારંભ યોજવામાં આવ્યો છે તો આપ તેમાં પધારશો ને?'

'જરૂર જરૂર.' પ્રધાન સાહેબે કહ્યું. 'જનતાના મહેમાન તે સરકારના મહેમાન ગણાય અને તેમને કોણ ન ઓળખે?' પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરવા પ્રધાન બોલ્યા, 'દિલ્હી સાથ ઇંગ્લેન્ડ સામે સેન્ચ્યુરી પણ તેણે જ કરી હતી ને—હું માનું છું ત્યાં સુધી હડપચંડરને નાચ શીખવનાર પણ તે જ અને પંડિત ઓમકારનાથજી તો પંડિત જવાહરલાલજીના ભાઈ થાય છે એ સૌ જાણે છે. હું જરૂર આવીશ.'

—આ. ભા.

# ભીમના ટોડા

માધવજી પટેલ

દ્રોણ ગુરુની નિશાળ ઘણો વખત ચાલી. ગુરુને થયું કે શિષ્યો બહુ ભણ્યા. હવે લપ છૂટે તો ગંગ નહાયા. પિતાને થયું કે દીકરા ભણીગણીને બાજંદા થયા. હવે મારો ભાર ઓછો કરે તો સારું. મારી હૈયાતીમાં રાજ્યની લગામ સોંપી દઉં એના જેવું રૂડું શું?

ભીષ્મપિતા સૌના વડીલ અને બુદ્ધિશાળી તેમજ વ્યવહારકુશળ હતા નાનામોટા સૌનું સલાહસૂચન લેવાનું ઠેકાણું હતા. દ્રોણ અને ધૃતરાષ્ટ્ર બંને તેમને મળ્યા. બધી બાજુનો વિચાર કરીને ભીષ્મે નક્કી કરી આપ્યું કે વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનો જાહેર મેળાવડો ગોઠવવો જેથી રાજાપ્રજા બંનેને રાજકુંવરોની વિદ્યા અને શક્તિનો ખ્યાલ આવે અને આખા દેશમાં તેમની કીર્તિ ફેલાય.

બંને પક્ષને ભીષ્મનો વિચાર ગમી ગયો. મેળાવડાની વિગત વિચારવા અને તૈયારી માટે દ્રોણ, ભીષ્મ અને વિદુરની સમિતિ નીમવામાં આવી. બીજા દિવસથી સમિતિ કામે લાગી ગઈ. જાતે ફરીને સ્થળ નક્કી કર્યું; પંચાંગ જોઈને તિથિ નક્કી કરી અને ટીપણાં જોવરાવીને મુરત નકકી કર્યું. આમ ત્રિવિધ તૈયારી કરીને આજ્ઞાપત્રિકા નંબર ૧થી કાચો ખરડો પ્રજાની જાણ માટે વહેતો મૂકયો યાને પ્રાથમિક ઢંઢેરો પિટાવ્યો કે અમુક મહિનાની અમુક તિથિએ અને અમુક સમયે રાજકુમારોની પરીક્ષાનો સમારંભ થશે જેની વિગતો હવે પછીની આજ્ઞાપત્રિકા નંબર ૨થી જાહેર થશે અને ત્યાં સુધી પ્રજા ધીરજ *રાખશે એવી આશા રાખવામાં આવે છે.

આટલું થયા પછી સમિતિનું કામ બીજે તબકકે પહોંચ્યું. દરમ્યાન પહેલી જાહેરાત દેશને ખૂણે ખૂણે પહોંચી ગઈ હતી ત્યારે આજની જેમ રાજમહેલથી ગામની ગટર સુધી વીજળી વેગે સમાચાર લઈ જનારા તાર ટપાલ અને છાપાં જેવાં સાધનો હતાં નહિ છતાં આવા સમાચારો વાયુવેગે દેશને એક છેડેથી બીજે છેડે ફરી વળતા. એક જણ બીજાને કહે અને બીજો ત્રીજાને કહે; એમ ‘વાયે વાતુ વહેતી થતી.’ ઉપરાંત સાંઢણી-સવારો મારફત પણ દેશપરદેશ સમાચાર મોકલાતા. એ વખતની સાંઢો પણ કેવી! કલાકે સો–સવાસો માઈલનો પંથ કાપીને પાછી ફરે એવી ઈ તો ‘ઊડન ખાટલી’ જોઈ લો. આવાં સાધન હોય પછી કોઈ પણ કામની ઝડપ કેમ ન વધે?

બીજા તબક્કાની શરૂઆતમાં જ મહાસમિતિમાંથી બે પેટાસમિતિ રચવામાં આવી. એકમાં દ્રોણ અને ભીષ્મ ચૂંટાઈ આવ્યા અને બીજીમાં વિદુર અને ભીષ્મ નક્કી થયા. સમય થોડો અને કામ ઘણું હતું એટલે દરેક સભ્ય બેવડી જવાબદારી લઈને દિવસના અઢાર અઢાર કલાક કામ કરવા માંડયા. ભીષ્મપિતા બન્ને પેટા સમિતિના પ્રમુખ હતા એટલે તેમને તો જમવાનો વખત પણ

ન રહેતો એટલે બપોરને વખતે સમિતિના ઓરડામાં જ એકાદ વાટકી સોમરસ અને બાફેલા શકરિયાના એકાદ કટકાથી ચલાવી લેતા. રાત્રે પણ સમિતિનું કામ પુરું થયા પછી થયેલા કામના મુદ્દા કરી વિચારી જવાનું અને બીજા દિવસના કામનો કાચો આલેખ કરી લેવાનું કામ રહેતું. એટલે કોઈ કોઈ વાર તો વાળુ કરવાનો તો શું પણ ઊંઘવાનોય વખત ન રહેતો તેથી ગાદીતકિયા ઉપર જ બે ઝોકાં ખાઈ લેતા.

છેવટે બન્ને પેટા સમિતિઓએ મહાસમિતિને પોતાનો અહેવાલ સોંપી દીધો અને મહાસમિતિએ તેમાંથી આજ્ઞા પત્રિકા નંબર ૨ માં જાહેર કરવાનું તારણ કરી લીધું.

આજ્ઞા પત્રિકા નં. ૨માં જણાવવામાં આવ્યું કે કુમારોનો પરીક્ષાવિધિ શહેરની બહારના મેદાનમાં આવેલ જોજનિયા વડની નીચે થશે. આ વડ એક જોજન લાંબોપહોળો હોઇને પ્રેક્ષકોને બેસવાની સગવડતા તેની નીચે જ કરવામાં આવશે આ પરીક્ષા વખતે દરેક પ્રજાજનને આવવાનું નિમંત્રણ આપવામાં આવે છે. ખાસ નિમંત્રિત ગૃહસ્થો માટે અલાયદી સગવડ કરવામાં આવશે જેની વિગતો આજ્ઞાપત્રિકા નં.૩માં આપવામાં આવશે

શારીરિક અને માનસિક વિકાસના માપન માટે બે પ્રશ્નપત્રો આપવામાં આવશે.

દરમ્યાન જોજનિયા વડ નીચે બેઠકો માટે તેમજ પરીક્ષા માટે ઝડપી તૈયારીઓ થવા લાગી કારીગરોને વેઠે બોલાવી બોલાવીને રાતપાળી કામ શરૂ થયાં સામાન્ય માણસો માટે, અમલદારો તેમજ મુઠીવાહીઓ માટે, અને સ્ત્રીઓ માટે એમ ત્રણ વર્ગ માટે ત્રણ પ્રકારની સરકસની બેઠક પ્રમાણે અર્ધ ગોળાકાર બેઠકો તૈયાર થવા માંડી રાજકુટુંબો માટે ખાસ તરી આવે તેવી અને સૌથી વધારે સગવડવાળી બેઠકો તૈયાર થઈ. આ ઉપરાંત પરીક્ષા માટેનાં નાનાંમોટાં અનેક સાધનો પણ તૈયાર થયાં. મહાસમિતિએ જાતે નિરક્ષણ કરી છેવટના સુધારાવધારા કરાવી છેવટની મંજૂરી આપ્યા પછી છેવટની આજ્ઞા પત્રિકા નંબર ૩ કાઢવામાં આવી આ આજ્ઞાપત્રિકામાં ખાસ મહેમાનો માટે ઉતારાપાણીની તથા ખાવાપીવાની ગોઠવણની સૂચના આપવામાં આવી હતી અને બેઠકના વ્યક્તિગત નંબરો આપવામાં આવ્યા હતા હતા. અને નંબર પ્રમાણે પાસ તૈયાર કરાવીને તે તે સજ્જનોને મોકલવામાં આવ્યા આ પત્રિકા ખાસ વર્ગને માટે જ હતી. જો કે ક્રમ નંબર ત્રીજો હતો પણ ગુણધર્મ પ્રમાણે તેનો વર્ગ પહેલો ગણાય કારણ કે પહેલા વર્ગના (ફર્સ્ટ કલાસ) પ્રેક્ષકો માટેની સગવડનો તેમાં ઉલ્લેખ હતો.

જોત જોતામાં પરીક્ષાનો દિવસ તો આવી પહોંચ્યો. સામાન્ય પ્રજાજનો તો વખત પહેલાં છ છ કલાકથી આવવા લાગ્યા હતા અને કેટલાક શોખીનોએ તો સારી જગ્યા પચાવી પાડવા માટે રાતના જ વડ નીચે ધામા નાખ્યા હતા. સમય અગાઉ એક કલાકે તો આખું મેદાન પ્રેક્ષકોથી એવું ભરચક થઈ ગયું કે થાળી ફેંકી હોય તો બેઠેલાના માથા ઉપરથી નીચે પડયા વિના એક છેડેથી બીજે છેડે પસાર થઈ જાય.

સમય થયો અને રાજકુમારો મેદાનમાં આવ્યા. દ્રોણ ગુરુએ પહેલો પ્રશ્ન વાંચી સંભળાવ્યો: ' આ વડલાની ઉપર એક કાગડો મૂકયો છે તેની જમણી આંખ એક જ બાણ છોડીને વીંધવાની છે. આ પ્રયોગ કરી બતાવનારે વડની નીચે મૂકવામાં આવેલા ધનુષબાણનો જ ઉપયોગ કરવાનો છે. જેમની ઇચ્છા હોય તે આગળ આવે. '

પ્રશ્ન સાંભળીને કૌરવોને ગર્વ થયો. ગુરુએ આવો તદ્દન નાખી દેવા જેવો પ્રયોગ કરવાનું કહીને અમારી બુદ્ધિનું અપમાન કર્યું ગણાય. બનાવટી પક્ષીની આંખ વીંધવામાં શી મોટી ધાડ મારવાની હતી. સૌ સામસામા હસીને અને આંખમીચકારા કરીને દ્રોણની છૂપી મશ્કરી કરવા માંડયા.

સૌથી પહેલાં દુર્યોધન આગળ આવ્યો. ધનુષબાણ ઉપાડ્યાં અને નિશાન લીધું. બરાબર તે જ વખતે દ્રોણે પૂછયું: 'નિશાન બરાબર લીધું ? '

દુર્યોધન : હા જી

દ્રોણ : નિશાન સ્થિર રાખીને હું પૂછું તેના જવાબ આપો ઝાડ ઉપર શું દેખાય છે ?

દુર્યોધન: વડનાં પાન, ડાળી, ટેટા, આકાશ, આકાશનાં વાદળાં........

દ્રોણ : ઠીક ! ધનુષબાણ નીચે મૂકો અને તમારી જગ્યાએ જાઓ.

દુર્યોધન ગયો પરંતુ તેને શા માટે બેસારી દેવામાં આવ્યો તેની સમજણ ન પડી. તેને થયું કે વર્તન કરવામાં કાંઇક ભૂલ થઈ હશે.

પછી તો દુઃશાસન, કર્ણ અને બીજા રાજકુમારો પણ આવ્યા. પરંતુ સૌને ઉપર મુજબ પ્રશ્ન પૂછીને બેસારી દેવામાં આવ્યા. દરેકે એક એકથી ચડિયાતું વર્ણન કરી બતાવ્યું હતું છતાં પણ બધા જ નાપાસ થયા અને વીલે મોઢે પાછા ગયા.

છેવટ અર્જુનનો વારો આવ્યો. તેણે પણ ધનુષ્યબાણ લીધાં અને એ જ પ્રશ્ન પુછાયો:

નિશાન બરાબર લીધું ?

હાજી.

નિશાન સ્થિર કરો. શું દેખાય છે ?

કાગડાની જમણી આંખ અને બાણની અણી સિવાય મને કાંઈ જ દેખાતું નથી.

કેમ ! વડનાં પાંદડાં, ડાળી, ટેટા, આકાશ હું, સભાજનો વગેરે કાંઈ જ દેખાતું નથી ?

નાજી.

શાબાશ ! બાણ વહેતું મૂકો.

બસ ખલાસ ! આંખના પલકારામાં બાણ છૂટયું અને કાગડાની આંખ વીંધીને સોંસરવું નીકળી ગયું.

અર્જુન પહેલી પરીક્ષામાં પાસ થયો. એથી કૌરવો ઈર્ષાની નજરે જોઈ રહ્યા અને ધનુર્વિદ્યાનો પહેલો સિદ્ધાંત જ ભૂલી ગયાનો પસ્તાવો કરવા લાગ્યા.

હવે દ્રોણ ગુરુએ બીજો પ્રશ્ન સંભળાવ્યો: માટીના કાચા ઘડામાં પાણી ભરી તેને ખૂબ જોરથી અદ્ધર ઉછાળવો અને નીચે આવે તે પહેલાં ધનુષમાંથી એક જ બાણ છોડીને વડનું પાંદડે પાંદડું વીંધી નાખવું અને છોડેલું બાણ પાછું ભાથામાં આવી જાય તેમ કરવું, અને ઉછાળેલો ઘડો હાથમાં ઝીલી લેવો અને તેમાંનું પાણી વડલાના થડમાં રેડી દેવું.'

પ્રશ્ન સાંભળીને કૌરવો ગભરાયા. આ પ્રશ્નને અઘરો ગણવો, અશક્ય ગણવો કે પૂછનારની મૂર્ખાઈનો નમૂનો ગણવો તેની અંદરોઅંદર ચર્ચા કરવા લાગ્યા. ટીખળી વિદ્યાર્થીઓએ ટીખળ શરૂ કર્યું. કોઈએ ગુરુ ભાંગ પીને આવ્યા છે એમ ઠરાવ્યું, કોઈએ દ્રોણને ઉલ્લુની ઉપાધિ આપી તો કોઈએ અક્કલના બારદાન કહ્યા.

કૌરવોએ સર્વાનુમતે જાહેર કર્યું કે આ પ્રશ્ન ઉકેલી શકાય તેવું કશું અમને અત્યાર સુધી ગુરુએ શીખવ્યું જ નથી. આવા વિચિત્ર પ્રશ્નો પરીક્ષામાં પૂછી શકાય જ નહિ.

દ્રોણ ગુરુને માઠું તો લાગ્યું પરંતુ રાજકુમારોને શું કહેવું ? ભર સભામાં ન ઠપકો અપાય કે ન સજા થાય. ગુરુએ શરમના માર્યા અર્જુન તરફ જોયું પરંતુ જેમને મહેનત લઈને શીખવ્યું તેમણે બાજી મારી તો અર્જુન પાસેથી શી આશા રાખવી ? એ તો વર્ગની બહાર બેસીને ઉપરઉપરથી ભણ્યો છે તેનું જ્ઞાન તો કાચું ગણાય.

આવડી મોટી સભા વચ્ચે અપમાન થયું તેથી અને કોઈ પરીક્ષા આપી શકશે નહિ તેથી દ્રોણ ઘણા શરમાયા. તેમને થયું કે ધરતીમાતા માગ આપે તો અંદર સમાઈ જાઉં.

દરમિયાન અર્જુન આગળ આવ્યો અને વિનમ્રભાવે પ્રયોગ કરી બતાવવાની આજ્ઞા માગી.

દ્રોણે ધડકતે હૃદયે હા પાડી પરંતુ મનમાં ખાતરી હતી કે પ્રયોગ સફળ નહિ થાય અને છતાંય 'બૂડતો માણસ

અર્જુનના આ સાહસથી કૌરવો ઉશ્કેરાયા. તેમને અર્જુનની માગણીમાં પોતાનું અપમાન લાગ્યું, અને ખડી સમિતિની માફક ચંડાળ ચોકડીએ તાત્કાલિક નિર્ણય કરીને કહ્યું કે આવો પ્રયોગ હોઈ શકે જ નહિ અને છતાં અર્જુન આવો સસલાનાં શીંગડાં લાવી આપવા જેવો પ્રયોગ કરવા તૈયાર થયો છે તેમાં અમારું (કૌરવોનું) અપમાન છે માટે કાં તો અર્જુન પ્રયોગ પડતો મૂકે અને જો પડતો ન મૂકે અને પ્રયોગમાં સફળ ન થાય તો અમે અપમાનના બદલા તરીકે તેનાં નાકકાન કાપી લઈએ એ શરત તેણે કબૂલ રાખવી જોઈએ.

અર્જુન જરા મુંઝાયો પણ હિંમત લાવી હા પાડવાનો વિચાર કરતો હતો ત્યાં જ ભીમસેન ઊભો થઈને બોલી ઊઠયો: 'અમારે તમારી શરત કબૂલ છે પરંતુ જો અર્જુન સફળ થાય તો અમે પાંચેય વતી હું ભીમસેન તમારા બધાનાં એટલે કે શકુની કર્ણ સહિત ૧૦૨ જણનાં નાકકાન કાપી લઉં એટલું ઉમેરીને શરત કરવા તૈયાર હો તો અમારે કબૂલ. તમે પણ કબૂલાત આપતા હો તો એક પાણીદાર અને ધારદાર છરો મંગાવીને *ધનુષ્યબાણની બાજુમાં મુકાવી રાખો* જેથી તમને અને અમને જે જીતે તેને કામ લાગે.'

લોકોને પરીક્ષાના પ્રયોગ કરતાં ભીમની સુધારાવધારા સાથેની શરત વધારે રસદાયક લાગી. ક્યારે પ્રયોગ પૂરો થાય તેની સૌ રાહ જોવા લાગ્યા.

કૌરવોને તો ખાતરી જ હતી કે

ઘડામાં પાણી ભરી શકાય જ નહિ. પાણી નાખતાં જ ઘડો, ઘડો મટીને ગારાનો લોંદો બની જાય. એ વાત નાનું બાળક પણ સમજી શકે તેવી છે અને છતાં અર્જુન તૈયાર થયો છે એટલે હાથે કરીને જ નાક, કાન કપાવવા તૈયાર થયો ગણાય ને?

પોતાનો પક્ષ જીતશે એની આથી સારી ખાતરી શી હોઈ શકે!

મામા શકુનીએ ખરેખર છરો મંગાવીને બાણુ પાસે મુકાવ્યો તેથી સૌને કંઈક નવાજુની થવાની આગાહી થઈ.

અર્જુને પ્રયોગ શરૂ કર્યો. ગુરુ અને વડીલોને પ્રણામ કરીને ઘડો હાથમાં લીધો.

બરાબર તે જ વખતે દુર્યોધનને કલ્પના આવી. કદાચ ઘડો બનાવટી હોય તો! માટીના જેવો દેખાય છે છતાં લોખંડનો હોય અને માટી જેવો રંગ કર્યો હોય તો! ભાણાએ મામાને પોતાની શંકા કહી. મામો ચમક્યો અને તેનાથી બોલાઈ ગયું: હા. ભાંકા, એમ હોય તો ના નહીં. દ્રોણ મહારાજનું ભલું પૂછવું. પણ હવે થાય શું? આપણે તો પ્રયોગની ના પાડી છે! પરંતુ ફિકર નહિ. જુઓ અર્જુને ઘડો ધરી રાખ્યો છે અને પાણી ભરવા માટે કોઈને બોલાવે છે. ચાલો હું જ જાઉં અને ઘડાની ખાતરી કરતો આવું.

મામા ઊપડ્યા. પાણીનો હાંડો ઉપાડીને ઘડામાં પાણી રેડવા માંડ્યા. જોરથી ધોધ વહેવડાવ્યો, હાંડો ઘડા સાથે અટકાવી જોયો અને છેવટે ખૂબ ઊંચેથી ઘડા ઉપર હાંડો પડતો મૂક્યો અને છતાં ઘડો એ ઘડો જ રહ્યો–ન ફુટયો કે ન ગારો થઈને ઓગળી ગયો. કાચા ઘડા ઉપર વજ્ર–પરિવર્તન મંત્રનો પ્રયોગ થયો હતો તેની શંખાધિરાજ શકુનીને ક્યાંથી ખબર હોય!

'કાં, મામા! મારું કહેવું સાચું ને?'

શકુની: 'ઘડામાં ભલેને આપણને છેતર્યા. પરંતુ બાકીનું બધું શી રીતે બનશે? એક જ બાણથી આટલાં બધાં પાંદડાં શી રીતે વીંધાશે–કે પછી બાણ વિયાશે? ને ધારો કે બાણ વિયાણું તો પણ એકના દશ થાય કે બાર થાય પરંતુ અગણિત તો ન જ થાય ને! ધારો કે એ પણ થયું તો એકેએક પાંદડું શી રીતે વીંધાશે? ધારો કે પાંદડાં વીંધાણાં પરંતુ એટલી વાર સુધી ઘડો અદ્ધર કોણ પકડી રાખશે, કે પછી એનો બાપ સ્વર્ગમાંથી નીચે આવીને એ કામ કરી આપશે? અને તો આ બધું તુત લાગે છે તુત.

દરમ્યાન અર્જુને ઘડા ઉપર વાયવાસ્ત્ર પ્રયોગ કરીને તેને ઉછાળ્યો. સૌ જોઈ રહ્યા અને ઘડો આકાશમાં ચડયો. ચક્રાસ્ત્રથી અર્જુને તેને વડ ઉપર ગરુરાવે નાખ્યો. બહુતની માફક ઘડો ફરવા લાગ્યો. દરમિયાન અગણિતાસ્ત્રથી એક બાણમાંથી બે, બેમાંથી ચાર અને ચારમાંથી આઠ એમ બાણ વધવામાં માંડયાં અને મધપુડામાંથી માખી ઊડીને ઝાડવે વળગે તેમ એકી સાથે આખો બાણસમૂહ વડમે પાંદડે પાંદડે વળગી ગયો અને વડનું પાંદડે પાંદડું તોડી નાખ્યું.

કૌરવોમાં સળવળાટ શરૂ થયો. સૌ પોતાનાં નાકકાન બચાવવાનો વિચાર કરવા માંડ્યા. મામાશ્રી ૫ અને તેમની

ચંડાળ ચોકડી અગીઆરા ગણી જવાનો લાગ શોધવા માંડ્યા.

આટલી વારમાં તો બાણુ વર્ષ્યાં હતાં તે જ ગતિથી ઓછાં થવા માંડ્યાં: આઠ ચાર, બે અને એક. છેલ્લું બાણુ ભાથામાં આવીને સ્થિર થયું અને ઘડો પણ ચિકાર ભરેલો અર્જુનના હાથમાં આવી ગયો વડલાને થડે પાણી રેડીને અર્જુન ગુરુને ચરણે પડ્યા ગુરુએ તેને બાથમાં લીધો અને અંતરના આશીર્વાદ આપ્યા. બેટા! અજેય યોદ્ધો થા અને પૂર્વજોની કીર્તિ વધાર

કૌરવોમાં થયેલી હિલચાલથી ભીમસેન સચેત થઈ ગયો તેને તો અર્જુનનું પરાક્રમ જોવા કરતાં ચંડાળ ચોકડીને બૂચી અને નકટી જોવામાં વધારે રસ હતો.

સૌ અર્જુનનો પ્રયોગ જોવામાં એકધ્યાન હતા તે દરમિયાન ભીમસેન ભાઈઓ કોણ જાણે ક્યારે અળગ અળગ ગયો અને કૌરવોનો જ છરો ઉપાડી કૌરવો તરફ દોટ દીધી ભીમને આવતો જોઈને કૌરવોમાં ભંગાણ પડ્યું. કોઈ કોઈ નાસવા લાગ્યા, પરંતુ ચંડાળ ચોકડીના ત્રણ સભ્યો ભીમની પકડમાં આવી ગયા અને ચોથો શકુની નજર ચુકાવી ભાગવા ગયો, તેને ભીમે પગની આંટી નાખી પાડી દીધો અને બાકીનાને બાથમાં નાખીને મામા ઉપર પછાડીને ચારેય ઉપર ઘોડો પલાણીને બેસી ગયો. નાકકાન કાપે તેટલી જ વાર.

ચારેય જણાને હવે તો ખાતરી થઈ ગઈ હતી કે ભીમસેન શરત પૂરી કરે જ છૂટકો કરશે; માટે બચાવ કરવાનો ઉપાય શોધવા લાગ્યા કાને બૂચા થઈશું તો સાફાથી કાનની ઊણપ ઢાંકી શકાશે પણ નકટાપણું કઈ રીતે છુપાવશું? માટે નાક સમાલો. કોઈએ નાક આડા હાથ દીધા તો કોઈ ઊંધાં મોઢાં કરીને પડ્યા રહ્યા, તો કોઈએ ભીમના હાથમાંથી છરો આંચકી લેવાની ગણતરી રાખી

દરમિયાન ભીષ્મપિતા અને વિદુરજી આવી પહોંચ્યા અને ભીમને માંડ માંડ સમજાવીને સમાધાન કરાવ્યું ત્યારે જ કૌરવોએ છુટકારાનો દમ ખેંચ્યો અને શરમના માર્યા ઊભી પૂછડીએ નાઠા

મેજીસ્ટ્રેટ—તમારા ધણીએ તમારા તરફ કોઈ દી ઉદ્ધત રીતે વર્તી તમારું અપમાન કરેલું?

સ્ત્રી—કેમ નહિ ગઈ કાલે જ તેણે મને મીસ નાદિરા કહેલી.

મેજીસ્ટ્રેટ—તે તેમાં શું થઈ ગયું?

સ્ત્રી—કેમ નહિ મેં એક પણ નાદિરાની ફીલ્મમાં કામ કર્યું નથી. એ મને એમ કહી જ કેમ શકે? આ તો મારું હડહડતું અપમાન ગણાય

મેજીસ્ટ્રેટ—આમાં તો તમારી મહેરબાની થાય છે. તેમાં અપમાન જેવું શું છે?

સ્ત્રી—તો પછી ઘેટાબકરાં કહીને ક્યાં અપમાન નથી થતું?

મેજીસ્ટ્રેટ—એમાં તો ઘેટાબકરાંનું અપમાન થાય એમ લાગે છે. 'રકાઉટ'

એ. એચ વ્હીલરના રેલ્વે બુક સ્ટોલ પર કહાની હંમેશા મળે છે

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક-ખોરાક

એ જ

જી

વ

ન

લીલાં આંબળાં સાથે બીજાં

પાચક અને લોહી વધારનાર

ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની

નબળાઈમાં સંગીન કામ આપનાર

સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ—૨

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું

મે ૧૯૪૯

વર્ષ ૫ : અંક ૫



काव्येषु रम्या कथा

# રાયવંશની રામાયણી

મણિલાલ અલગારી

૧૨૪૪ની સાલના એક બપોરે બંગાળના એક અજાણ્યા જમીનદારના ઘરમાંથી સૌથી નાના દીકરા ધર્મદાસ પોતાની પત્ની સાથે બહાર નીકળી ગયા- કહો કે કાઢી મૂક્યા. કૌરથ્થે જે પુત્ર પિતાના મત વિરુદ્ધ ચોથી વાર પરણે તેને ઘરમાં સ્થાન ન મળે એ સ્વાભાવિક છે.

પહેલાં લગન માબાપે જ કર્યાં હતાં અને તે વખતે ધર્મદાસની ઉંમર હતી અગિયાર વરસની. એટલે તેમની પસંદગી નાપસંદગીનો કંઈ પ્રશ્ન ઊભો થઈ શકે તેમ જ ન હતું. નવ વરસની વયે શ્વસુરગૃહે આવીને એકાદ વરસમાં જ નવવધૂએ અખંડ ચૂડલે વિદાય લીધી. બાળક ધર્મદાસને થોડો વખત સાથે રમનાર સખીનો અભાવ સાલ્યો ખરો પણ પછી એ પણ બીજાની જેમ ભૂલી ગયો.

ત્યાર પછી ઘણા દિવસ સુધી ધર્મદાસના વિવાહની વાત કોઈએ કાઢી નહીં કારણકે ઘરમાં તે સૌથી નાનો હતો એટલે પૌત્રનું મુખ જોવા ઝટ દઈને પરણાવી દેવાની જરૂર નહોતી. એ અભાવ એના કરતાં મોટા પુત્રોથી પૂરણ થતો હતો.

લાંબાં આઠ વરસ વિધુર જીવન જીવ્યા પછી ધર્મદાસ પરણવા માટે ઊંચોનીચો થવા લાગ્યો. પણ જમીનદારનો દીકરો હોવા છતાં ધર્મદાસ સૌથી નાનો ને સાતમો પુત્ર હતો. વળી જરાય રૂપાળો નહોતો એટલે એમના જ જેવા મોટા ઘરની સુંદર કન્યા મળી નહીં. મન બિલકુલ માનતું ન હોવા છતાં એનાં બીજી વારનાં લગ્ન થયાં એક ખાનદાન ઘરની સાધારણ રૂપાળી છોકરી સાથે. માબાપનું મન ભલે ન માન્યું પણ ધર્મદાસને તો એમાનું કંઈ ન હતું. એ તો વહુ મળવાથી ખુશખુશાલ હતો.

વિવાહ વખતે કન્યાની ઉંમર હતી બાર વરસની. ચાર વરસ ઘર ચલાવી તે પણ પહેલી પત્નીની પાછળ ચાલી નીકળી. ધર્મદાસ પહેલાં તો પોક મૂકીને થોડું રડ્યો, પણ ઘરનાં બીજાં કોઈનીય આંખમાં આંસુ ન જોયાં ત્યારે શરમાઈને તે પણ છાનો રહી ગયો—જ્યારે શ્રાદ્ધ પતી ગયું ત્યારે એક પ્રૌઢ નોકરને સાથે લઈ, કોઈને કંઈ કહ્યાકારવ્યા વગર ઘેરથી નીકળી પડ્યો. ઘણા વખત સુધી એ ક્યાં ગયો છે એનો કંઈ પત્તો લાગ્યો નહીં.

મા રડ્યાં, ભાઈઓ અને ભાભીઓએ મોં મચકોડ્યું અને બાપાએ કહ્યું: 'મરવા દો કમનસીબને'—અર્થાત્ સાતમા ને સૌથી નાના છોકરા માટે જેટલી ચિંતા થવી જોઈએ તે ય કોઈએ ન દેખાડી.

પણ ધર્મદાસ ત્રણ મહિને પાછો આવ્યો. સાથે એક નોકર અને બીજું પણ કોઈ હતું. એ જ એની ત્રીજી વારની સ્ત્રી.

મા પાછાં રહ્યાં. ધર્મદાસને ઘણે દિવસે જોઈને નહીં પણ એ જો પાછો આવ્યો તો આ શું કરીને આવ્યો ? રાયવંશના નામ ઉપર આમ બટ્ટો લગાડાય ? કોને ખબર છે કે એ હલકા ઘરની નહીં હોય ! ભાગેડુ નહીં હોય એની પણ શી ખાતરી ' મા પાછાં રહ્યાં'તાં તો આવા કારણે પણ બીજુ કોઈ કળી શક્યું નહોતું.

બાપા બોલ્યા, 'હરામજાદાને મારો ને કાઢી મૂકો '

બાપાની આજ્ઞાનું વગર વિલંબે પાલન કરવા છયે ભાઈઓ તૈયાર થઈ ગયા પણ સાથે લાજ તાણેલી ઓને ઊભેલી જોઈ મૂંઝાયા. પોતપોતાની વહુને ગડદાપાટુથી ઠમઠોરવાના સૌને મહાવરો હોવા છતાં નાનાભાઈની વહુ ને વળી નવવધૂને મરાય કે નહીં એ વિષે સૌને સંદેહ થયો. વળી નવવધૂની સામે જ તેના સ્વામી ઉપર પ્રહારોની ઝડી કેવી રીતે વર્ષાવાય ! એટલે ધર્મદાસ બચી ગયા ને સ્ત્રી સાથે ઘરમાં સ્થાન મળ્યુ જો કે ખાસ કરીને તો તેની માનાં આંસુના જોરે.

નવવધૂ રૂપાળી છે મોટી છયે વહુ કંઈ રૂપી નથી પણ શશીમુખીની તોલે કેઈ ન આવે. તો પણ આવી સુંદર વહુ આવવા છતાં લગભગ અવશ્યભાવી ઈર્ષા ઊભી ન થઈ તે કેવળ શશીમુખીના ગુણિયલ સ્વભાવને કારણે જ. એટલું જ નહીં પણ વિરોધી સાસુના મનનો પણ તરત પલટો થઈ ગયો.

પણ વહુને છોકરા ન થયાં ચૌદ વરસની ઉંમરે પરણી ને ઓગણીશ વરસની થઈ તોય નિઃસંતાન છે એ સાસુસસરાને અસ્વસ્થ કરે તેવી બાબત હતી. પણ પોતાના ગુણોથી શશીમુખીએ આ બાબતમાંય સર્વનાં હૃદય જીતી લીધાં હતાં. એટલે જ આટલી મોટી ખોટ સૌએ જોયા છતાં ન જોઈ. ફળ વિનાની લતાની માફક પુષ્પસભારથી તે લોકોનું ચિત્ત મુગ્ધ કરવા લાગી ફળનો અભાવ કોઈને મનમાંય ન આવ્યો.

— — —પણ એક દી એમએક તળાવમાં નાહવા જતાં શશીમુખી ડૂબી ગઈ–ફરી કદી બહાર ન નીકળી.

પહેલી વારની અને બીજી વારની સ્ત્રીના મરણ વખતે જે નહોતું બન્યું તે આ વખતે બન્યું રાયના કુટુંબમાં શોકનું પૂર ઊમટ્યું નાની વહુના ફૂલેલા ને ફેફરી ગયેલા મૃતદેહની આસપાસ વીંઝળાઈને છયે મોટી વહુઓ રડી મા બેહોશ થઈ ગયાં. સાસરાય બાળકની જેમ પોક મૂકી રડી પડ્યા. છ જોડ આંસુ નીંગળતી આંખે નાની વહુની નનામી સ્મશાને લઈ ચાલ્યા માત્ર સૌથી જેણે વધારે રડવુ જોઈતું હતુ તે જ શૂન્યદૃષ્ટિથી આકાશ ભણી મૂંગો થઈ જોઈ રહ્યો કોઈએ એની આંખમાં આંસુનું એક ટીપું પણ જોયુ નહીં.

એ દિવસ પછી પોતાના પુરાણા નોકરને સાથે લઈ ધર્મદાસ નીકળી પડ્યો–બરોબર આગલી વારની જેમ જ.

આ વખતેય મા રડી પણ છોકરા માટે નહીં–ગુજરી ગયેલી વહુના શોકથી અને સાથે સાથે ભાવિની આફતથી જેમ ભયનું વાતાવરણ પથરાઈ જાય તેમ ઘરમાં કોઈ અમંગળ આશંકાની છાયા ફરી વળી. એ અકારણ નહોતી. એક મહિના પછી જ્યારે ધર્મદાસ ચોથી વારની અને છેલ્લી વહુને લઈને ઘરે પાછે. આવ્યો ત્યારે એ ખબર પડી

નદીના ઘાટ પર ઊતર્યો કે તુરત જ તેના ખબર ઘરે પહોંચી ગયા. અને જમીનદારના આંગણામાં તમાસો જોવા ગામલોકોની ભીડ જામી બારણામાં પિતા પોતે હાથમાં ચાબખો લઈને ઊભા હતા

સ્વાગત કઈ ગંભીર રીતે થયું હશે! શશીમુખીનો શોક સાસરા હજી ભૂલ્યા નથી

મા રડ્યાં કે નહીં એની કંઈ ખબર ન પડી સાસરાએ લાલ ચોળી પહેરેલી ને બહાર ઊભેલી સ્ત્રીને સંબોધીને કહ્યું, 'મા,- તારો કશો વાંક નથી હું તારે ખુશીની ખબર આવું

પણ આ ઠગમજાદાને ઉંબરામાં પગ નહીં મૂકવા દઉં.'

વહુએ ઘૂમટો તાણેલ માથું હલાવી અસંમતિ દર્શાવી. વહુ સોળ વરસની યુવતી છે ને તેણે દુનિયાની સુખદુઃખની શાળામાં થોડીક બુદ્ધિ પ્રાપ્ત કરી છે.

નૌકા હજી ઘાટે જ બાંધેલી હતી અગમબુદ્ધિ ધર્મદાસે આ વ્યવસ્થા પહેલેથી જ કરી રાખી હતી. મધ્યાનના ધોમતડકામાં સામી ભરતીએ ધર્મદાસે તેની ચોથી પત્નીને લઈને હોડી હંકારી મૂકી. કોઈએ તેની પાછળ નજર પણ ન નાખી.

નદીના વહેણ જેવી નૌકા વળી કે તેનાં ત્રીસ વરસનાં સંસ્મરણોથી ભરપૂર ને શીતળ છાયાવાળું વતન સદાને માટે અદૃશ્ય થઈ ગયું

નૌકામાં જ થોડાક દિવસો વીતી ગયા. ત્યાર પછી નવવધૂનો હાથ પકડીને ગજવામાં મરવાઆંટ્યા રૂપિયા સાથે ધર્મદાસે કલકત્તામાં પગ મૂક્યો.

ત્યારે કંપનીનો યુગ હતો. જીવનનાં ઘણાં વર્ષો લગ્નમાં ગુમાવ્યા છતાં વચ્ચે વચ્ચે જ્યારે ફુરસદ મળી જતી ત્યારે ત્યારે ધર્મદાસે થોડું ભણી લીધું હતું. અત્યારે એ કામ લાગ્યું. નવ રૂપિયાના પગારે ધર્મદાસે એક નોકરી શોધી કાઢી.

સ્ત્રીના ભાગ્યને જોરે ધન મળે છે એ વાત જો સાચી હોય તો ધર્મદાસની ચોથી પત્નીનું ભાગ્ય સારું જ ગણાવું જોઈએ; કારણ કે કલકત્તામાં આવ્યા પહેલાંની સ્થિતિનો ધર્મદાસને ખ્યાલ હતો. અહીં ધર્મદાસની સ્થિતિ ઘણી સુધરી ગઈ હતી.

ત્યાર પછી સને ૧૮૫૭નો સિપાઈ-વિદ્રોહ શરૂ થયો. ધર્મદાસે એકનિષ્ઠાથી કંપનીની સેવા કરી એટલે કે ત્રણગણા ભાવે સૈન્યની ખાધાખોરાકીની ચીજો પૂરી પાડી. બળવો જ્યારે શમી ગયો અને મહારાણીએ જ્યારે રાજ્ય કારભાર હાથમાં લીધો ત્યારે હિસાબ કરી જોયો તો નફો એક લાખ રૂપિયાનો થયો.

પિતાના રાજ્યમાંથી કાઢી મૂકવામાં આવેલા વિજયસિંહે જેમ લંકાદ્વિપમાં નવું રાજ્ય સ્થાપ્યું તેમ ધર્મદાસે પણ અજાણ્યા માભૂમી ગામમાં કલમીસનાનો ત્યાગ કરી ચિત્પુરમાં નવસેરથી ગણવંશની પ્રતિષ્ઠા કરી.

ધર્મદાસની પહેલી ત્રણ વારની સ્ત્રી સંતાન દેવામાં નીષ્ફળ નિવડી હતી તેમાંય નિરદા સફળ નીવડી.

અલબત્ત છોકરો બહુ રૂપાળો નથી. કારણ માબાપમાંથી કોઈ રૂપાળું નથી પણ છોકરાની ઉમર જેમ જેમ વધતી ગઈ તેમ તેમ માલમ પડ્યું કે ગુણથી રૂપની ખામી પૂરણ થઈ છે અને વેપારી બુદ્ધિમાં તો બાપની ઉપર બે વેંત ચડે એવો છે

આ દરમિયાન ધર્મદાસે કાળિદાસના વિવાહ કરી નાખ્યા હતા. કન્યાનું રૂપ દેખીને નહીં, છોકરીના બાપની પાસે પૈસા જોઈને. વળી તેના માબાપને એ એક દીકરી સિવાય બીજું કંઈ સંતાન ન હતું એટલે સાસરાના રૂપિયાની રોકડ રકમ કાળિદાસના ચોપડે જમે થઈ.

આમ ક્રમશઃ ધન કમાઈ કરી ધર્મદાસે જ્યારે થોડી નિવૃત્તિ લેવાની કોશિશ કરી ત્યારે તેમની ઉમર સિત્તેર વરસની હતી. ત્યારે કાળિદાસની ઉમર ચાલીશે પહોંચી હતી. નિવૃત્તિની જરૂર ત્યારે પણ ઊભી ન થઇ હોત જો થોડા દિવસના તાવમાં નિરદા ગુજરી ન ગઈ હોત. દીકરાની ઉપર વેપારનો બધો ભાર મૂકી ધર્મદાસે ધર્મધ્યાનમાં મન પરોવ્યું.

પણ જેમણે અપરિમિત પ્રવૃત્તિમાં જ જીવન વિતાવ્યું એ તેમનાથી જીવનસંધ્યાએ-પૂર્ણ આરામ સહન નથી થઈ શકતો. નિવૃત્તિનું આળસુ જીવન ધર્મદાસથી ન સહાયું. દોઢેક વરસમાં ધર્મદાસ ગંભીર મંદગીમાં પટકાયા.

વૈદરાજ કહે, 'નાહમી ચિંતા કરો મા, રાય મહાશય. આપના શરીરને હજી કોઈ એવો રોગ નથી સ્પર્શ્યો. મહિનામાં જ સારુ થઈ જશો આ પાચન અને આ.......................'

ધર્મદાસ, વચ્ચે જ બોલી ઊઠ્યા: 'પાચનની

હવે જરૂર નથી. કાળિદાસને મારી પાસે મોકલો.' આખા જન્મારામાં ધર્મદાસ એક દિવસ પણ માંદા પડ્યા નથી એટલે બોતેર વરસની ઉમરની આ માંદગી પહેલી જ અને છેલ્લામાં છેલ્લી છે એ વિષે એમને લગારે શંકા નહોતી.

કાળિદાસ આવ્યો અને પૌત્ર શિવદાસ પણ આવ્યો. શિવદાસને વીશ વરસ થયાં છે ને એકેક વરસથી ભણવાનું છોડી દઈ કમાણી-વાળી વિદ્યામાં એ પણ લાગી ગયો છે.

ધર્મદાસે કહ્યું, 'શિવુ આ માલમિલકત કેમ કરીને ઊભી કરી છે તે જાણે છે?'

શિવદાસ જાણતો હતો.

'તારા બાપાને તો તૈયાર માલ મિલકત અને વેપાર મળ્યાં હતાં અને તું તેના કરતાંય વધારે જામેલા વેપાર ઉપર બેઠો છે, એને જાળવી રાખજે. રાયવંશની આબરૂ વધે પણ ઘટે નહીં હો!'

રાયવંશની આબરૂને કોની આંચ પણ નહીં આવે કારણકે યૌવનમાં જ તે દુસ્તર સાગ-રમાં કાણી નૌકા વહેતી મૂકી કિનારે લાગેલો હતો 'જરૂરિયાતના માર્યા તેના મગજમાં એકજ વસ્તુનો વિચાર ઘોળાયો કરતો અને તે પૈસો. જરૂરિયાત કરતાં પણ જ્યારે વધારે કમાણી થઈ, જ્યારે જરૂરત ન રહી ત્યારે પણ પૈસાના નશામાંથી તે છૂટ્યો નહોતો—પૃથ્વી સૂર્યની આસપાસ ઘૂમતી નથી પણ રૂપિયા, કોથળા અને નોટનાં બંડલ તેમજ કંપનીના કાગળો-ની આસપાસ ઘૂમે છે એ સત્ય ધર્મદાસે યૌવનમાં જ જાણ્યું હતું.

પૈસાની પ્રબળ વિચારદશામાં કાળિદાસનો જન્મ થયો હતો. શિવદાસ એમનો જ પુત્ર છે. એટલે ધનની દૃષ્ટિએ રાયવંશની આબરૂની રક્ષા સંબંધે કંઈ ચિંતા કરવાનું કારણ ન હતું.

છેલ્લે દિવસે પુત્ર, પૌત્ર, બે કન્યા અને થોડાંક-દૌહિત્ર-દૌહિત્રીથી વીંટળાઈને મરતી વખતે ધર્મદાસ બોલ્યા, 'કોઈ રડશો મા. હું તેની પાસે જાઉં છું.'

તેની પાસે એટલે કે નિરદાની પાસે. પણ તેની આગળની સર્વમંગળા, વિરાજમોહિની, અને શશીમુખી સંબંધી તેમનો કંઈ અભિપ્રાય જાણવા મળ્યો નહીં.

વૈદરાજે તરતના તાજા જેટલું રસાયન આપવા છેલ્લો પ્રયત્ન કર્યો પણ ધર્મદાસ મોં ફેરવી બોલી ઉઠ્યાઃ 'ચૂલામાં જાય તમારું રસાયન.' ત્યાર પછી તેમના હોઠ ફફડ્યા–કંઈ કહેવા માગતા હોય એમ. પણ કંઈ સમજાયું નહીં. ફક્ત બંને નિમીલિત આંખોમાંથી અશ્રુ-ધાર વહેવા લાગી. રોતાં રોતાં મોટી દીકરીએ બાપાના મોં આગળ મોં લઈજઈને પૂછ્યું. 'બાપા! તમારે કંઈ કહેવું છે?'

તેઓ માંડ માંડ ધીમેથી બોલ્યા; 'આજ કદમીલતા માટે મારું મન વ્યાકુલ થઈ ગયું છે.'

પણ હવે સમય નથી. કદમીલતા પાછા જવાની વેળા ઘણાં વરસો પહેલાં વીતી ગઈ છે. પોતાનું જન્મસ્થાન, શૈશવ-કિશોરનું ક્રીડા-ક્ષેત્ર અને ઝાડના ઝુંડથી વીંટાયેલા કદમીલતા માટે મન આજ ગમે તેટલું ઊંચું થાય તો ય શું! સુડતાળીશ વરસ પહેલાં જે ગામડું છોડ્યું છે તે આજ ઘણું દૂર પડી ગયું છે. પાછા જવાનો હવે સમય રહ્યો ન હતો.

તે જૂના રાયવંશનું પણ શું થયું છે એ કોઈને ખબર નથી અને એક લક્ષ્મીની જેવી રૂપાળી કિશોરી-વૃદ્ધાવસ્થામાં પણ વારે વારે જેની સ્મૃતિ ડોકિયાં કરે છે—એનું નામ શું! ધર્મદાસ યાદ ન કરી શક્યા.

એકાએક મધ્યરાત્રિએ ચિત્તભ્રમમાં ધર્મદાસે અસ્પષ્ટ કંઠે કોઈને બૂમ પાડી, 'શશીમુખી!' દીકરા-દીકરીઓ કંઈ સમજ્યાં નહીં.

થોડી વારે ધર્મદાસે દેહ છોડ્યો.

એવી રીતે વર્ષો ઉપર વર્ષો પસાર થયાં. કેટકેટલા ઊથલપાથલ, કેટલા દુકાળ અને રાષ્ટ્ર-વિપ્લવો થઈ ગયા! ધર્મદાસ ગયા, કાળિદાસ ગયા અને શિવદાસ પણ ગયા. ત્રણ પેઢીથી એક જ વસ્તુના ધ્યાનમાં ત્રણ પેઢીનું જીવન

વીત્યું. બહારની દુનિયામાં—જ્યાં સૂરજ ઊગે છે, વસંતમાં પુષ્પ–સંભારથી વન શોભરાઈ જાય છે, જે પૃથ્વીમાં મનુષ્ય અરસપરસ ચાહે છે, એકબીજાનાં દુઃખોથી દુઃખી થાય છે અને દુઃખમાંથી જ સુખ શોધી કાઢે છે એ જન્મ-મૃત્યુ અને આનંદ–વેદનાના આવર્તનવાળી પૃથ્વીનાં ખબર કોઈએ રાખ્યા નહીં. કેટલીય વસંતો અને શરદો પૃથ્વી ઉપર થઈને ચાલી ગઈ. અંધારી રાતે આકાશમાં કેટકેટલા તારક-દીપો ઝગમગ્યા પણ તેમની નજરે એ કંઈ ન પડ્યું.

શિવદાસ, પિતા અને પિતામહની જેમ લાંબું ન જીવ્યા એટલે તેમનો પુત્ર દેવીચરણ સર્વ વહીવટનો કર્તાહર્તા થઈ પડ્યો. ત્યારે તેની ઉંમર ફક્ત ત્રીસ વરસની હતી.

દેવીચરણ ભણ્યોગણ્યો હતો. વેપારમાં જેટલું કામ લાગે તેટલું નહીં. એવા ભણતરમાં તો તેના બાપ, દાદા, વડદાદા ખાસ કાબેલ હતા. પણ દેવીચરણ જે યુગમાં જન્મ્યો હતો તે યુગમાં અંગ્રેજી ભણ્યા વિના ચાલે નહીં. એટલે દેવીચરણ હાઈસ્કૂલ ને કોલેજમાં જમાનાને ઉપયોગી કેળવણી લીધા પછી જ વેપારમાં જોડાયો હતો.

પણ પેઢીનો ભાવિ ઉત્તરાધિકારી ન હોવાથી આફત ઊભી થઈ. દેવીચરણની પહેલી વારની સ્ત્રી જ્યારે નિઃસંતાન ગુજરી ગઈ ત્યારે દેવીચરણની ઉંમર પિસ્તાળીસની હતી. સામાન્ય સ્થિતિમાં તે ઉંમરે બીજી વાર ન પરણે તોપણ ચાલે પણ દેવીચરણની સ્થિતિ સામાન્ય નહોતી. તેમનો વહીવટ, બેંકમાં જમાવેલું અઢળક ધન—એ બધાની તો સદ્ગતિ થવી જોઈએ ને! દેવીચરણ પરણ્યા–ગરીબ ઘરની રૂપાળી સ્ત્રી જોઈને. અને બે વરસ પછી પેઢીના પંચમ વારસદાર અસિતરંજનનો જન્મ થયો અને રાયવંશમાં એક નવો વારસ પણ આવ્યો સાંપડી અને તે રૂપ. પણ દીકરાને જન્મ આપવામાં જ તેની માનું જીવન ખતમ થઈ ગયું. કલકત્તાના નામાંકિત ડૉક્ટરોની સંમિલિત હોશિયારીથી પણ કંઈ ન વળ્યું. દેવીચરણે દીકરાને હૃદયસરસો ચાંપી શોક ભૂલવાનો પ્રયત્ન કર્યો–કદાચ ભૂલ્યા પણ ખરા.

સાંત્વનાનું કારણ હતું રાયવંશના અમિત ને અતુલ વૈભવનો ઉપભોગ કરનાર ઉત્તરાધિકારી આવ્યો છે!–જે ઉત્તરાધિકારી માટે દેવીચરણને અત્યંત અનિચ્છા હોવા છતાં પ્રૌઢ વયે બીજી વાર લગ્ન કરવા પડ્યાં હતાં.

અસિતની પચીસ વરસની ઉંમરે દેવીચરણ પુત્રવધૂ લાવ્યા. રૂપાળા દીકરા માટે તેમને અસાધારણ રૂપાળી કન્યા જોઈતી હતી પણ એવું રૂપ પૈસાદારને ત્યાં મળ્યું નહીં. એક ગરીબ કારકુનને ઘરે મળ્યું. અસિતને માટે ભારે ધનવાન કે માલદાર સાસરાની જરૂર નથી. લક્ષ્મી તો તેમની પાસે ઘણી છે.

સુમિત્રાનું રૂપ તો જાણે અમિજાળાં! પણ તેમાં દાહ નથી પરંતુ બંગાળદેશમાં જ જે જોવા મળે તેવી સ્નિગ્ધ પ્રભા છે.

દેવીચરણે વૃદ્ધવયે અફીણનું બંધાણ કર્યું હતું. પેઢીનો વહીવટ દીકરાના હાથમાં દેવાને લીધે જે ફુરસદ મળતી હતી તે બીજી કઈ રીતે વાતે? અફીણના નિશાથી માણસનું શરીર ગોસાં ખાય છે પણ મન સક્રિય બની જાય છે. દેવીચરણ યૌવનકાળનું સ્વપ્ન જોતા હતા. એનો વિષય હતો તેની પહેલી વારની પત્ની મહામાયા અને રૂપિયા.

પણ એકાએક તેમની વિધવા બેન આવી છાના છાના એક એવા ખબર આપી ગઈ કે એ ક્ષણમાં તેમના મનની ઉંમર વીસ વરસ ઘટી ગઈ. આવું તો પાવલીભાર અફીણ પણ નથી કરી શકતું રાયવંશના નૂતનતમ વારસદાર આવી રહ્યા છે–છઠ્ઠી પેઢીના માલિક. પછી આનંદની શી મણા રહે!

પણ ને ઉત્તરાધિકારીને બદલે ઉત્તરાધિકારિણી પણ હોઈ શકે તેવી કલ્પના પણ તેમના મગજમાં ન આવી. પૌત્રનું નામ શું પાડવું એના વિચાર કરતાં કરતાં તેમણે સાદ પાડ્યો, 'વહુમા!'

સુમિત્રા આવી. બોલાવવાનું કારણ સમજતાં એનું મુખ રક્તાભ થઈ ગયું. તેણે કહ્યું, 'તમે બોલાવી બાપા!'

હૂક્કાની નેળ મૂકી, આંખો ઊંચી કરી દેવીચરણ બોલ્યા, 'હા મેં બોલાવી હતી. હવે કંઈ કામ નથી–પણ હવે તમે બહુ કામની ધમાલમાં ન કરતાં.'

શરમની મારી વહુ એકદમ ત્યાંથી ચાલી ગઈ.

પોતાના પૌત્રનું નામ પાડવામાં કોઈની મદદની જરૂર નથી. દેવીચરણ અભરાઈમાંથી શબ્દકોશ લઈ વાંચવા લાગ્યા.

રાયવંશની છઠ્ઠી પેઢીના આગામી વારસદારનું નામ એમ ઝટ દઈને ન પડાય. તેના આગમનની સંભાવનાથી તે ઠેઠ જન્મક્ષણ સુધી વિચાર કરી જોવો જોઈએ. પણ અસિતે ગરબડ મચાવી. ચારેક માસ પછી એક દિવસે ઓફિસેથી પાછા ફરીને કહ્યું, 'બાપા, મારે થોડા દિવસ વિલાયત જવું પડશે.'

દેવીચરણને ઝોકાં આવતાં હતાં. ચોંકીને બોલ્યા, 'વિલાયત!'

'હા, વધારે નહીં તો ફક્ત છ એક માસ.'

દેવીચરણનો પાવલીભાર અફીણનો નશો પણ એક ક્ષણમાં ઊતરી ગયો. આરામખુરશીમાં આડા પડ્યા હતા તે બેઠા થઈને બબડ્યા, 'એટલે!'

વિલાયતની કેટલીક કંપનીઓ સાથે વેપારને હિસાબે તેમને સંબંધ હતો એટલે જાતે જઈ તેમને મળીને કંઈ યોગ્ય વાટાઘાટ થાય તો નફો થવાની જે આશા હતી તેની સાથે સરખાવતાં ભારતમાં અસિતની થોડા વખતની ગેરહાજરી કંઈ વિસાતમાં ન ગણાય.

દેવીચરણ ધર્મદાસના પ્રપૌત્ર હતા. વસ્તુસ્થિતિ સમજતાં તેમને વાર ન લાગી.

તેઓ બોલ્યા, 'પણ વહુમાનું શું?'

પરદેશગમનની વિરુદ્ધમાં આના કરતાં મોટી દલીલ બીજી ન હોઈ શકે. અસિતરંજન પંદર દિવસ સુધી સંશયથી ડામાડોળ રહ્યા. ત્યાર પછી રાયવંશના યોગ્ય પ્રતિનિધિને શોભે તેમ જવાનું જ નક્કી કર્યું, વધારે નહીં, ફક્ત છ માસ–તેથી પણ કદાચ વહેલું થાય.

વહુએ વાંધો ન ઉઠાવ્યો. અલબત્ત મોઢેથી વાંધો ન ઉઠાવ્યા છતાં તેના મૂંગા વિરોધનું પરિણામ સમજતાં અસિતને વાર ન લાગી. તેથી જ હાવરા સ્ટેશને વિદાયકાળે જ્યારે તેણે સુમિત્રાને કહ્યું, 'ચિંતા ન કરીશ સુમી. મન કઠણ રાખીને આટલા દિવસો વિતાવી દેજે–હો કે...' ત્યારે આંસુ છુપાવવાનો વહુએ કંઈ પણ પ્રયત્ન ન કર્યો. આટલા બધા માણસો વચમાં પણ તે રડી પડી.

પ્લેટફોર્મ છોડીને ગાડી ધીરે ધીરે દૃષ્ટિમર્યાદા બહાર જતી રહી. દેવીચરણ લાંબો નિસાસો નાખી બોલ્યો, 'હે દુર્ગા...'

બીજે દિવસે વહુનું મોઢું જોઈને દેવીચરણ ચિંતાતુર થઈ ગયા. તેઓ બોલ્યા, 'તબિયત ખરાબ નથી ને, વહુમા!'

વહુએ માથું હલાવી ના પાડી.

સાસરા ચિંતાપૂર્વક બોલ્યા, 'હં......' થોડી વાર વિચાર કરી વળી બોલ્યા, 'થોડા દિવસ તમારે પિયર જઈ આવો.'

એમાંય વહુએ નારાજી દેખાડી. રાયવંશની વહુ પ્રસવવારે કારકુન-પિતાને ઘેરે જાય તો તેમાં આબરૂ શી! ફઈબાએ જ આ જ્ઞાન પહેલેથી આપી રાખ્યું હતું. ઉપલક દૃષ્ટિએ જોતાં એમ લાગે કે ફઈબા દેવપૂજા અને જપમાળા સિવાય બીજું કશું જાણતાં નહીં હોય પણ એ ધારણા ખોટી છે. સુમિત્રા ગરીબ ઘરની દીકરી હોવા છતાં આ ઘરમાં વહુરૂપે આવી શકી તે કેવળ તેના પૂર્વજન્મના અપાર પુણ્યબળે જ, એ પણ તેમણે વાત વાતમાં સમજાવી દીધું હતું. પણ એ વાતથી આમળ નહોતું વધ્યું કારણ કે તે ભાઈ અને ભત્રીજાઓથી બીની હતી. પણ આટલું સુમિત્રાને સમજાવી દેવા પૂરતું હતું. સુમિત્રા ય ઓછાબોલી હતી.

મહિના પહેલાં વહુ એકવાર પિયર જઈ આવી છે–થોડા દિવસ માટે. વળી પાછી એટલી વારમાં બીજી વાર જવાની વાત કરી જ ન શકાય. એટલે નછૂટકે કલકત્તાની બહાર કોઈ આરોગ્યપ્રદ હવા આવાના સ્થળે જવાનું નક્કી થયું. સાસરાએ પોતાની તબિયત ઠીક નથી રહેતી એવું બાનું કાઢ્યું એટલે સુમિત્રાએ વાંધો ન ઉઠાવ્યો.

પણ કાલિંપોંગ જવાનું તો ઠીક પણ ઘરની બહાર નીકળવાનું પણ ન બની શક્યું.

સામાન ગાડીમાં ગોઠવાઈ ગયો છે ને દેવીચરણ વહુની મદદથી ઊતરવા ગયા ઊતરવા માટે ખરેખર મદદની જરૂર હતી એવું કંઈ નહોતું. સિત્તેર વરસ થયા હોવા છતાં દેવીચરણ એટલા અશક્ત થયા નથી પણ વૃદ્ધાવસ્થાની થોડીક આરામપ્રિયતા તેમનામાં આવી ગઈ હતી. જે કર્યા વિના ન જ ચાલે તેટલું જ તેઓ કરતા. તેથી વિશેષ કંઈ કરવા તેઓ તૈયાર નહોતા.

પગથિયા ઉપરની કાર્પેટ ઉપર દેવીચરણનો પગ લપસ્યો ને નીચે પડી જાત પણ વહુએ પકડી રાખવાથી પગથિયા ઉપર બેસી પડ્યા પણ સુમિત્રા પોતાનું શરીર કાબૂમાં ન રાખી શકી ને પંદરથી સોળ પગથિયેથી ગબડીને નીચે જઈ પડી.

નોકરચાકર દોડી આવ્યા કુટુંબના આવ્યા. સુમિત્રાનું નિશ્ચેતન શરીર લઈ ડ્રૉઈંગ રૂમના સોફા ઉપર સુવરાવવામાં આવ્યું. સોફરે મોટર ગાડી દાક્તરના ઘર બાજુ દોડાવી મૂકી.

જ્યારે દાક્તર આવ્યા ત્યારે દેવીચરણ લગભગ ગાંડા થઈ ગયા હતા. અને તેમને બચાવવા જતાં જ આવી દુર્ઘટના બની તેથી તેઓ વધારે વ્યગ્ર થઈ ગયા હતા. હજી સુધી તેઓ બનાવની ગંભીરતા સમજી શક્યા નહોતા.

દાક્તરે સુમિત્રાને તપાસી ભારે મુખે કહ્યું, 'અત્યારે જ હૉસ્પીટલમાં લઈ જવાં પડશે'.

દેવીચરણ ઘડીક ટગર ટગર જોઈ રહ્યા. હૉસ્પિટાલ? હૉસ્પિટાલમાં લઈ જવાની શી જરૂર છે!

પણ તેમનો વિરોધ ન ચાલ્યો. બેહોશ સુમિત્રાને લઈને ગાડી હૉસ્પીટલ ગઈ. દેવીચરણ ડ્રૉઈંગ રૂમના એક ખૂણે નિર્જીવ રીતે બેસી રહ્યા. એક શબ્દેય બોલ્યા નહીં. સાથે જવાની વાત પણ ન કાઢી.

રાતે બાર વાગે દાક્તર પાછા આવ્યા. દેવીચરણ હજી પણ તેમના તેમજ બેઠા હતા. દાક્તરે જરા થોથવાતાં થોથવાતાં કહ્યું, 'મિ. રાય!

રાય કંઈ બોલ્યા નહીં.

બીજી વાર જ્યારે સંબોધ્યા ત્યારે દેવીચરણે માથું ઊંચકી ડૉક્ટર સામે જોયું. આટલી વારે તેઓ ગમે તેવા માઠા સમાચાર સાંભળી શકે તેટલા સ્વસ્થ થઈ ગયા હતા. તેમણે પૂછ્યું: 'વહુમા હજી જીવે છે ને?'

દાક્તર બોલ્યા: 'એવી કશી ચિંતા તમે ન કરશો. વહુની તબિયત ઠીક છે પણ આપ કાલ એકવાર મળી આવજો. પણ...'

દાક્તરને થોથવાતા જોઈ દેવીચરણ બોલ્યા, 'શું? કહો તમે તારે–હું બધું સાંભળી શકીશ. વહુમાના પેટનું સંતાન......'

'બચ્યું નથી.' બાકી રહેલું વાક્ય દાક્તરે પૂરું કર્યું.

દેવીચરણ રાત્રિના અંધકારમાં એકદૃષ્ટિથી તાકી રહ્યા

જે ભાવિ ઉત્તરાધિકારી માટે આટલો ઉત્સાહ, આટલો આનંદ, જેના નામ માટે ૭ માસ વિચાર કર્યો છતાં યોગ્ય નામ જડતું નહોતું તેના નામની જ કંઈ જરૂર ન હતી. આમાં કોનો દોષ!

દેવીચરણે નક્કી કર્યું કે બીજા કોઈનો નહીં પણ તેનો જ દોષ હતો.

અલબત્ત–ખરેખર રીતે આ દુર્ઘટના કંઈ એવી મોટી નથી. એવું તો હમેશા જ–બને છે. પણ બધાં બાળકો જન્મ્યા પહેલાં જ વિદાય લે છે તેઓ કંઈ રાયવંશના ઉત્તરાધિકારી થોડા જ છે!

રાયવંશનો વારસદાર! દેવીચરણે કેટલીક વાર એ મનોમન બોલ્યા કર્યું ત્યાર પછી હાથ

વડે મોં ઢાંકી રડવા લાગ્યા. શા માટે ?—અણુજન્મ્યા શિશુના શોકથી ! રાયવંશના વારસદારના શોકથી ! કે તેમના જ વાંકે આવી મોટી દુર્ઘટના બની તેની શરમથી ! દેવીચરણને કાંઇ સમજાતું નથી.

હોસ્પિટલમાંથી આવતાં સુમિત્રાને પંદર દિન લાગ્યા. તેને જોતાં જ તેઓ ધ્રૂજી ઊઠ્યા. ઘરની પરિચિત આબોહવામાં—વહુનું માંદલું મોઢું અને ફીકું શરીર—જોઈ એમની આંખમાં પાણી આવ્યાં. દેવીચરણ વહુને છાતી સરસી ચાંપીને રડ્યા. ખુદ વહુ માટે જ—વારસદારના શોકને લીધે નહીં.

દુર્ઘટનાની વિગત અસિતને લખી જણાવવામાં આવી હતી. તેથી તેને આંચકો જરૂર લાગ્યો હતો પણ જરા જેટલો શોક કરવાનું કંઈ કારણ એને હાથ લાગ્યું નહીં. તેણે લખ્યું, ' મારા પહેલા સંતાનના શોકથી આટલા બધા ગાભરા બન્યે નહિ ચાલે. તારા શોકમાં સાંત્વના આપવાની વ્યર્થ કોશિશ હું નહિ કરું. ફક્ત એક વાત કહીશ—Courage ! જીવનના માર્ગમાં સેંકડો સંકટો છે—આ તેમાનું જ એક છે. આ વિપત્તિને તુચ્છ ગણીને જ આપણે ચાલવું પડશે.' પણ સુમિત્રાને સાંત્વન મળ્યું હોય એમ ન લાગ્યુ

ચાર માસ પછી અસિત આવી પહોંચ્યો. દેવીચરણની તબિયત ઠીક નહોતી એટલે સ્ટેશને ન ગયા. વહુથી પણ હજી જઈ શકાય તેમ ન હોતું. સ્ટેશનેથી અસિત એકલો જ ઘરે આવ્યો

ફઈબા ઉચ્ચસ્વરે રુદન કરતાં હતાં. ખાસ કરીને અસિતના આગમનથી તેના દીકરાના અવસાનનો શોક ઊભરાઈ જવા લાગ્યો. અસિતે તે તરફ જોયું પણ નહિ એટલું જ નહિ પણ મુરબ્બીને પ્રાપ્ય પાયલાગણ કર્યા વિના સીધો ઉપર ચઢ્યો.

સુમિત્રા રડતી હતી. અસિતે તેને બન્ને હાથોથી બેઠી કરી કહ્યું, ' છિ સુમિ ! આજે જ તો પછી કદી આથી મોટાં દુઃખો પડે તો તું શું કરીશ ! '

પણ સુમિત્રાને માથે આથી ય મોટું દુઃખ પડ્યું છે. અખંડ આંસુધારમાં બનેલી દુર્ઘટના તેણે વર્ણવી બતાવી.

રાયવંશનો ઉત્તરાધિકારી હવે કદાપી નહીં આવે—જન્મે. એક નાનકડી દુર્ઘટનાને લીધે સુમિત્રાનો મા થવાનો અધિકાર સદાને માટે લુપ્ત થયો છે.

ફઈબા પોક મૂકી મૂકીને રડતાં હતાં. ફક્ત અસિતની આંખો તરફ જોતા ત્યારે રુદનની માત્રા ઓછી કરતાં. રડતાં રડતાં તેઓ બોલ્યાં, ' મોટાભાઇને કોણ કહેશે ! '

દેવીચરણને કોણ કહે ! જે આઘાત અસિત અને સુમિત્રાને મળ્યો છે એના ભાગીદાર વૃદ્ધ અને લથડેલ તબિયતવાળા દેવીચરણને કરવાથી શું લાભ !

ફઈબાએ રુદન થંભાવી કહ્યું, ' હું જ હમણે કહું છું.' અસિત ઘડીક તેના તરફ ચૂપચાપ તાકીને સહજ કડે બોલ્યો, ' તો તમારું ખૂન કરી નાખીશ. '

તેમ છતાં આખરે ફઈબાએ જ કહ્યું.

દેવીચરણ ફક્ત શૂન્યદૃષ્ટિથી તાકી રહ્યા. કંઇ પણ બોલ્યા ચાલ્યા નહીં.

દિવસો ઉપર દિવસો વીતી ગયા. સુમિત્રાની તબિયત થોડીક સુધરી છે પણ એના મનમાં એમ થાય છે કે આના કરતાં ન સુધરી હોત તો જ સારું.

રાયવંશનો દેશમાં ડંકો વાગે છે, અઢળક ધન છે: નથી ફક્ત વારસદાર. આ મૂંઝવણ કોણ ટાળે !

એનો ઉકેલ હતો. સૌ પહેલાં એ ફઈબાને જ સૂઝ્યો અને હિંમત કરીને તેમને દેવીચરણની આગળ એ વાત કાઢવાનું નક્કી કર્યું. કારણકે તેમની પાસે બે જણના—ક્ષુદ્ર નરનારીના સુખદુઃખ કરતાં રાયવંશનું સ્થાયિત્વનું

' ને હોય અને યોગ્ય ઉપાય

હોવા છતાં રાઘવવંશનો લોપ થાય એ વિચાર જ અસહ્ય છે.

દેવીચરણના ઓરડામાં જઈને અર્ધનિદ્રિત અવસ્થામાં સૂતેલા દેવીચરણને બૂમ મારી, 'મોટાભાઈ!'

દેવીચરણની તબિયત સારી નહોતી એટલે એ વખત તો કૃષ્ણા બચી ગયાં.

જે સુમિત્રાએ વૃદ્ધ સાસરાને આવી રીતે બચાવ્યા છે, વંશરક્ષા માટે તેની અવહેલના કરી અસિતને પરણાવવાની કલ્પના કૃષ્ણાને માટે સ્વાભાવિક હોઈ શકે, દેવીચરણ માટે નહીં. તે મનુષ્ય છે–કસાઈ નથી.

કૃષ્ણા મનોમન બબડતાં બબડતાં બહાર નીકળી ગયાં. બહુ માઠું ન લાગ્યું કારણ કે આમ થશે એમ તેમણે પહેલેથી જ ધાર્યું હતું.

એક મહિના પછી એક દિવસ નોકરે સાંજવેળા દેવીચરણના ઓરડામાં જઈને જોયું તો તેઓ આરામખુરશીમાં સૂતા હતા. આંખો નિસ્તેજ હતી.

વરસેક પસાર થયું ન થયું ત્યાં તેઓ ગુજરી ગયા. ખબર મળવાથી અસિત ઘરે આવતો રહ્યો અને ટૂંકમાં કહ્યું, 'વારુ, છૂટી ગયા.'

સુમિત્રાના દિવસો જતા નથી. જે ભવિષ્યની આશાથી મનુષ્ય જીવનનાં અનેક દુ:ખોમાં પણ હામ રાખી કઠણ છાતીથી જીવે છે એ ભવિષ્ય જ જ્યારે લુપ્ત થઈ જાય તો પછી સાંત્વના ક્યાં રહી! એક દિવસ એક યુગ જેવો થઈ ગયો.

તો ય દિવસો વીતતા–જેમ રસ્તાના ભિખારીના વીતે, જેમ કરોડપતિના વીતે તેમ. ક્રમશ: હેમંતના દિવસો ટૂંકા થઈ જતા,–પાનખરમાં પાંદડાં ખરી જતાં. વળી પાછાં પાંદડાં વગરનાં શ્રીહીન ઝાડવાં ધીરે ધીરે નવાં કૂંપળોથી ભરાઈ જતાં. આંબા મોરથી લચી પડતા...

વસંત ક્યાંથી આવે! આવું નિષ્પ્રાણ, નિષ્ફળ જીવન ક્યાં સુધી ચાલશે! જે અંધારી રાત્રિનો અંત નથી તે કાળરાત્રિથી ક્યારે છુટાશે!

હજી રૂપાળી તો એવી જ છે. પરંતુ આવું નિરર્થક રૂપ લઈ હંમેશના વાંઝિયા જીવનને એ શું કરે? નારીના જીવનનું મોટામાં મોટું કર્તવ્ય પણ તે પૂરું ન કરી શકી. રાઘવવંશનો વારસદાર ક્યાં!

આંખના પાણીથી ઓશીકું ભીંજાઈ ગયું.

કૃષ્ણાએ વળી ભારે હિંમત કરી વાત કાઢી. અસિત ઘડીક મૂંગો રહી બોલ્યો: 'હવે તમે કાશી જતાં રહો.'

કૃષ્ણાએ કપાળ કૂટી રડતાં રડતાં કહ્યું: 'મારાં ય અભાગ્ય છે ને! નહીં તો ભગીજે–ખુદ મારા ભાઈનો દીકરો જ મને આમ બોલે! જેને માટે ચોરી કરું છું એ જ મને ચોર કહી ભાંડે છે.'

અસિતે શક્ય તેટલા સંયમથી કહ્યું, 'કોણે તમને ચોરી કરવા કહ્યું? મેં કહ્યું છે!'

'તું શું કામ કહે! પણ હું રાઘવવંશની દીકરી છું. વંશ ન જાય એ જોવાની મારી ફરજ છે. ભાઈને વાત કરી તો તેઓ મારવા ઊઠ્યા ભાઈ તો ગયા. તો તને કહ્યું તો તું ......'ક્ષોભ અને અપમાનથી કૃષ્ણા ધૂંવાંપૂંવાં થઈ ગયાં.

અસિત ચાલ્યો ગયો. પણ આ સંભાવના એના મનમાં પણ નહોતી ઊગી એમ નહીં. પણ અઢળક ધનના ભાવિ માલિકની જેટલી એને ફિકર હતી તેટલી વંશરક્ષાની પડી ન હતી. તે અને સુમિત્રા ન હોય ત્યારે આટઆટલા ધનની શી ગતિ થશે!

સંતાન માટે સંતાન અને રૂપિયા માટે સંતાન–એમાંથી શું મુખ્ય છે એ જ બરોબર એને સમજાયું નહીં.

હાં તો અસિત સાથેની વાતમાં તેના મનના હચુપચુ ભાવનો આભાસ મળ્યો હોવો જોઈએ એમણે એમ વિચાર્યું કે વારે વારે સમજાવીને કહેશું તો અસિત છેવટે કંટાળીને પણ પરણવાની હા પાડશે એટલે એક સાંજે ફરી વાર અસિતને એકાંતમાં મળ્યાં

અસિતે કહ્યું 'ચૂપ કરો ' ફઈબા તેના કહેની નિર્બળતા કળી ગયાં તેઓ આશામાં આવી બોલ્યાં, 'બેટા તું તો ડાહ્યો છે હું તો તને ફરી પરણવાનું કહું છું વહુને લાવી મૂકવાનું થોડું કહું છું ? વહુ તો સોનાની પૂતળી છે–એનું તો મુસ પણ કોઈ કરી શકે નહિ ' કુશળ રાજનીતિજ્ઞની માફક તેમણે આંસુ સારી લાગો છેક સુધી વખત સમજીને જો આંસુ પાડવામાં આવે તો ધાર્યા કરતાં પણ વધારે લાભ થાય એ તેઓ જાણતાં હતાં

અસિત અસહિષ્ણુ થઈને બોલી ઊઠ્યો, 'વારે વારે એ જ વાત–જાઓ નથી પરણવું. હું બીજી વાર લગન નથી કરવાનો '

ફઈબા વચ્ચે જ બોલી ઊઠ્યાં બીજી વાર લગન કેમ ન થાય ? તારા દાદાના દાદા તો ઉપરાઉપર ચાર વાર પરણ્યા હતા '

અસિત બોલ્યો 'બહુ સારું કર્યું '

મતલબ કે ચોથી વાર ન પરણ્યા હોત તો શાખાની ઉત્પત્તિ જ ન થાત સાથે સાથે ધનની અને વારસદારની બેવડી સમસ્યા પણ ઊભી ન થાત એક રીતે સારું જ થાત એમ અસિતને તો લાગ્યું જ

ફઈબા ચીપી ચીપીને બોલવા લાગ્યાં, તને તો હું કંઈ ચાર વાર પરણવાનું કહેતી નથી એક વાર લગ્ન કરને ઘરે સોનાના ચાંદા જેવો દીકરો આવે તો વંશનો વારસ જોઈને હું સુખેથી આંખ મીંચું તું ધર્મદાસના પૌત્રનો પુત્ર છે તેમણે તો ચાર ચાર વાર લગન કર્યાં હતાં '

એક જ વાતની પુનરાવૃત્તિ અસિતને ગમતી જ્યાં સુધી જીવતી હતી ત્યાં સુધી બીજી વાર પરણ્યા નહોતા '

ફઈબા કંઈક બોલવા જતાં હતાં પણ ઓચિંતાં કોઈના પગલાં સાંભળી ચુપ થઈ ગયાં અસિતે પાછું જોયું–સુમિત્રા

સુમિત્રાએ અત્યંત સહજ રીતે કહ્યું તમેય છો ને ! સીધા ઓફિસેથી આવી ખાધા કરાવ્યા વિના વાતે વળગ્યા છો ! ઉમાનંદને કહું કે થાળી પીરસે !'

અસિતે નિરાંતનો શ્વાસ લીધો પણ એને શંકા થઈ કે સુમિત્રાને કાને તો આ ચર્ચા નહીં પડી હોય !

સુમિત્રાએ બધી ચર્ચા સાંભળી નથી પણ ઉદ્વેગની થોડીક એને કાને આવી હતી ખરી.

સમસ્યાનું આવું સહેલું સમાધાન હાથ વેંતમાં જ રહ્યું છે છતાં તે તરફ તેનો ખ્યાલ સુદ્ધાં જતો નથી ! નવાઈની વાત છે ને !

એક સ્ત્રી હૈયાત હોવાથી ફરી વાર અસિત પરણી નહીં શકે પણ સ્ત્રીની ગેરહાજરીમાં તો કંઈ વાંધો નથી ! અને વાંધો તો તે પોતે જ દૂર કરી શકે તેમ છે '

દુઃખ ! દુઃખ તો થાય જ અસિતને તે ચાહે છે કેવળ સ્ત્રીઓ જ જે રીતે ચાહી શકે તેવી રીતે પણ જીવનના ખાડાટેકરા વગર દુઃખે કંઈ કામ પાર પડ્યું છે ? બસ, પ્રેમાસ્પદને સુખી કરવા માટે તે આત્મહત્યા કરશે ને દુઃખની વાત એમાં નજીવી ગણાય

પણ એક વાત એને ગળે નથી ઊતરતી અસિતને આમ એકાએક કેવી રીતે છોડી જાય ? આ ત્રણ વરસ જેના અવલંબને તે જીવે છે, અસીમ દુઃખમાં પણ જેના સાંનિધ્યમાં અભૂતપૂર્વ સુખ મળે છે–ટૂંકમાં તેને અને આ બાવીશ વરસથી પરિચિત ધરિત્રીને છોડી તે ક્યાં જાય ! ક્યા અજાણ્યા દેશમાં !

રાત્રિ અંધકારમાંથી જરા જેટલું આજ વળી પણ દેખાતું નથી તે જો જીવતી રહે તો

તેને ચાહે છે પણ ભવિષ્યમાં પણ તે ચાહશે એમ કોણ કહી શકે? અઢળક ધનની માલિક વંધ્યા સ્ત્રીને કોઈ કદી હમેશા ચાહી શક્યુ છે ખરુ? જો કોઈ દિવસ તે અસિતનો પ્રેમ ગુમાવે તો તે કોને દોષ દે? આખરે અસિત તો કંઈ દેવ નથી, માણસ છે.

એના કરતા આત્મહત્યા જ બહેતર છે અસિત શોકથી અધીર થઈ જશે–કદાચ ઘણા વખત સુધી શોકાછન્ન રહેશે પણ સમય જતાં ભૂલી જશે. અઠાવીશ વરસનો યુવાન હમેશા ગુજરી ગયેલી પત્નીની સ્મૃતિને વળગીને બેસી નથી રહેતો.

એક દિવસ આનંદ કોલાહલમાં નવવધૂ આવશે. તે સ્ત્રી જ અસિતનો શોક ભુલવાડી દેશે અને તેથી વધારે તો સમનશના વારસદાર ના જન્મ પછી ભુલાઈ જવાશે માત્ર આટલી આશાથી જ તો તે આટલી ઉતાવળે સ્વેચ્છા પૂર્વક હમેશ માટે અસિતને છોડવા તૈયાર થઈ છે.

કદાચ કોઈ ગભીર રાતે નવવધૂને છાતીએ ચાંપતા–ઓચિંતા સુમિત્રા યાદ આવે પણ એકાદ ક્ષણ માટે જ. કદાચ ક્ષણ માટે અસિતની આંખમા ઝળઝળિયાં પણ આવી જાય. પણ પછી એ બધુ ભૂલી જશે.

માત્ર આ સ્મૃતિ જો વારે વારે અસિતના ભાવિજીવનના રંગીન દિવસોને હિલોળા આપે તો તેમા તે ખુશી છે. ફક્ત અસિત તેને સાવ ભૂલી ન જાય. ચિરવિસ્મૃતિના અતળ અંધકારમાં તેની સ્મૃતિ વિલુપ્ત ન થાય.

બે હાથે મો ઢાકી સુમિત્રા બોલી ઊઠી. ' ભગવાન, મને બળ આપો–હિમત દો. '

જાણે અનંત આકાશના એક રજકણ માટે ભગવાનને ફિકરનો પાર હોયની? જાણે તે સદા પૃથ્વીના કોટિ કોટિ ભોળા માનવોના–દર્દભરી પ્રાર્થના સાંભળવા કાન માંડી બેઠો હોયની?

એ વખતે યુરોપનુ બીજુ મહાયુદ્ધ શરૂ થયુ હતું. આખુ જગત સભ્ય મનુષ્યની અસભ્ય બર્બરતા તરફ વિસ્મયભરી નજરે જોઈ રહ્યું હતું ક્યારે કોનો વારો આવશે એ કોઈ જાણતુ નહોતુ.

ઓફિસેથી પાછા આવતા અસિતને આજકાલ રાત પડી જાય છે. સુમિત્રા બારી પાસે એકલી બેસી રહે છે. સમય ચાલ્યો જાય છે–અતિ ધીરે–એટલા ધીરે કે જાણે કાળ થભીને ઊભો રહી ગયો છે એમ લાગે

સુમિત્રાએ નિશ્ચય કરી લીધો છે. ઘણા દિવસો પહેલા દેવીચરણની માંદગી વખતે જાત જાતની દવાઓ આવી હતી તેમાં એક માલીશની દવાની શીશી ઉપર લખ્યુ છે ' Poison ' અને નીચે માણસની ખોપરી તથા હાથના હાડકાની ચોકડી છે. સુમિત્રાએ બરોબર નામ વાચી જોયું. એ તો ઝેર જ. કદાચ પીતાની સાથે મરણ ન પણ નીપજે પરંતુ પૂરી એક શીશી પી જાય તો વહેલામોડા મરણ નીપજવાનુ જ. સભવિત છે કે એ મરણ પીડાદાયક હોય પણ એ પીડા સહન કરવાની શક્તિ એનામા છે.

રાતના નવ વાગ્યા છે. અધારે ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. આકાશમાં એક પણ તારો દેખાતો નથી.

આ વરસતા આગાશ કરતાંય ભાવિ ભયંકર છે. અંધારા ગાઢા વાદળાની પાછળ શુક્લ પક્ષની બારસનો ચન્દ્ર છે, કરોડો તારા છે પણ તેનુ ભાવિ તેને માટે શુ રાખી રહ્યું છે એ કોને ખબર છે?

સ્વર્ગ–નરક જેવુ સાચે જ કંઈ છે શું! જો હોય તો ભગવાનના ન્યાયમાં આત્મહત્યાનો દડ અનંત નરક છે. ભલે ને હોય, તેથી કંઈ આવતુ જતું નથી.

અથવા કદાચ મૃત્યુને પેલે પાર અનંત વિસ્મૃતિ રહેલી છે. ત્યાં દેહાતીત આત્મા અનંતકાળવ્યાપી નિદ્રાથી અભિભૂત થઈને રહેતો હોય અને જ્યાં આ નાનકડી પૃથ્વીના સુખ દુખ આનંદવિષાદ વગેરેની કંઈ હવા પહોંચતી પણ ન હોય,

સુમિત્રા કાગળ લખવા બેઠી. એ એનો ઉંહો પ્રેમપત્ર. લખ્યા પછી કેટલીએક વાર વાંચી કાગળ ફાડી નાખ્યો.

કાગળ લખવાનું શું કામ છે?

એકાએક સુમિત્રા ધ્રૂજી ઊઠી. આ પોતે શું કરી રહી છે? ગળથૂથીમાં તેને એવું શિક્ષણ મળ્યું છે કે આત્મહત્યા મહાપાપ છે. આ તે શું એકાએક કેમ ભૂલી ગઈ?

જો અંધારામાં પ્રકાશની એક પાતળી–ખૂબ પાતળી રેખા મળે તો! પણ તેના અંધારા જીવનપંથને એક દિવસ જે પ્રકાશવડે અસિતે ઉજાળ્યો હતો તે ફરી ન પ્રજળ્યો તે ન જ પ્રજળ્યો.

પગથિયે કોઈનાં પગલાં સંભળાયાં. અસિત આવે છે. આજને માટે શુભ ઘડી વટી ગઈ છે, હવે સમય નથી. કદાચ કાલ મોકો મળે. સુમિત્રાએ એકદમ શીશી સંતાડી દીધી.

અસિતનું મોં મલકે છે. કદાચ કંઈ સારા સમાચાર હશે. કદાચ પેઢીમાં નફાનો આંકડો ધાર્યા કરતાં પણ વધી ગયો હોય. પણ તેથી સુમિત્રાને શું લાગેવળગે? નિસંતાન અસિતના વારસહીન રાયવંશનું ય એમાં શું આવ્યુંગયું!

સુમિત્રા થાકેલા કંઠે બોલી, 'શું ખબર છે? આટલા ખુશી કેમ છો?'

'હા. વારુ સુમિ, તું આપણા વંશના રૂપિયાનો હિસાબ જાણે છે!'

'જાણું છું. તમારા વડવા ધર્મદાસરાયે પહેલવહેલાં પેઢીની શરૂઆત કરી, ખરું ને?'

'હા. તેમણે પાંચ પેઢી પહેલાં જે રાય-વંશનો પ્રારંભ કર્યો હતો તેનો પાંચમી પેઢીએ અંત આવ્યો છે અને જે રૂપિયાની જમાવટ પણ તેમણે કરી હતી, તેનો પણ પાંચમી પેઢીએ જ અંત આવે છે.'

'એટલે?'

'એટલે પેઢીને ખોટ ગઈ.'

'હાય! હાય! તો તો સત્યાનાશ વળી ગયું.'

'એમાં સત્યાનાશ શેનું? એથી તો કેટલો મોટો કાપડો ઊકલી ગયો એય નથી સમજતી! હું દીકરો ઇચ્છતો હતો ને? ધનના વારસદાર માટે જ કે નહીં? એ ધન જ જ્યારે નથી ત્યારે હવે દીકરાની પણ જરૂર નથી. સારા સમાચાર છે કે નહીં!'

સુમિત્રાને આખી વાતની ગમ બેસતી નહોતી. ધીમા કંઠે કહ્યું; 'કેવી રીતે ખોટ ગઈ?'

જેમ ઘણી પેઢીને જાય છે તેમ. યુદ્ધના મંદી બજારની સામે ટકી ન શકાયું. લગભગ બધુંય ગયું છે. આ મકાન પણ જશે. કદાચ બધું દેવું ચૂકવતાં હાથમાં હજારેક રૂપિયા રહે–ન પણ રહે.

ઘડીક બંને મૂંગાં રહ્યાં. એકાએક અસિત બોલ્યો: 'વારુ સુમિ, તે દિવસે કુંઇગાની સાથે મારે જે વાતચીત થઈ હતી તે તેં સાંભળી હતી ને?'

સુમિત્રાએ માથું નીચું નમાવી કહ્યું, 'હા.'

કાળા રંગની શીશી અનાફન સ્થિતિમાં એકકોર પડી રહી.

સુમિત્રાએ કહ્યું: 'હવે આપણે શું કરશું?'

'નોકરીએ વળગી જઈશ.' અસિતના કંઠમાં સંતોષ અને બેફિકરાઈ હતી.

'પણ તમારા વંશનું શું!'

'વંશની હવે જરૂર નથી. જે માલમિલકત ભોગવવા એની જરૂર હતી તે જ જ્યારે નથી તો પછી દીકરાની શી જરૂર છે? ફક્ત તું હવે હંમેશાં તું મારી પાસે રહેજે. એટલે બસ.'

[ શ્રી અમીયકુમાર સેનની બંગાળી વાર્તા પરથી

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો.

# ધમાલ-ચિકિત્સા

જ. મ. આશર

એકી શ્વાસે દોડી જતી પંજાબમેલના એક ડબામાં કેદારમલ જ્યાં બેઠો હતો તેની સામેના ભાગના ઉપરના પાટિયા પર એક મોટી ટ્રંક પડી હતી, તેના ઉપરના લેબલમાં સુંદર અક્ષરે લખ્યું હતું, 'જનાર્દન સોમનાથ, ગ્રામસંસ્કાર કેન્દ્ર, જયરામનગર (મધ્યપ્રાંત).' આ પાટિયાની બરાબર નીચેના ભાગમાં આ લેબલમાં દર્શાવેલ માનવી બેઠો હતો. તેનો દેખાવ, કપડાં, વાતચીત કરવાની ઢબ વગેરે પરથી તેનો બેઠાડુ સ્વભાવ તરી આવતો હતો. તે તેની નજીકમાં જ બેઠેલ તેના એક મિત્ર સાથે વાતચીત કરી રહ્યો હતો.

'આ કેમ બન્યું તે હું કહી શકતો નથી; હજુ–તો મને ત્રીસ જ વર્ષ થયાં છે, પણ જાણે કે હું વૃદ્ધાવસ્થાના કિનારે પહોંચી ગયો હોઉં તેમ મને લાગે છે. મારી એનમાં પણ આવાં જ ચિહ્નો જણાય છે. અમને બધી વસ્તુઓ નિયત સ્થળે જ પડી રહે તે ગમે છે; બધા બનાવો નિયત સમયે જ બને, બધું હંમેશ મુજબ, એકધારું, નિયમિત, વ્યવસ્થિત રીતે, દોરાભાર પણ ફેર પડે નહિ, ચાલ્યા કરે એમ જ અમે ઇચ્છીએ છીએ. આમ ન થાય તો અમને બહુ દુઃખ થાય છે, અમે ખળભળી ઊઠીએ છીએ. એક નજીવો જ દાખલો લઈએ તો, એક ચકલી ૭ વરસ થયાં અમારા દીવાનખાનાની દીવાલમાં, વરસોવરસ માળો બાંધે છે; પણ આ વખતે, કાંઇ પણ દેખીતા કારણ વિના, તેણે રસોડાની દીવાલમાં માળો બાંધ્યો છે. અલબત્ત, અમે આ વિષે બહુ ઊહાપોહ કર્યો નથી, પણ અમને બન્નેને લાગ્યા જ કરે છે કે આ ફેરફાર બિનજરૂરી છે ને કાંઇક અકળાવી મૂકે તેવો પણ છે.'

'કદાચ,' મિત્રે સૂચવ્યું, 'તે બીજી જ ચકલી હશે.'

'અમને પણ એવી શંકા આવેલી.' જનાર્દને કહ્યું, 'અને તેથી તો અમને વધારે દુઃખ થાય છે. અમારી જિંદગીના આ તબક્કે, ચકલી બદલાય તે અમને ગમતું નથી; અને છતાં યે મેં કહ્યું તેમ, હજી અમારી એટલી બધી ઉંમર નથી થઇ કે આવી વસ્તુઓથી અમને દુઃખ થાય.'

'તમારે જરૂર છે,' મિત્રે કહ્યું, 'ધમાલ-ચિકિત્સાની.'

'ધમાલ-ચિકિત્સા! મેં તો આનું નામ પણ સાંભળ્યું નથી.'

'જેઓ ખૂબ ચિંતાથી ને કામથી થાકી જાય છે તેમના માટે આરામ લેવાની વાત તમે સાંભળી હશે; તમારો કેસ આથી ઊલટો જ છે; તમે વધારેપડતા આરામ અને શાંતિથી પીડાઓ છો, માટે ઉપરનાથી ઊલટા જ ઉપાયની તમારે જરૂર છે.'

'પણ આ ચિકિત્સા માટે શું કરવું જોઈએ!'

'એમાં શું! કોંગ્રેસના વિરોધી તરીકે તમે ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહો; કે કોંગ્રેસ-રાજ્ય વિરુદ્ધ ગામડે ગામડે પ્રચાર કરવા નીકળી પડો, કે પછી સામ્યવાદ જ સાચી વસ્તુ છે તે સિદ્ધ કરવા મોટાં મોટાં ભાષણો આપ્યા કરો. પણ, ખરું પૂછો તો, ધમાલ-ચિકિત્સા ઘેર રહીને જ થાય તો જ વધારે અસરકારક નીવડે. તમે આ કેવી રીતે કરી શકો તે તો હું પણ કહી શકતો નથી.'

આ વખતે, કેદારમલમાં જાણે કે એકાએક વીજળીનો સંચાર થયો; તેના સગાને ત્યાં બે દિવસ રહેવામાં તેને બહુ મજા આવી ન હતી. ટ્રેન અટકે તે પહેલાં તેણે પોતાના શર્ટના ગંદા કફ પર નીચેનું લખાણ લખી લીધું, 'જનાર્દન સોમનાથ, ગ્રામ સંસ્કાર કેન્દ્ર જયરામનગર (મધ્યપ્રાંત).'

પંદર વરસ વીતી ગયાં. એ દરમ્યાન તો ઘણું બની ગયું. એ ટૂંકા ગાળામાં સો વરસમાં સરજાય એવડો મોટો ઇતિહાસ સરજાઇ ગયો. જૂની પેઢીના ઘણા ધુરંધરોએ વિદાય લીધી. બાકી રહ્યા એણે જૂની આંખે નવા તમાશા જોયા. બનાવો એટલી ઝડપથી બન્યે જતા હતા કે એમાંથી કયાનો વિરોધ કરવો અને કયાનો ન કરવો એની જ એને ગમ ન પડી. એ દરમ્યાન વિનયચંદ્ર ચાર વાર જેલમાં જઇ આવ્યો, બીજું વિશ્વયુદ્ધ થઇ ગયું, દેશની કાયાપલટ થઇ ખુદ મહાશંકર પણ આ ફેરફારોથી અલિપ્ત ન રહી શક્યા. દીકરીને એક કન્યાશાળામાં નોકરી કરવા જવાની પણ એણે ખુશીથી રજા આપી હતી.

આ સમય દરમ્યાન વિનયચંદ્રે ખૂબ કામ કર્યું હતું. જાહેર સેવક તરીકે એણે નામ કાઢ્યું હતું. નવું તંત્ર આવતાં જ નવા તંત્રવાહકોએ એને સારા હોદ્દા માટે કહેણ પણ મોકલ્યું. પણ વિનયચંદ્રનો આદર્શ ધારાસભામાં જઇ નૂતન ઘડતરમાં પોતાનો ફાળો આપવાનો હતો એટલે એ એમાં ન પડ્યો. નવી ચુંટણીઓ આવી. પોતે જે વિભાગમાં વસી લોકસેવા કરી હતી એ વિભાગના કૉંગ્રેસી ઉમેદવાર તરીકે ઊભા રહેવાની રજા વિનયચંદ્રે માગી. પણ છેલ્લી ઘડીએ એ વિભાગ માટે એક બીજો જ ઉમેદવાર પસંદ થયેલ છે, એ વાત જ્યારે એણે સાંભળી ત્યારે એને આઘાત થયો. એજ રાત્રે પોતે જેને મુરબ્બી માનતો હતો એવા એક ભાઈ પાસે એ પહોંચી ગયો અને પોતાની વાત રજૂ કરી.

'આનો અર્થ એજ છે ને કે ધારાસભાની ઉમેદવારીના બારણાં મારે માટે બંધ છે!'

'આ વસ્તુને એ દૃષ્ટિથી ન જુઓ વિનયભાઇ,' પોતાની લાક્ષણિક ઢબે પ્રત્યેક શબ્દને છૂટો પાડીને એ મુરબ્બી બોલ્યા. નામને છેડે રહેલા ચંદ્ર, લાલ કે રાય જેવા શબ્દોનું 'ભાઈ'માં પરિવર્તન કરવાની એમની ખાસિયત હતી.

'ત્યારે કઈ દૃષ્ટિથી જોઉં!' વિનયચંદ્રે સવાલ કર્યો.

'વિશાળ દૃષ્ટિથી, સિદ્ધાન્તની દૃષ્ટિથી, શિસ્તની દૃષ્ટિથી. આ બધી દૃષ્ટિઓ એક જ છે—હોવી જોઇએ.'

'પણ આ વિભાગમાંથી આપણે જે ઉમેદવાર પસંદ કર્યાં છે, તે બે ચોપડી ભણેલ છે. લગભગ અશિક્ષિત છે. સરકારમાં એકવાર દંડ પણ થયેલો છે. અને વધારામાં એ આ વિભાગના વતની પણ નથી. આ વસ્તુને હું ગમે તે દૃષ્ટિએ જોઉં પણ મારું મન મનાવી શકતો નથી. મારે બદલે રાયજીભાઈ કે દેશગભાઈ પણ ઊભા રહેત તો મને વાંધો નહોતો.'

'દરેક વસ્તુને કારણ હોય છે.' અસંખ્ય પ્રશ્નોનું નિરાકરણ કરી શકે એવું સનાતન સત્ય મુરબ્બીએ ઉચ્ચાર્યું.

'આ પસંદગી કોણે કરી?'

'તમે જાણો છો જ. પાર્લામેન્ટરી બોર્ડે.'

'એ ક્યાંથી થયું!'

'આપણા મોવડીઓની અંદર અંદરની મસલતથી. તમે જોશો કે બોર્ડે પસંદ કરેલા બધા જ ઉમેદવારો ચુંટાઇ જશે.'

'એટલે એમ જ થયું ને કે પાંચ-સાત માણસોએ પસંદ કરેલા સભ્યો આપણું તંત્ર ચલાવે?'

'એ દૃષ્ટિ બરાબર નથી.'

'ધારો કે હું સ્વતંત્ર રીતે ઊભો રહું તો!'

'તો તમારે ડીપોઝીટ ગુમાવવી પડે, મારા શબ્દો લખી લેજો.' પોતાનાં કેટલાંક અફર મંતવ્યો લખી લેવાનો આગ્રહ કરવાની આ મુરબ્બીની એક વિશિષ્ટ ખાસિયત હતી.

'મારામાં અને પસંદ થયેલ ભાઇમાં વધારે લાયક કોણ? આપ જ કહો જોઇએ.'

'એ પ્રશ્ન જ નથી.'

'હું પ્રશ્ન કરું છું. મારો આ સીધો પ્રશ્ન છે, એ પ્રશ્ન નથી એમ આપનાથી કેમ કહેવાય?'

સૌની પસંદગી







બાલમુકુંદ છાપ



તમાકુ નં. ૧

## સુવાસિત તપકીર

અત્યારસુધીની બીજી સુગંધી તપકીરોથી તદ્દન નિરાળી ને અજોડ છે.
જેને અંગે તેની મૃદુ ચિરસ્થાયી, શીતળ સુવાસ ને સોનેરી રંગ.
સૌ કોઈની પસંદગી મેળવી તેની ઉત્તમતા પુરવાર કરે છે.

## ઈશ્વર સ્નફ વર્કસ

પ્રોપ્રાયટર્સ: ધોળકીયા વૃજલાલ છગનલાલ

દરેક જાતની તપકીરના વેપારી

| | | |
|---|---|---|
| મુખ્ય દુકાન<br>આંબાચોક | ભાવનગર<br>( સૌરાષ્ટ્ર ) | શાખા<br>શરાફ બજાર |

# સિંહણનો હુમલો

વિજયગુપ્ત મૌર્ય

'વ્રત કરતી'તી, વ્રત કરતી'તી, વ્રત કરતી'તી '

હજી તો મારી આંખોમાંથી ઊંઘ નહોતી ઊડી અને પથારી ઉપર હજી પડ્યો હતો ત્યાં તંબૂથી થોડે દૂર પછીતના ભાગે ટીટોડીએ શોરબકોર કરી મૂક્યો જરૂર એ તપશ્ચર્યા ટીટોડીને તેના માળા ઉપરથી કોઈએ ઉડાડી હશે, નહિતર એ આટલી ગકારાડ ન કરે ત્યાં તો વજનદાર ઓખાઈ જોડાના ધબકારા સંભળાયા અને તંબૂના દરવાજા પાસે દરવાનને કોઈએ પૂછ્યું ' સાબ જાગ્યા ? '

' નહિ, ક્યોં ? કુછ ખબર હૈ ! ' મારા દક્ષિણી દરવાને પૂછ્યું.

' હા, ખોરવાવ પાસે સાવજે ભેંસ મારી હૈ ' એક રબારી પસાયતાએ જવાબ દીધો

વાત સાંભળીને હું સફાળો બેઠો થઈ ગયો અને તંબૂની બહાર આવીને રબારી પસાયતાને પૂછ્યું, ' ક્યારે મારી ! '

' ગઈ કાલના વાવડ છે. તેની આગલી રાતે મારી હશે ' બીજા પસાયતાએ જવાબ દીધો

' ખોરવાવ કેટલે છેટે છે ? ' મેં પૂછ્યું

' ચાર ગાઉ '

મેં અંદાજ બાંધી લીધો કે આજસુધી હવે ભેંસના અવશેષ ન હોય અને સિંહ હવે તેની ઉપર આવે પણ નહિ પસાયતાઓએ પણ તેમાં ટાપશી પૂરી.

આજે એક બાજુ અમરેલીથી અને બીજી બાજુ જૂનાગઢથી આવતી ગાડીઓ વીસાવદર જંક્શને મળી ઇતિહાસપ્રસિદ્ધ સોમનાથ પાટણ તરફ જાય છે તે રેલવેમાર્ગ ઉપર એરંડે રસ્તે હીરણ નદી પાસે તલાળા સ્ટેશન છે. આજેય એ સ્ટેશનનું મહત્ત્વ ગીરમાં શિકારે આવતા રાજ્યના મહેમાનોને ઊતરવા પૂરતું વધારે છે. વીસાવદર મૂક્યા પછી અરધે રસ્તે સાસણ આવે. તેનું મહત્ત્વ પણ શિકાર માટે છે. સાસણ પછી તલાળા આવે વેરાવળથી સીધી લીટી દોરો તો તલાળા નેસ આસરે ચૌદ માઈલ થાય. પૂર્વમાં રાજુલા, વડાળા, ગાધકડા અને સાવરકુંડલા સુધી ગીરની ટેકરીઓ સળંગ અથવા ટટકે ટટકે થઈને પહોંચે છે પરંતુ શિકારીઓને પગરણ માંડવાનાં સ્થાન તો તલાળા અને સાસણ

જે દિવસની હું વાત કરું છું ત્યારે ત્યાં આજના જેવો ઠઠેરો ન હતો અને આટલી વસતિ પણ ન હતી નિસર્ગના સૌંદર્યને કલુષિત કરનાર આજના સુધારાની ટાપટીપ ન હતી. સાસણગીરની પ્રકૃતિ તે દિવસે ગામડાની ગભરુ, સાદી અને શરમાળ સ્ત્રીના કૃત્રિમ ફાટફાટ થતા કુદરતી સૌન્દર્ય જેવું રૂપ ધરાવતી હતી આજની શહેરી સ્ત્રીના કૃત્રિમ સૌંદર્યની છાપ તેના ઉપર નહોતી પડી ગીર ઉપર ત્યારે કુંવારાં જંગલ ઊભાં હતાં સાંજ પડે ને તેમાં એક છેડાથી બીજા છેડા સુધી સિંહ ત્રાડુકતા, સાબર અને ચિત્તળ ઘૂમતા અને દિવસે પક્ષીઓ કલ્લોલ કરતાં. તે દિવસે આજે છે તેમ સિંહની વસતિ મર્યાદિત ન હતી, છતાં શિકાર માટે રાજ્યની પરવાનગી તો લેવી પડતી. મને બે સિંહ મારવાની પરવાનગી મળી હતી

વૈશાખ મહિનો ઊતરવા આવ્યો હતો. સખત ગરમી પડતી હતી આખો દિવસ સૂર્યની આગમાં શેકાતી ગીરની ટેકરીઓ રાતે એ ગરમી પાછી કાઢતી અને તેની બાફથી રાત પણ ઉકળાટમાં જતી જ્યારે પોહ ફાટવાનું ટાણું થતું ત્યારે એ ગરમી શોષાઈ જતી અને હવામાં ગુલાબી ઠંડી આવતી.

પાછલી રાત નમવા આવી હતી. ઉષ કાળને હવે વાર ન હતી. એક પછી એક થઈને ચિત્રા

વિશાખા, અનુરાધા અને જ્યેષ્ટા નક્ષત્રોના તારાઓ પશ્ચિમે સોરઠી સાગરના જળ પાછળ ડૂબી ગયા. સંતાઈ જતા ખાળોમાંથી કોઈ બાળક જતાં જતાં ડોકિયું કરતો જાય તેમ હવે પારિજાત પશ્ચિમ ક્ષિતિજ ઉપર ડોકાતો હતો. તે વખતે તે તલાળા પાસે આવેલી મારી છાવણીથી દશ માઈલ છેટે એક માલધારી પોતાની ભેંસોને પસાર ચરાવતો હતો. જ્યારે ભેંસોને નેસ ભેગી થવાનું ટાણું થયું ત્યારે એક ભગરી ભેંસ ખાડામાંથી છૂટી પડીને હીરણને કાંઠે પાણી પીવા ગઈ. હીરણમાં ટાઢું હિમ જેવું અને મીઠું અમૃત જેવું પાણી વહી જતું હતું. એ કાંઠે સળંગ ટેકરીઓના ઢોળાવ અને વચ્ચે વાંકીચૂકી થઈને ચાલી જતી સોરઠની અંજપૂર્ણા હીરણ ક્યાંક રમતી જાય, ક્યાંક બાળકની જેમ ઊછળતી જાય, ક્યાંક છોકરીની જેમ ગેલ કરતી જાય અને ક્યાંક મુગ્ધાની જેમ શાન્ત અને શરમાળ બનીને ચાટચો તથા ધૂણામાં થઈને ધીર ગભીર પગલે ચાલી જાય. ભલે ભેંસને આ હૃદયંગમ સૌન્દર્ય નીરખીને તેની કદર કરવા જેટલી સમજણ ન હતી તો પણ તેણે આખી રાત ચર્યા પછી પેટ ભરીને આ અમૃત જેવું પાણી પીધું અને મલપતી ચાલે પાછી વળી અહીંથી કાંઠો ધીમે ધીમે ઊંચો ચડતો હતો. ટેકરીઓની બે હારમાળાની વચ્ચે જ હીરણ વહી જાય છે, એટલે એ કાંઠો ટેકરીનો ઢોળાવ જ હતો.

આજે આખી રાત ત્રણ સિંહ આ ભેંસોના ખાડાની પાડોશમાં છુપાઈને તેની ઉપર નજર રાખતા હતા. એમની લોહી તરસી આંખો આ ભેંસો ઉપર મંડાયેલી હતી. પરંતુ આવી જાજરમાન ભેંસો ઉપર હુમલો કરવામાં સાર ન હતો, કારણ કે તેઓને ભેંસોની સમૂહભાવના અને માલધારીની ડાંગ ઉપર ચડાવેલી તરવારની ધાર જેવી કુહાડીનો અનુભવ હતો. સિંહનો હુમલો ખાળવા માટે અને તેનો સામનો કરવા માટે ભેંસો કેવો મોરચો રચે છે અને તેમની હડફેટમાં આવી જતાં કેવું કૂતરાના મોતે મરવું પડે છે તે સિંહોથી અજાણ્યું ન હતું. એટલે પેટમાં લાગેલી ગમે તેવી ભૂખને પણ તેઓએ સંયમથી દાબી રાખી હતી. પણ જ્યારે ભગરી બીજી ભેંસોના ધણથી છૂટી પડી ત્યારે સિંહોએ પોતાનો લાગ સાધ્યો. પવનમાં ભેંસને ગંધ ન જાય તેની સાવચેતી રાખીને તેઓએ તેનો પીછો લીધો.

જ્યારે ભગરી પાણી પીને ટાઢે પેટ ઢોળાવ ચડતી હતી ત્યારે તેઓએ એ ટેકરીને ચારાવો માર્યો અને ભેંસની પાછળ થયા. હળવે રહીને સિંહોની ટોળીનો નાયક ડોક નીચી કરી, લગભગ જમીન સરખો થઈને તેની પાછળ લપક્યો અને લાગ જોઈને ભેંસની પીઠ ઉપર છલાંગ મારીને ચોંટ્યો. ભેંસ આ ઓચિંતા હુમલાથી ભડકી અને પોતાના શરીરને એટલું બધું હલાવ્યું અને ખંખેર્યું કે ઝાડ ઉપરથી ફળ પડે તેમ સિંહ નીચે પટકાઈ પડયો. પરંતુ ત્યાં તો બીજા બે સિંહ તેની ઉપર તૂટી પડ્યા. અને તેના પડખા ઉપર ચોંટયા અને એક ઉપરથી ડોક પકડી અને બીજાએ નીચેથી ગળું પકડ્યું. ભગરીએ તેમને પોતાના શિંગડાથી ઉખેડી નાખવા ઘણું કર્યું, તેમને ખંખેરી નાખવા માટે શરીરને ખૂબ હચમચાવ્યું, પરંતુ તેનો દરેક પ્રયત્ન નિષ્ફળ ગયો, સિંહોના નહોર તેના શરીરમાં ઊંડા ને ઊંડા ઊતરતા ગયા. ખાડામાંથી પાણી ઝરે તેમ તેના લઠ્ઠ શરીરમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી, તેની ડોક ભાંગવા લાગી અને પહેલો હુમલો કરનાર સિંહે હવે પાછા ફરીને તેના પગને એવી થપ્પડ મારી કે ભગરી બાબરડો નાખીને નીચે પટકાઈ પડી. આ બનાવ મારી છાવણીથી પાંચ ગાઉ છેટે હીરણના ઉપર વાસમાં બન્યો.

સવારે નાસ્તો કરીને હું હીરણને કાંઠે ફરવા નીકળ્યો હતો. મને આ રૂપાળી નદી ઉપર એવો પ્રેમ ઉત્પન્ન થયો હતો કે સૂર્ય તપી નીકળ્યો ત્યાં સુધી હું તેના રળિયામણા

કાંઠા ઉપર ફર્યો. શું સોરઠનું સૃષ્ટિસૌન્દર્ય! એક ભેખડ ઉપરથી બીજી ભેખડ ઉપર અને હીરણના પટ ઉપર ઊડી જતા રંગીન કલકલિયા ચિ-ચી, ચિ-ચી કરતા ઊડતા હતા ત્યારે તેના વિવિધ રંગો સૂર્યના પ્રકાશમાં રંગ બેરંગી ઝર્દની છોળો ઉડાડતા હતા. તેના રંગોની સાથે હરીફાઈ કરતો મોટો સફેદ છાતીવાળો કલકલિયો ઝાડની ડાળે ચડીને એના નાનકડા ભાઈના ગુમાનને પડકારતો હોય તેમ પોતાના રૂપાળા દેહ અને રૂપાળી ચાંચનું પ્રદર્શન ભરી કી-લી-લી-લી-લી-લી, કી-લી-લી-લી-લી-લી અવાજથી વગડાને ગજાવતો હતો. પરંતુ સાદાઈમાં માનતો એમનો વચેટ ભાઈ કાબરો કલકલિયો એવા ઉછાંછળાપણા કરતાં પોતાના ધંધામાં વધારે ધ્યાન આપતો હતો. હીરણના પટ ઉપર આકાશમાં ઊડતાં ઊડતાં નીચે માછલી ઉપર ધ્યાન પરોવી હવામાં જ સ્થિર થઈ જઈને પછી લાગ જોઈ લક્ષવેધી તીરની જેમ એ માછલી ઉપર એવો ત્રાટકતો કે એકવાર પાણીમાં પડ્યા પછી માછલી લીધા વિના તે પાછો આવ્યો હોય તેવું મેં કોઈવાર ન જોયું. અને પોતાની મળેલી સફળતાનો આનંદ પણ કેમ છુપાવી શકે? એના ચીરી-રીક, ચીરી-રીક અવાજમાં મને તેનું હળવું હાસ્ય સંભળાતું હતું.

કાંઠે વસનારાં પક્ષીઓમાં પરદેશથી શિયાળે આવનારાં યાયાવર પક્ષીઓ તો જતાં રહ્યાં હતાં, પરંતુ ઠેકાણે ઠેકાણે ધોળા દૂધ જેવાં અંજન બગલાં માછલી માટે પાણીમાં ઊભીને તપશ્ચર્યા કરતાં હતાં અથવા પોતાના ઊજળા દેહનું ગોરાલોકોની જેમ અભિમાન હોય તેમ ગૌરવથી ધીમે પગલે પાણીમાં ફરતાં હતાં; પણ ભોખડ બગલા તો પોતાનું રૂપ ઢાંકી શ્યામ સોરઠની સાદાઈ અપનાવીને માછલીનું ધ્યાન ધરી એકાગ્રચિત્તે બેઠાં હતાં. રહી રહીને પાણીમાંથી બહાર ડોકું કાઢતી જળકૂકડી સાપની ફેણ જેવી ડોક બહાર કાઢી ચાંચમાં પરોવેલી માછલીને હવામાં ફંગોળી મોમાં ઝીલી લઈ ગળી જતી અને પાછી ડૂબકી મારી જતી. સફેદ કાંકણ અને સફેદ ચમચા-બગલો એક રેતાળ પટ પાસે ગોઠણભર પાણીમાં ઊતરીને પોતાની વિચિત્ર ચાંચથી પાણી ડોળતાં હતાં અને તેમની પાસે કાબરાં શરીર અને લાંબા ગાતા પગવાળા ગજપાઉ દોડાદોડ અને ઉડાઉડ કરતા હતા. એક ઠેકાણે સારસની જોડલી ક્રૌ-ઑ-ઑ, ક્રૌ-ઑ-ઑ અવાજથી જાણે ચોમાસાને બોલાવતી હતી. હીરણના પટ ઉપર હવામાં વાબગલી પાંખો વીંઝતી હતી અને ઉપર આકાશમાં રાજસમળી હવામાં તરતી હતી. બધાં પક્ષીઓનું એક જ લક્ષ હતું: માછલી પાણી ઉપર તરતા ડાંસ અને સપાટી ઉપર ઊડતી જીવાત પણ નિર્ભય નહોતી, કારણ કે અબાબીલ હવામાં ઘૂમતાં, ચકરાવો લેતાં તેમની ઉપર ઝાપટો મારતાં હતાં.

જ્યારે સૂર્ય તપી નીકળ્યો, જ્યારે નદીકાંઠાના બરૂમાંથી જલમુરઘીનો કુ-વાક, કુ-વાક અને કૂક-કૂક અવાજ, ઝીલમુરઘીનો કીરીક-કેક-કેક અવાજ અને વગડામાંથી આવતો તેતરનો કતીવૂર-કતીવૂર અને પતીલા-પતીલા અવાજ બંધ પડ્યા ત્યારે ગરમીથી બચવા માટે મેં ઝાડની ઘટા શોધી. સામે જોઉં છું તો હીરણના એક મોટા ધરામાં થોડીક બતકો અને તેમાં પણ એક પીણ (પેલીકન) બતકના જોડલાને પાણીમાંથી નીકળીને ઝડપથી ઝાડીવાસે સંતાતા જોયા અને થયું કે એ દિશામાંથી કોઈ આવે છે, ત્યાં તો બે પસાયતાઓએ દેખાવ દીધો અને મારી પાસે આવીને ખબર આપી કે અહીંથી પાંચેક ગાઉ છેટે હીરણના ઉપરવાસના જંગલમાં ત્રણ સિંહોએ ભેગા થઈને એક બગરી ભેંસ મારી છે અને અત્યારે તેઓ એટલામાં જ છે. હું આવી ખબરની ગાદ જ જોતો હતો, કારણકે આસપાસ વગડામાં બધે ઠેકાણે જંગલ ચોકિયાતોને અને માલધારીઓને મેં સિંહના વાવડ મેળવવા કહી રાખ્યું હતું. મેં પસાયતાઓને સૂચના આપી કે તમે પગીઓને લઈને ત્યાં પહોંચી જાવ અને તૈયાર રહો ... ... ... ... અને

હળવો ખોરાક લઈને રાઈફલ સજી ઘોડેસવાર થઈને ચાલી નીકળ્યો

તાપ સખત હતો. આકાશ સામે તો શુ પણ ધરતી સામે પણ જોવાનું ન હતું, કારણ કે પીળુ ઘાસ તડકામાં એવુ ઘેળકાતું હતું કે આંખો અંજાઈ જતી હતી જેઓ કાઠિયાવાડમાં આવા ભર ઉનાળામાં ખરે બપોરે વગડામાં રખડ્યા હોય તેમને જ ખબર પડે કે એક બાજુ ગરમી અને બીજી બાજુ તડકાનુ તેજ શરીરને અને આંખોને કેવી અકળાવી દે છે પ્રકૃતિ સાવ શાન્ત હતી પખીઓ પણ ઝાડવામાં ભરાઈ બેઠા હતાં હા પેલો કંસારો સુકાડી ડાળ ઉપર બેસીને, જાણે વાસણ ઘડતો હોય તેમ 'ટૉક-ટૉક' અવાજ કરીને વગડાને ગજાવતો હતો ખરો. અમે એક ઠેકાણે ભેગા થઈને વ્યૂહરચના ગોઠવી આમલીના ઝાડ નીચે છાંયડામાં ઘોડાને એક હથિયારબંધ પસાયતાની રખેવાળીમાં સોંપી અમે સિંહની શોધમાં રવાના થયા સિંહ અત્યારે ક્યાં હોવા જોઈએ તેનો આ લોકોને બરાબર ખ્યાલ હતો સહોએ પેટ ભરીને આહાર કર્યો હતો નદીનુ પાણી પાસે જ હતુ એટલે પાણી પીને તેઓ નક્કી આ ટલામાં જ કોઈ ઝાડની શીતળ છાયા નીચે ઘોરતા હશે. નિર્જન જંગલ હતુ એટલે તેમને કોઈ ખલેલ પહોંચાડે તેવી વકી ન હતી હોય તોપણ એ ક્યાં ડરે એવા હતા! અને ડરે તોપણ આટલુ ખાધા પછી અને પેટ ભરીને ઠડુ પાણી પીધા પછી આવી સળગતી ભઠ્ઠી જેવી ગરમીમાં ચાલી ને દૂર જવાનુ મન કોને થાય! સિંહ જરૂર કેઈ ઝાડ નીચે સૂતા હોવા જોઈએ આ વડલા કરતાં બીજુ કયુ ઝાડ આવી ગરમી સામે ઝીકઝીને! વડનો તો વગડાનો ગરમીનુ નિયત્રણ કરનાર યત્ર (air conditioning plant) અથવા રેફ્રીજરેટર છે. તેનાં પાંદડાં સાથે અથડાતો પવન ગરમ મટીને શીતળ બની જાય છે તેની વડવાઈઓ હવામાંથી ગરમી ખેચીને ટાઢક આપે છે અને તેની લમાં તમે વડલા નીચે ખાટલો નાખીને બેઠા હોતો બહાર ભલે ભઠ્ઠીની ઝાળ જેવી ગરમ લૂ વાતી હોય, પરતુ વડલા નીચે તો મગજને તર કરે તેવી ઠંડક હોય. એટલે અમે એવા વડલા શોધવા લાગ્યા

સામે એક મોટા વડલાની ઘટા દેખાય છે ઊડીને આંખે વળગે એવુ એના ઘેરાવાનુ રૂપ. નજરે જોઈને આંખ ઠરે અને મનને ટાઢક વળે શુ એનો ઘેરાવો મોટા અજગરની જેમ એમાંથી અનેક વડવાઈઓ નીચે ઊતરી છે અને ઘણી તો જમીનને અડીને થડરૂપ બની ગઈ છે. લટુડાપટુડા કરતી ચીબાવલી કાબરોના વિવિધ અવાજ તેમાંથી આવે છે 'કી-યુ કી-યુ, ચુક-ચુક-ચુક, હચાંગ હચાંગ, ટયુ, ટયુ, ચુક-ચુક-ચુક' એમના ચાળચાળા જોઈને મોઢેથી હસી દેવાયું આ શીતળ છાંયડામાં કાબરનો ચેપ કંગડાને પણ લાગ્યો હતો અને તેઓ પણ સગીતના સા-રે-ગ-મ ઉપર અજમાયશ કરતા હતા! મુખ્ય થડ પાસે એક ખીસકોલી ઊંચા પૂછડાં કરીને ઉશ્કેરાયેલી હોય તેમ ઘેઘાટ કરતી હતી મારી સાથે જૂનાગઢના ગીરખાતાના અમલદાર જનાબ મ૦ પણ હતા અમે નક્કી માન્યુ કે આ વડલા નીચે બે ત્રણ સિંહ હોવા જોઈએ અમે મોરચો બાંધ્યો એમ નક્કી કર્યું કે પગીઓએ આજુ બાજુથી જઈને સિંહને અમારી તરફ હકવા યોજના તરત ચુપકીદીથી અમલમાં આવી.

અમારી આસપાસ જ્યારે પ્રખર પ્રકાશ હોય અને વડ નીચે ઘેરી ઘટાનુ લીલુ અંધારુ હોય ત્યારે એવા સજોગોમાં વડનાં થડ પાસે શુ છે તે પારખવુ સહેલુ ન હતું વળી જમીન ઉપર સૂકુ ઘાસ હતુ અને મટોડા રતા પથ્થરના રંગ સાથે આબાદ મળી જતા રંગવાળા સિંહ સ્થિર થઈને સૂતા હોય તો તમે તેની પાસે ચડી જાવ ત્યાં સુધી પણ તમારુ ધ્યાન ન ખેંચાય પરતુ જેવો પગીઓનો ઘેઘાટ શરૂ થયો કે તરત જ તેમની ઊંઘ ઊડી ગઈ અને ઊભા થઈને રેવાલ ચાલે ભાગ્યા આ વખતે હું

ઓચિંતા આવ્યા હતા કે તેઓ ક્યાં સૂતા હશે તેના વિચારમાં વડલાની વિશાળ છાયા નીચે હું ચારે બાજુ જોવામાં મશગૂલ હતો ત્યાં તો તેમને ભાગતા જોયા. એક સિંહણ હતી. મેં આગલા સિંહ ઉપર ગોળી છોડી, પરંતુ તેઓ તો બધાં મૂંગાં મૂંગાં ભાગ્યાં. મને થયું કે મારો બાર ખાલી ગયો છે અને હું નિશાન ચૂકી ગયો છું. એ વિચારે મને ભારે છોભામણ લાગી. માનભંગથી મારું મન ચણચણતું હતું ત્યાં મેં ગનુની રાડ સાંભળી મારો મરાઠો નોકર જે દિશામાં ઊભો હતો તે જ દિશામાં સિંહ ગયા હતા. ગનુ તેમને આવતા જોઈ દોડીને ઝાડ ઉપર ચડી ગયો ન હોત તો તેનું આવી બન્યું હોત. પરંતુ ઝાડ ઉપર ચડવું એ તો મરાઠાને ગોઠણે હાથ દેવા જેવું સહેલું. સિંહ તેની પાસેથી જ નીકળ્યા. ગનુએ બૂમ પાડી કે આગલા સિંહના પડખામાં જખમ છે. હવે મને ટાઢક વળી. મેં તરત બંદૂક ભરીને તેનો પીછો લીધો. કેડો તપાસતાં ખબર પડી કે સિંહની પાછળ પુષ્કળ લોહીનો છંટકાવ થયો છે, હવે હું ઉત્સાહમાં આવી ગયો. જે સિંહના જખમમાંથી આટલું લોહી પડતું હોય તે હવે દૂર નહિ જઈ શકે. પરંતુ મારે બહુ દોડવું ન પડ્યું. એક વળાંક લેતાં ધરતી ઉપર ઢળી પડેલો સિંહ નજરે પડ્યો. તેને માત્ર કળ વળી ગઈ છે કે સાવ મરી ગયો છે તેની ખાતરી કરવા મેં તેને પાણો મારી જોયો. આવે વખતે આંધળી દોટ મૂકવામાં જોખમ છે. ઘણી વાર એવું બને છે કે શિકારી ધીરજ રાખવાને બદલે સિંહને મરેલો માની તેની પાસે દોડી જાય છે અને સિંહને તો માત્ર કળ ચડી ગઈ હોય છે એટલે શિકારી ઉપર અણધાર્યો હુમલો કરે છે અને પરિણામે શિકારીનો જાન જોખમમાં આવી પડે છે. પરંતુ પાણો માર્યા પછી મને ખાત્રી થઈ કે સિંહ મરી ગયો છે. હું નથા નિશાન સાવ ચૂકી ગયાનું માનતો હતો ત્યાં મારી એક જ ગોળીએ એવા મોટા સિંહને ખતમ કર્યો હતો.

હતા અને મને હજી એક સિંહ મારવાની પરવાનગી ઊભી હતી. મારે એ તક જવા દેવી ન હતી. અહીંથી તલાળાની છાવણી મને છેટે પડતી હતી અને આ સિંહ અહીંથી બહુ દૂર જાય એવી વકી ન હતી એટલે મેં મારી છાવણી સાસણમાં બદલી બીજા સિંહના વાવડ મેળવવા માટે જંગલ ચોકિયાતો અને પસાયતાઓ તથા માલધારીઓને સૂચના આપી રાખી. સાસણ ગીરમાં તે વખતે સાબર અને ચિત્તળની વસતિ સારા પ્રમાણમાં હતી એટલે બાગેલુ સિંહનો જ્યાં સુધી પતો ન મળે ત્યાં સુધીના દિવસો મેં જંગલમાં ફરવામાં તથા સાબર અને ચિત્તળનો શિકાર કરવામાં ગાળવા નિશ્ચય કર્યો.

થોડાક દિવસો નીકળી ગયા અને વધુ પડતી ગરમીએ કંઈક વહેલો વરસાદ આણ્યો. ગાજ-વીજ સાથે વરસાદ તૂટી પડ્યો. મેઘ ગડેડાટી કરવા લાગ્યો ને મોરલાએ કે—હુ—ક, કે—હુ—ક મે—આ—વ મે—આ—વ થી ગિરને ગજાવી મૂક્યો. મને હવે બીક લાગી કે હવે આ બાજુ કોઈ સિંહ નહિ ફરકે, કારણ કે હવે તો જ્યાંત્યાં જળબંબાકાર હતું. સિંહને ગમે ત્યાં પાણી મળે તેમ હતું, એટલે તેમને હવે હીરણ કાંઠો શોધવો નહિ પડે.

એક દિવસ અમે ખોખરાના જંગલમાં સાબરના શિકાર માટે નીકળ્યા. એક વખત ત્યાં ખોખરાનું ગામડું હતું, પણ અત્યારે તો ત્યાં જંગલ ઊગી ગયું હતું. ઝૂંપડાંનાં ખંડેર ઊભાં હતાં, ત્યાં છાપરાં સારાં હતાં એટલે મેં થોડાક માણસોને મારા ઘોડા સાથે ત્યાં રહેવાના કર્યાં અને મારું ખાણું પણ ત્યાં મોકલી આપ્યું. મારી યોજના એવી હતી કે તડકા તપવા નીકળે ત્યારે ખોખરા જવું અને ત્યાં ખાણું ખાઈને બપોરનો વિસામો લેવો. નમતી બપોરે થોડું બેસીને શિકાર માટે ઘૂમવું. ખોખરાનું જંગલ સાબર અને ચિત્તળના વસવાટ માટે આદર્શ હતું. જ્યાં જુવો ત્યાં નાનીમોટી ધાર અને રાયણ,

નાના સાગ, જંગલી નેવરી, જાંબુ, વાંસ, આંબલી અને જંગલી આંબાની ઘટા. કેરડોમાંથી બાવળ, બોરડી, વગેરેની ઝાંટવો. પરંતુ સાબર અને ચિત્તળ ક્યારે સજાગ નીકળ્યા. સાબર તો એક પણ અમારા હાથમાં ન આવ્યું. આ પ્રાણીઓને તાકો તપે એવી ગીચ ઝાડીમાં ઘૂસી જવાની ટેવ હોય છે કે પછી એમને શોધવા એ અશક્ય કામ છે. તેમ છતાં અમે એક ચિત્તળ હાફ્રેટમાં લીધો તે વિશાળ શીંગડાવાળો પુખ્ત વયનો નર હતો.

જ્યારે તડકો તપ્યો ત્યારે અમે ખોખરા તરફ વળ્યા અમે જ્યારે ખોખરાથી ચારેક ખેતરવા છેટા રહ્યા હશું ત્યારે અમારો રસ્તો એક ટેકરીને અડીને નીકળતો હતો. મારી આગળ હેમાત સંઘી હતો અને તેની પાછળ હું હતો. ટેકરી ઉપર ઝાડી છવાયેલી હતી. એક ભેખડ ઉપર પીપળાનું ઝાડ નીચું નમતું હતું અને તેની ઉપર બેક કાગડા કાગારોળ કરતા હતા. હેમાતે મારા કાનમાં કહ્યું, 'ત્યાં સિંહ હોવો જોઈએ.'

હજી તો તેના મોંમાંથી આ શબ્દો માંડ નીકળ્યા હતા ત્યાં તો એક સિંહે ઝાડીમાંથી એ ભેખડ ઉપર ઠેકડો માર્યો. તેની પાછળ બીજા બે સિંહ નીકળ્યા. ત્રણેએ અમારી સામે જોયું. કાન સરવા કર્યાં અને પછી તરત ભાગ્યા. અમને ખાતરી હતી કે ખરે બપોરે આવા તાપમાં સિંહ છેટે નહિ જાય, એટલે અમે તેમનો પીછો લીધો.

સિંહની બહાદુરી વિષે આપણે ત્યાં બહુ ખોટી માન્યતાઓ છે. સિંહ કદી પૂંઠ ન દેખાડે અને પાછી પાની ન કરે એવી લોકમાન્યતાએ તો સિંહને બહાદુરીનું પ્રતીક બનાવ્યું છે અને રાજપૂતોએ પોતાના નામ સાથે સિંહનું નામ જોડવું અનિવાર્ય માન્યું છે. પરંતુ સિંહ તો નથી વાઘ જેવો બળવાન કે નથી તેના જેવો ચકોર. તેની હિમ્મત પણ વાઘ સાથે બરોબરી નથી કરી શકતી. એટલું ઠીક છે કે જ્યાં વાઘ છે ત્યાં સિંહ નથી. આફ્રિકાના જંગલો સિંહથી ઊભરાય છે, પણ ત્યાં વાઘ નથી હિંદુસ્તાનના જંગલોમાં વાઘ પુષ્કળ છે, પણ ત્યાં સિંહ નથી. સંભવ છે કે હિંદુસ્તાનમાંથી વાઘે જ સિંહને કાઢી મૂક્યો હોય. ગિરમાં સિંહ છે પણ વાઘ નથી, અને એ ઠીક છે કે ગિરમાં વાઘ નથી, નહિતર ગિરમાંથીયે તેણે સિંહને ક્યારનો તગડી મૂક્યો હોત. જો એમ બનત તો તેનું નામ ધારણ કરનાર લીઓ (સિંહ) ટ્રોટસ્કીને જેમ દુનિયામાં કોઈ દેશ સઘરવા તૈયાર નહોતો તેમ સિંહને પણ ક્યાં આશરો મળત!

આ તમારા માનવામાં ન આવતું હોય તો એટલું પણ જાણી લ્યો કે જ્યારે અકસ્માત સિંહ અને વાઘ, અલબત્ત પાંજરામાં, આથડી પડ્યા છે ત્યાં વાઘે સિંહને સહેલાઈથી મારી નાખ્યો છે. માણસને જોઈને બધાં જંગલી પ્રાણીઓને પહેલી વૃત્તિ નાસી જવાની જ થાય છે, અને સિંહ પણ તેમાં અપવાદ નથી. ઘવાયા પછી પણ મોટે ભાગે તે નાસી જશે, પરંતુ ઘવાયેલા વાઘ અને દીપડાની જેમ ઘવાયેલો સિંહ પણ એટલો જ ભયંકર છે. હા, સિંહનો કેશવાળીવાળો દેહ સુંદર હોવાને બદલે પ્રભાવશાળી અને ભયંકર વધારે લાગે છે અને ઊંચું માથું કરીને તેની ઊભા રહેવાની ટેવ તેની પ્રતિભામાં વધારો કરે છે. વળી વારંવાર ગરજવાની અને ઘૂરકવાની ટેવ પણ તેની પ્રતિભામાં વધારો કરે છે. આ કારણોથી માણસોએ તેને સૌથી બહાદુર, સૌથી ભયંકર અને પાછી પાની નહિ કરનાર પ્રાણી તરીકે ઓળખાવી તેને વનરાજનું બિરુદ આપી દીધું છે

સિંહ કયે રસ્તે ગયા છે તે જાણવું સહેલું ન હતું. જમીન સૂકાં પાંદડાંથી ઢંકાયેલી હતી, છતાં નવાઈની વાત તો એ હતી કે પગીઓએ સિંહનો સગડ લીધો હતો. સગડ લેવાની એમની શક્તિ અને પારખ-એ ખરેખર તેમને કુદરતી બક્ષીસ છે. કોઈ વિદ્વાન કે વિદ્યા એ કળા ન શીખવી શકે.

જમીન ક્યાંય સપાટ ન હતી. ઝાડની ઘટા ક્યાંક ઘેરી હતી અને ક્યાંક આછી હતી. વચ્ચે વચ્ચે ઉઘાડો પટ પણ આવતો. ધરતી પર તડકો અને છાંયડો ફેરફુદડી ફરતા હતા. ચાલતાં અવાજ ન થાય તેની અમે પૂરતી તકેદારી રાખતા હતા. અચાનક હેમાતે મારો હાથ દાબ્યો અને વાંસનાં ઝુંડ તરફ મારું ધ્યાન ખેંચ્યું. હેમાતે મારા કાનમાં કહ્યું, 'સિંહ લાગે છે.'

હું તૈયાર જ હતો. મેં રાઈફલ ઊંચી કરી, પરંતુ આ વખતે હેમાતે થાપ ખાધી. સિંહને બદલે એક ચિત્તળ તીરની જેમ ભાગી. હરણીનો રૂપાળો દેહ આ વખતે ક્યાંય વધારે રૂપાળો લાગ્યો. આ ભૂલથી હેમાત ઝંખવાણો પડી ગયો.

ચાલવામાં બીજા બે કલાક નીકળી ગયા. પરંતુ મને મળેલ પરવાનગી બીજા અને છેલ્લા સિંહનો શિકાર કરી લેવાની મારી ઉમેદ એવી તીવ્ર હતી કે પેટમાં લાગેલી ભૂખ કે હવામાં સળગતો તાપ મને યાદ જ આવતા ન હતા. બે કલાક પછી એક ખીણમાં મોટો વડલો આવ્યો. હેમાતે કહ્યું કે સિંહ જો હશે તો આ વડલો નીચે જ હોવા જોઈએ. પરંતુ સિંહ હોય તો તેને ખલેલ ન પહોંચે અને અમે પાસે જઈને ખાતરી કરી શકીએ એ બને વાત એક મ્યાનમાં બે તરવાર સમાવવા જેવી હતી. વડલાની આસપાસ ખુલ્લી જગ્યા હતી એટલે અમે તડકામાં ઊભા હતા અને વડલા નીચે તો છાંયડો હતો એટલે ઘટાનું અંધારું પડતું હતું. તેમાં વળી વચ્ચે ખડ ઘેઘૂર કાંઈ હતું. આગળ હેમાત તથા ક્યરો અને પાછળ હું હમાતે પગલે ચુપચુપ આગળ વધ્યા. વચ્ચે એક ઝાંખરું હતું તેના ઓથે અમે પહોંચી ગયા. વડના થડ પાસે મને લાગ્યું કે સિંહણ સૂતી છે, પરંતુ હેમાતે મને કાનમાં કહ્યું કે સાવજ છે. મે નિશાન લઈને ગોળી છોડી અને સિંહણ પાણો ઊડે તેમ ઊછળી પડી પણ પાછી ઊભી થઈને આંખના પલકારામાં ભાગી. આ વખતે પણ હેમાતનું અનુમાન ખોટું પડ્યું. તે સિંહણ જ નીકળી. હું હજી તો મારી રાઈફલ ભરતો હતો ત્યાં તો સિંહણ જે દિશામાં ગઈ હતી ત્યાંથી બંદૂકના ભડાકા થતા સંભળાયા અને પછી કોઈ માણસ સિંહણની હડફેટમાં આવી ગયો હોય એવી ચીસો અને હોકારા થતા હોય એવો અવાજ આવ્યો. હું થડકી ગયો. મને લાગ્યું કે જરૂર કોઈ કમભાગી આ ઘવાએલી સિંહણના હાથે રોળાઈ ગયો. મે રાયફલ તો ભરી લીધી હતી. પણ તે ભારે હતી અને મારે ઝડપથી દોડવું હતું એટલે મેં ક્યરા પાસેથી હળવી એક્સપ્રેસ રાઈફલ બદલાવીને તેને પાછળ આવવાનું કહી અને તેટલી ઝડપથી દોટ મૂકી. પરંતુ રાઈફલ બદલાવવામાં મેં ગંભીર ભૂલ કરી હતી. મારે ઝાઝું દોડવું ન પડ્યું. જઈને જોઉં છું, તો વિકરાળ સ્વરૂપ ધારણ કરીને સિંહણ એક પસાયતા ઉપર ધસે છે અને પસાયતો એની જૂનીપુરાણી મેંયલોક બંદૂકને જામગરી ચાંપવા માટે ફાંફાં મારે છે. સિંહણ કાન ઊભા કરી, મો ફાડી, દાંતિયા કરી, લોહી-તરસી આંખો ફાડીને છલાંગો મારતી આવતી હતી. હું બરોબર વખતસર પહોંચ્યો હતો મેં પસાયતાની જગ્યા લઈ લીધી અને નિશાન લઈને બહાર કર્યો.

પણ આ શું! ગોળી છટકી ગઈ! નિશાન એળે ગયું! સિંહણ મારી સામે ધસી આવી. બંદૂક ભરવાનો વખત ન હતો. ક્યરા પાસેથી મારી ભારે રાઈફલ લેવા હું પાછળ ફર્યો અને જોઉં છું તો.........ક્યરો સિંહણથી ડરીને મારી રાઈફલ સાથે ભાગે છે! મામલો કટોકટીનો હતો. જો હવે મારે બચવું હોય તો ક્યરાને પકડી પાડીને મારે તેની પાસેથી બંદૂક આંચકી લેવી જોઈએ. પરંતુ મારે એટલી ઝડપથી દોડવું જોઈએ કે સિંહણ મને આંબી જાય તે પહેલાં મારે ક્યરાને આંબી જવું જોઈએ. એક પળનો પણ વિલંબ કર્યા વિના મે દોટ મૂકી. અણીને વખતે તમને જ્યારે બે માર્ગ દેખાય અને તમે તેમાંથી એક અખત્યાર કરી લો પછી તેમાંથી

પાછા ફરીને બીજો માર્ગ અખત્યાર કરવાનો સમય નથી રહેતો. મે પણ કચગ નાછગ દોડીને તેની પાસેથી રાઇફલ લઇ લેવાનો માર્ગ અખત્યાર કરી લીધો હતો અને હવે તેમાંથી બીજો રસ્તો લેવાનો સમય ન હતો મને દરેક પળે એમ લાગતુ હતું કે સિંહણનો પંજો અબઘડી મા૨ા ઉપર પડશે જોઇએ. મને લાગ્યુ કે તે હવે મારા પગ આગળ જ છે મોતનો ઠંડો હાથ મને સ્પર્શ કરતો હોય એમ મને લાગ્યુ. આવી ભયંકર ગરમીમાં પણ મને શીત વળ્યા મને લાગ્યુ કે થઇ ચૂક્યુ—આવી બન્યુ, પણ . મારા માણસોની બૂમો મે સાંભળી મર ગયા, સાહેબ, મર ગયા '

વીજળીનો ઝાટકો લાગે તેમ હુ ઊભો થઈ ગયો પરંતુ આ ઝાટકાએ તો મને નવા જીવનની વધાઈ આપી હતી. મે પાછળ ફરીને જોયુ તો મારી પાછળ ધસી આવતી સિંહણ અગાઉ રસ્તે ઊથળી પડી હતી

હવે મને મારી ભૂલ સમજાઈ જો મે મારી ભરી રાઈફલ જ વાપરી હોત તો તે તેની ચોટ ખાધા પછી સિંહણને મારી પાછળ દોડવાની તાકાત ન રહેત. હળવી રાઈફલની ઝડપી ગોળીએ તેની છાતી વીંધી નાખી હતી પરંતુ તેની ગોળીમાં શિકારને ત્યાં ને ત્યાં ઊથલાવી દેવાની શક્તિ ન હતી સિંહના ઝનૂન તથા સહનશક્તિનાં મારે શુ વખાણ કરવાં! તેના હૃદય સોંસરવી ગોળી ગઇ હતી અને છતાં તેણે મારા ઉપર આવો ઝનૂની હુમલો કર્યો હતો. મોત અને મારી વચ્ચે માત્ર દોરાવાર અંતર રહી ગયુ હતું પરંતુ શિકારમાં એટલો રોમાંચ, એટલુ સાહસ અને એટલું જોખમ ન હોય તો પછી તેમાં મજા શુ છે? જેને જોખમ ન ખેડવુ હોય તેને સસલાં અને તેતર ક્યાં નથી મળતાં!

[ અંગ્રેજી પરથી

એક—અરે ભાઈ ગઈ રાતે તો માંડ માંડ બચ્યો

બીજો—શુ થયું હતુ?

એક—રાતે લગભગ બે વાગે કંઈક અવાજ થતા જાગી ગયો, જોયું તો બારી પાસે કંઈક ધોળુ ધોળુ હાલતુ ચાલતુ દીઠુ—એટલે મે તો લાકડી લઈને દસબાર ઘા કરી લીધા

બીજો—તે ચોરે કંઈ સામનો નો કર્યો?

એક—સામનો શુ કરે! કારણ કે બત્તી કરીને જોયું તો ખીંટીએ લટકતુ મારુ પહેરણ હવાને લીધે ફરફરતુ હતુ

બીજો—પણ તમે તો કહો છો ને કે 'માંડ માંડ બચ્યા!'

એક—બચ્યો તો ખરો જ ને ધારો કે પહેરણ ઉતાર્યા સિવાય હું સૂતો હોત તો કેટલી લાકડીઓ ખાવી પડત!

× × ×

એક—આજ તો પાંચ રૂપિયાની નોટ ખોઇ

બીજો—અરે ભૂલથી બીજા ખીસામા રહી ગઈ હશે

એક—ના ના, મે બધાં ખીસા જોયાં

બીજો—પણ અંદરની ઉપલી નાની ખીસી જોઈ?

એક—એ હજી નથી જોઇ—કારણ કે એ જોઉં ને તેમાં પણ ન નીકળે તો તો સાવ ગયા જ ને!

× × ×

એક—કલકત્તાની તો શી વાત કરુ! ચોરંઘી પર એટલી બધી વાહનોની ભીડ રહે છે કે તમે એક ફુટપાથ પરથી સામેની ફુટપાથ પર, રસ્તો ઓળંગીને ન જઇ શકો

બીજો—પણ તો પછી સામેની ફુટપાથ પર જનારાઓએ શુ કરવુ પડતુ હશે!

એક—અરે કરે શુ? સામેની ફુટપાથ પર જનમ લેવો પડે સમજ્યા!

[ [illegible]ના નાટકમાંથી

# સરસ્વતી

ગોપાળરાવ વિદ્વાંસ

આજ સુધી કોઈ કવિએ હજુ વાવાઝોડું અને વાતોનાં ગપ્પાંની તુલના કરવાની હિંમત તો દાખવી જ નહિ, પણ કોઈ વિનોદી લેખકે પણ એમના સામ્યનું ક્યાંયે વર્ણન આપ્યું નથી એથી મને ઘણી નવાઈ લાગે છે. ઘણી વાત એમ છે કે વાવાઝોડાની પેઠે જ ગપ્પાં કયે સ્થળે જઈ પહોંચશે એનું કશું ઠેકાણું કહેવાનું નથી! અમારી કલબનો જ દાખલો લઈએ. દિવાળીના દિવસોમાં કલબના સઘળા સભ્યોએ એક જમણ કરવાનું ઠરાવ્યું. જમણમાં પકવાન શું બનાવવું એ વિષે એટલો જોરદાર વાદવિવાદ અને ચર્ચા જામ્યાં કે કોઈ પણ મ્યુનિસિપલ ચૂંટણીમાં પણ એટલી ખેંચાખેંચી ભાગ્યે જ થઈ હશે. આખરે શીખંડપૂરીના જમણ માટે વધારે મતો મળ્યા. જમણની વાની નક્કી થયા પછી દિવસની પસંદગીનો સવાલ ઊભો થયો. દિવાળીનો દિવસ લક્ષ્મીપૂજનનો હોવાથી વેપારીઓને અનુકૂળ નહોતો, અને બેસતે વર્ષે ઘેર ન જમે તો ઘરમાં પગ મૂકવાની હામ રહેશે કે નહિ એવી તકરાર કેટલાક પતિરાજોએ* કરી, અને ભાઈબીજ તો ખાસ બહેનો માટે જ હોય! ઘણા ભાઈઓને પોતાની બહેનને ત્યાં તે દિવસે જમવા ગયા વિના ચાલે જ નહિ.

અને એમ વાતમાંથી વાત ચાલતાં ભાઈબીજ અંગે જ ચર્ચા ચાલી. એકે એવો સવાલ કર્યો કે ભાઈ-બહેન વચ્ચે આટલો બધો પ્રેમભાવ છે છતાં બહેનો વચ્ચે એવો પ્રેમ કેમ નહિ બતાવાતો હોય? અમારામાં અનેક વિદ્વાનોએ એ સવાલનો જવાબ આપવા મહેનત કરવા માંડી. એક કોઈક વિષેનાં ગપ્પાં હાંકનારે દર્શાવ્યું કે ભાઈ અને બહેન વચ્ચે જ વધારે આકર્ષણ હોઈ શકે. બીજાએ એવું સાબિત કરી બતાવ્યું કે પુરુષ એક કમાનાર અંગ હોવાથી એણે પોતાનો ભાવ વ્યક્ત કરવા માટે બહેનને ભાઈબીજને દિવસે ભેટ આપવાની રીત શોધી કાઢી છે. ત્રીજા ભાઈ જરા જૂનવાણી વિચાર-સરણી ધરાવતા હતા. તેમણે બસો પુરુષો સાથે રહી શકશે પણ બે સ્ત્રીઓનું કદી સાથે ભોજન નહિ એવી લોકોક્તિનો આધાર લઈને બહેન કદી બહેન પર હેત રાખી જ ન શકે એવો સિદ્ધાંત રજૂ કર્યો છુ. ગપ્પાંની ચર્ચા હું મજેથી સાંભળી રહ્યો. એ સિવાય એ વાદવિવાદમાં જમણનો દિવસ નક્કી કરવાની વાત સહુ ભૂલી ગયા એથી મને હસવું પણ આવ્યું. કલબમાંથી એ ચર્ચા પૂરી થતાં જ અમે સહુ છૂટા પડ્યા અને હું એકલો મારા નિત્યક્રમ મુજબ ફરવા ઊપડ્યો. પણ પાણીમાં દાબી રાખેલું બૂચ જેમ હાથ ઉઠાવી લેતાં જ ઊછળીને ઉપર આવી જાય તેમ હું એકલો પડતાં જ મારા મનમાં એકનો એક વિચાર વારે વારે ઘોળાવા લાગ્યો. દુનિયાના વહેવારમાં જુઓ કે સાહિત્યની કૃતિઓમાં તપાસો, ભાઈએ બહેન પ્રત્યે દાખવેલ હેતનાં દૃષ્ટાંતો આપણને અનેક સાંપડી આવે છે પણ બહેને બહેન તરફ દાખવેલા હેતનું દૃષ્ટાંત—

મેં વાંચેલી નવલકથાઓ, વાર્તાઓ, નાટકો, નવલિકાઓ—એક પછી એક બધાનાં વસ્તુઓ મારા સ્મૃતિપટ પરથી ફિલ્મની પેઠે ઝપાટાભેર પસાર થઈ ગયાં. મહેતાબ (ચંદ્રજ્યોત) બળતી હોય ત્યારે તેનું તેજ બહુ જોરદાર હોય છે, પણ તે સળગી રહેતાં જ એ શોભા જેમ લોપ થઈ જાય છે, એ રીતે મને એ મારી મનગમતી વાર્તાઓનાં વસ્તુઓ વિષે લાગ્યું. એ બધામાં કલ્પનાચાતુરી હતી, ભાવની મધુરતા હતી, બીજું ઘણું હતું. પણ જે સવાલનો

---

* ભાઈબીજને દિવસે જમણવેળા જેમ બહેન ભાઈનાં ઓવારણાં લે તેમ દિવાળી પડવાને દિવસે પત્ની પતિનાં ઓવારણાં લે એવો કેટલાક મહારાષ્ટ્ર કુટુંબોમાં રિવાજ છે

જવાબ મારું મન અત્યારે શોધી રહ્યું હતું તેનો ઉત્તર મને એમાં ક્યાંયે સાંપડ્યો નહિ. ભાઈએ બહેનને આપેલી વીરપસલીના જાતજાતના નમૂનાઓ સાંપડે છે; પણ બહેને બહેનને કોઈ વાર વીરપસલી–ભગિનીભેટ (!) કરી આપી હશે ખરી!

હું મારે રોજને મનગમતે સ્થળે જઈને બેઠો. ત્યાં બેઠાં બેઠાં પણ હું એ એક જ સવાલનો જવાબ શોધી રહ્યો હતો. ધીરે ધીરે અંધકાર વધતો ચાલ્યો. મારી નજર ઊંચે આકાશ તરફ ખેંચાઈ. બીજની આછી ચંદ્રલેખા ત્યાં ધીમી ધીમી ચમકતી હતી. મને એકદમ એક વિચાર સૂઝી આવ્યો. બે બહેનોનું હેત પણ આવું કાં ન હોય?

ક્યાં આ આછીશી ચંદ્રલેખા અને ક્યાં આ ધરિત્રી! બંને વચ્ચે કેટલા બધા માઈલોનું અંતર છે! છતાં એટલે દૂરથી પણ એ નાનીશી ચંદ્રલેખા પોતાને મળતો પ્રકાશ અંધકારથી ઘેરાઈ જતી ધરિત્રીને પહોંચાડવાનો પ્રયત્ન કરી રહી છે!

એ વિચારે મારા હૃદયને જરા નિરાંત તો મળી; પણ એ શાંતિ ઘડી ભરની જ હતી. ઊંઘની દવા પાવાથી જેમ દરદીને ઘેન ચડે છે ને દુઃખ ભૂલી જાય છે તેવી જ અસર આવી જાતના વિચારોની હોય છે. એક કલ્પનાનું ઘેન સરી જતાં જ પાછું—

ઘેર પાછો ફર્યો ત્યાં સુધી મારા મગજમાં એજ વિચારો ચાલી રહ્યા હતા. મારાં જાણીતાં ઘણાં કુટુંબો હું સંભારી ગયો; એમાંનાં ઘણાં કુટુંબોમાં બે બહેનો વચ્ચે નાનપણમાં અસાધારણ સખીપણાં પણ જાણેલાં. પણ એ મોટી થયા પછી! પરણ્યા પછી દરેક દીકરી–પુત્રી પોતપોતાના ગૃહસંસારમાં જ તલ્લીન બની જાય છે. એટલી બધી કે પોતાની બહેનને તે છેક વીસરી જાય છે! મહાસાગરમાં મળી જતી સરિતા પોતાના ઉદ્‌ભવસ્થાન પર્વતને અને એની પ્રકૃતિશોભાને વીસરી જાય તેમાં શી નવાઈ!

પણ ઘરનાં પગથિયાં ચડતાં ચડતાં મને થયું–અરે ભગવાન! મેં આ બહારનાં ઉદાહરણો શોધવાનો નાહક સઘળો પ્રયત્ન કર્યો! ખુદ મારી માતાનું જીવન જ આ સવાલનો સાફ સાફ ઉત્તર આપી રહેલ છે. પછી બીજે–

મારી માતાનો સ્વભાવ કેટલો સ્નેહભર્યો છે તેનો પુરાવો હું તો શું પણ ગામ આખું આપી શકે તેમ છે. પિતાજી આવા દુર્વાસા જેવા ક્રોધીને 'ચીડિયા હોવા છતાં જ્યારે એ પોતાનાં જૂનાં સંભારણાંની વાતો કહે છે ત્યારે બાનું હૈયું કેવું સ્નેહાર્દ્ર છે તેની પૂરેપૂરી ખાતરી થાય છે. પક્ષઘાતને લીધે પિતાજી બેત્રણ વરસ પથારીએ રહ્યા પછી આખરે મૃત્યુવશ થયા. એ ત્રણ વરસો દરમિયાન એમનો સ્વભાવ કેટલો બધો ચીડિયો બની ગયો હતો! પણ એ ત્રણે વરસો દરમિયાન એક પણ દિવસ સહેજ પણ અણગમો આણ્યા વિના–ચિડાયા વિના ખરેખરા મનોભાવે એમની સેવાચાકરી બાએ જ ઉઠાવી હતી.

અને મારા પ્રત્યેનું એનું વહાલ!–મને ટાઈફોઈડ થયેલો ત્યારે બા અનન્યભાવે ભગવાનની પ્રાર્થના કરી માગતાં: 'હે દયાસાગર! મારી આખી આવરદા લઈ લે, તને ગમે તો મારી આવરદાના એકેક વરસને બદલે એક મહિનો ગણીને પણ એટલી આવરદા મારા બાળકને દે તો તારો જ પાડ!' અને હું ધારું છું કે એની એ ખરા દિલની માગણીથી જ મને તેડવા આવેલા જમદૂતો પણ બારણેથી પાછા વળી ગયેલા!

કોઈ આડોશીપાડોશી ગમે ત્યારે ગમે તે માગવા આવ્યું હોય તોપણ બાએ એને ના પાડી નથી! ઘેર બે કહેતાં બાર મહેમાન ભલે આવ્યા હોય; બાનું મોં ચડ્યું મેં કદી દેખ્યું નથી! પણ એ મારી બાએ સુધા માશીને કોઈ કહેતાં કોઈ દિવસે અમારે આંગણે નોતર્યાં નથી. સમાજસેવિકા તરીકે માશીના ફોટાઓ અનેક વાર છાપામાં છપાતા. પણ માશી જીવતાં હતાં

સા સુધીમાં તેનો એક પણ ફોટોગ્રાફ મારે કદી ઘરમાં જોયો નહોતો. પોતાને સુધા નામની એક બહેન છે અને તે જીવે છે, એ વાત પણ જાણે તે ભૂલી ગઈ છે એમ તેની વાતો પરથી તેમને લાગી જાય આનું કારણ શું!

સુધા માસી નાનપણમાં જ વિધવા થયેલા-બાલવિધવા હતાં. મારી બાથી ઉંમરમાં એ નાનાં હતાં. પિયરમાં સગામાં બા અને માશી બે જ જણી હતી. અને છતાં મારી સાંભરણમાં મેં સુધા માસીને કદી અમારે ઘેર આવ્યાં દીઠાં નહોતાં! ને નાનો હતો ત્યારે તો હું અનેક મનોરથો કરતો કે મોટો થાઉં, કમાતો થાઉં એટલે સુધા માશીને ખાસ આપણે ત્યાં જ લાવીને રાખવાં છે! પણ માનવીના મનોરથો ગમે તેવા મગનગામી હોય તો પણ કાળ ભગવાનની એક ફૂંક લાગતાં જ એ સઘળા પડીને પાધર થઈ જાય છે! હું કોલેજનો અભ્યાસ પૂરો કરું તે પહેલાં જ સુધા માશીએ સ્વર્ગની વાટ લીધી હતી. ને પછી તો ધીરે ધીરે હું સુધા માશીની વાત પણ ભૂલી ગયો. બા તો કદી સુધા માશીનું નામ પણ સંભારતાં નહિ!

હું જમવા બેઠો પણ મારું ધ્યાન જમણમાં ચોંટતું નથી એ જોતાં જ બા એ હસીને પૂછ્યુ: 'કેમ ભાઈ! આજે મન ક્યાં ભમે છે?'

'માળવે રખડવા નીકળી પડ્યું છે!'

'કેમ અમસ્તું જ કંઈ!'

નાના, એક ચીજની શોધ કરે છે '

હું વધારે બોલ્યો નહિ. મને છાનો રહેલો દેખી બાએ ફરી સહેજ આછું હસીને સવાલ કર્યો; 'કેમ, માળવામાં કોઈ કન્યા વધારે ગમી ગઈ છે!'

'ના રે.'

'આવા નારેનો અર્થ શું થાય ખબર છે?'

'તું જ સમજાવને સારે!'

'આવા સવાલોનો નારે જવાબ મળે સારે સમજવું કે એનો અર્થ 'હા' એવો થાય છે!'

'વાહ વાહ! તું પણ કંઈ લગાવે છે! તને પણ ઠીક લગાવી દેતાં આવડે છે હોં કે!'

અમે બન્ને ખૂબ હસી પડ્યાં. હસવાનું જોર નરમ પડ્યા પછી સાંજથી મારા મગજને હેરાન કરી રહેલ સવાલની વાત મેં બાને કહી, ને છેવટે પૂછ્યું; 'બા! મને તો લાગે છે કે બહેનો બહેનોમાં એક બીજી પ્રત્યે હેત ઘણું-ઓછું હોતું હશે.'

'તમે લેખકો પણ જ્યારે મંડી પડો છો ના...'

'દુનિયાને સત્ય વાત કહી સંભળાવવાની જવાબદારી અમારા પર જ છે એ જાણો છો?'

'પણ જે સત્ય તમે દુનિયાને સંભળાવવા નીકળી પડો છો તે વિષે તમારી પૂરી ખાતરી થઈ હોય છે ખરી?'

'અવશ્ય!'

'શું અવશ્ય! કહે જોઈએ, આ સિદ્ધાંત તેં ક્યાંથી શોધી કાઢ્યો?'

'ક્યાંથી? કહું?' મેં હસતાં હસતાં જણાવ્યું, 'ખુદ તારી પાસેથી જ!'

બા મારી સામે મોં ફાડીને જોઈ જ રહી! કોઈ ભયંકર સ્વપ્નું આવ્યું હોય ત્યારે જાગી જતાં માણસ જે ગભરાયેલી મુખમુદ્રા અને ચકળવકળ નજરે જોવા લાગે, એવા જ ભાવો એના મોં અને આંખો પર તરી રહ્યા હતા પણ મોં વાટે એક અક્ષર સરખો પણ તે બોલી નહિ.

હવે મારેથી પાછી પાની થઈ શકે તેવું નહોતું.

મેં પૂછ્યુ: 'બા! તું અને સુધા માશી આમ તો સગી બહેનો ખરી ના?'

'હા, જરૂર!'

'જો તમને બંને બેનોને એકબીજા પર ખરેખરું હેત હોત તો માશી વારંવાર આપણે ત્યાં આવ્યા વિના રહેત નહિ કોઈ નહિ તો છેવટ માંદગી વેળા તો જરૂર મોટી બહેનના ખોળામાં માથું મૂકી પ્રાણ છોડવાની ઇચ્છા માશીના દિલમાં થયા વિના રહેત નહિ!'

મારામાં સમાયેલો લેખકનો આત્મા હજી કોણ જાણે કેટલુંય ભરડ્યા કરત. પણ મારું ધ્યાન બાના મોં તરફ ખેંચાયું—

એ આંખોએ શ્રાવણ ભાદરવો ચાલી ગયો હતો!

એ અખંડ આંસુની ધારાને અટકાવવા એ મોં ફેરવી ગઈ! મેં દિલમાં સખત આઘાત અનુભવ્યો! મને થયું કે અજાણતાં પણ મેં બાને હૈયે વજ્રપ્રહાર કર્યો છે! મેં જોયું કે લેખકને અવનવા સિદ્ધાંતોની ટંકશાળ ખોલવાનો જે શોખ થઈ આવે છે, એ શોખનો હું પણ શિકાર બન્યો હતો! દુનિયાને કશાક નવાં સત્યો સંભળાવવાની ધગશમાં—

બાએ પાલવ વડે આંસુ લૂછી લીધાં, અને ત્યાંથી ઊભી થઈને ચાલી ગઈ.

હું પણ ભારે હૈયે ને ધીરે પગલે મારી ઓરડીએ પહોંચ્યો.

ટેબલ પર લટકાવેલા સુંદર ચિત્ર ઉપર મારી નજર પડી. ગંગા-યમુનાના સુંદર સંગમનું એ દૃશ્ય હતું. પરંતુ ચિત્રનું નામ ચિત્રકારે 'ત્રિવેણીસંગમ' રાખ્યું હતું. અત્યારે એ નામ વાંચી વળી મને હસવું આવ્યું.

એટલામાં બા અંદર દાખલ થયાં. તેના હાથમાં એક નાનકડી ચંદનની પેટી હતી. બાના ઘરેણાંની પેટીમાં મેં એ ચંદનની પેટી અગાઉ અનેકવાર જોઈ હતી, પણ તેમાં શું છે તે વિષે મેં કદી પણ બાને પૂછ્યું નહોતું. જ્યારે જ્યારે એ પેટી મારી નજરે ચડતી ત્યારે ત્યારે હું મનમાં મનમાં વિચાર કરી લેતો, વહુને પોતા તરફથી ચડાવવા માટે કોઈ કિંમતી દાગીનો બાએ એમાં સંઘરી રાખ્યો હશે, અને મારાં લગ્ન થયા પછી વહુને એ પહેરાવીને મને આશ્ચર્યચકિત બનાવી દેવાની એની ધારણા હશે. આ વિચારથી એ પેટીમાં શું છે તે બાને પૂછી લઈને એના ભાવિ આનંદનો વિનાશ કરવાની જરૂર મેં કદી જોઈ નહોતી!

આ કારણે બા એ પેટી લઈને અત્યારે મારી ઓરડીમાં શા માટે આવે એનો કોઈ જવાબ મારી કલ્પનામાં સૂઝતો નહોતો!

એક વિચાર એવો પણ આવી ગયો-કદાચ એ પેટીમાં સુધા માશીના કોઈ દાગીના રાખ્યા હશે. માશીએ બાને તે સાચવવા આપ્યા હશે; અને ઘડી પહેલાં બહેનો બહેનોમાં પરસ્પર હેત ભાગ્યે જ હોય છે એવું જે વિધાન કરી ગયેલો તેને જૂઠું ઠરાવવા માટે બા અત્યારે એ પેટી લઈને આવ્યાં હશે—

પણ તુરત મનમાં જ જવાબ ઊઠ્યો, બાપુજીની આર્થિક સ્થિતિ તો કાયમ સુધી સારી રહી હતી, એટલે માશીને પોતાનાં ઘરેણાં બાને આપવાની તો જરૂર ઊભી જ શા માટે થાય? સિવાય સુધા માશી તો બાલવિધવા હતાં; એના દાગીના બાએ શા માટે રાખી લીધા? કોઈ નહિ તો માશી ગરીબોને માટે દાનમાં તે દાગીના ન આપી શકત?

એ પેટી ઉપર જ તેની કૂંચી મૂકી બાએ મારી સામે નજર કરી. એ મૂક દૃષ્ટિમાં હાસ્ય અને કારુણ્ય બંનેનું મિશ્રણ હતું.

એક અક્ષર પણ બોલ્યા વિના પેટી મૂકીને બા ધીરે ધીરે ચાલ્યાં ગયાં.

મારી સામે જ ચંદનની પેટી પડી હતી. તેની કૂંચી પણ તેના ઉપર જ હતી—

મેં કૂંચી હાથમાં પણ લીધી; પરંતુ પેટી ખોલવાની હિંમત હું કરી ન શક્યો.

અલીબાબા અને ચાળીશ ચોરની વાર્તા નાનપણમાં મને બહુ ગમતી. એ વાર્તામાં 'તલ ઉઘાડ' એટલા શબ્દો બોલતાં જ ગુફાનું બારણું ખૂલી જતું હતું. ગુફા ઉઘાડતાં જ અલીબાબાની જે વિચિત્ર મનોદશા થઈ હશે તેવી જ દશા અત્યારે મારી પણ થવા લાગી

પ્રત્યક્ષ સત્ય જેટલું કટુ-કઠોર હોય છે તે કરતાં પણ શંકાશીલ અવસ્થા વધારે દાહક હોય છે. આથી આખરે મૂંઝાયેલ મનોદશામાં પણ જેમતેમ કરી મેં એ નાની શી ચંદનની પેટીને કૂંચી લગાડી પેટીને ઉઘાડી. પણ ઉપલું ઢાંકણું જ્યાં ખોલું છું ત્યાં—

સૌથી ઉપર એક યુવતીનો નાનકડો ફોટો દેખાયો. એને કપાળે કંકુનો ચાંદલો નહોતો દેખાતો પણ એ ચહેરો એટલો તો આકર્ષક હતો, કે–

એ ફોટો અત્યારે હું સૌંદર્ય પિપાસુની દૃષ્ટિથી જોતો હતો, ત્યાં તો એકાએક મને ભાન આવ્યું ને શરીર આખું થથરી ઊઠ્યું! એ ફોટો સુધા માશી જુવાન હતાં તે વેળાનો રખે હોય! સમાજ સેવિકા તરીકે જાહેરમાં આવ્યા પછીના તેના બધા ફોટાઓ પ્રૌઢાવસ્થાના હતા. પણ આ ફોટો તો...એમાં દેખાતી યુવતીની ઉમર સત્તર અઢાર વર્ષની બહુ તો હશે પરંતુ એની આંખો, એનું મોં, એ આખો ચહેરો હૂબહૂ સુધા માશીને મળતો આવતો હતો.

બા પાસે સુધા માશીનો આ ફોટો હોવા છતાં તેણે મને તે કદી દાખવ્યો નહોતો. શા માટે! એક જોતા એ બંને બહેનો પણ કદી એકબીજીને મળવા જતી નહોતી. આ જુદાઇ ની પાછળ શુ માશીના જીવનનું કોઈ અગમ્ય રહસ્ય છુપાયું હશે!

હું અધીરો બન્યો. તુરત એ ફોટો બાજુ પર રાખી મે પેટીમાં બીજું શું શું છે તે જોવા માંડ્યુ. અંદરથી બે પત્રો મળ્યા. ઉપરનું કવર જ મે ઝડપથી ઉપાડી અંદરનો પત્ર બહાર કાઢ્યો.

એ કાગળ માંહેના અક્ષરો જોતાં જ મને જાણે વીજળીનો આંચકો આવ્યો!

એ અક્ષરો બાપુજીના હતા!

ચંદનની પેટીમાં બાએ ખાનગી રીતે માશીનો ફોટો સંતાડી રાખ્યો હતો; એ ફોટા તળે બાપુજીનો કાગળ હતો. અને એ કાગળની શરૂઆત પણ કેવી તરહેની હતી:

'પ્રિય સુધા'

ઓરડામાં કાજુની અંદર કોઈ ફણીધર ભરાયો છે એવું જણાતાં મનની જે દશા થાય તેનો અનુભવ મે એ થોડી મિનિટોમાં મેળવી લીધો.

આખરે હિંમત આણી હું એ કાગળ પર ઝડપભેર નજર ફેરવી ગયો. લોકવાયકામાં કાંઈક તો મૂળ હોય જ એનો મને તુરત પુરાવો મળ્યો.

એ પ્રેમપત્ર હતો–બાપુજીએ સુધા માશીને લખેલો પ્રેમપત્ર હતો. તેમાં બાપુજીએ બા વિષે એવા તિરસ્કારભર્યા ઉદ્ગારો કર્યા હતા કે—

કોઈ ભક્ત અતિશય શ્રદ્ધાપૂર્વક મંદિરમાં જઈ મૂર્તિની પૂજા કરે ને તેનું ધ્યાન ધરે, પણ ક્ષણવારે આંખો ખોલતાં જ એ મૂર્તિ દેવની નહિ પણ કોઈ દાનવની નીકળી આવે એવી મારા મનની દશા થઈ. આવા નરરાક્ષસ સાથે જિંદગી ભર જીવન ખેંચવા કરતાં બા એને છોડીને ચાલી કેમ ન ગયાં એની જ—

બાપુજીના એ પ્રેમપત્રને ગુસ્સાથી ફેંકી દઈ મેં એ પેટી માંહેનો બીજો કાગળ લીધો. કાગળ માંહેના અક્ષરો સુંદર મોતીના દાણા જેવા હતા. પણ એ અક્ષરો મેં પૂર્વે કદી જોયા નહોતા. મેં કાગળને છેડે સહી વાંચવા નજર દોડાવી. નીચે લખ્યું હતું:

'તારી બહેન સુધા'

બહેન શબ્દની નીચે જાડી લીટી દોરી હતી. તે જોતાં જ મને પરીક્ષામાં વ્યાકરણના સવાલો પુછાતા તે યાદ આવ્યું. મને થયું, જે બહેનને પોતે બહેન હોવા વિષે ખાસ ભાર દઈને લખી જણાવવુ પડે છે, એ બહેને બા પ્રત્યે કેવો ભાવ દાખવ્યો હશે એ જાણવા કોઈ જોષીને પૂછવા ન જ જવુ પડે! એણે બાપુજી સાથે લીધેલી છૂટ બા સહી શક્યાં નહિ હોય, એટલે બાએ એને ઘરમાંથી રજા આપી હશે, અને પછીથી પશ્ચાત્તાપનું નાટક ભજવવા

પણ-ત્યાં તો મને મારો મૂળ સવાલ સાંભરી આવ્યો. બહેનનું હેત બહેન પ્રત્યે ઓછું હોય છે એ મારા કથનને જૂઠું પાડવા માટે તો બા આ ચંદનની પેટી લઈને મને આપવા આવી હતી. એટલે મારે—

મેં ઉતાવળે સુધામાશીનો એ પત્ર વાંચવા માંડ્યોઃ

'પુરુજ્યી મોટી બહેનની સેવામાં સુધાના સાષ્ટાંગ દંડવત પ્રણામ.

મોટીબહેન! અત્યારે બહાર મધરાતનો ઘોર અંધકાર છવાયો છે મારા દિલમાં પણ એવું જ ગાઢ અંધારું પથરાયેલું છે. બહાર છવાયેલા અંધકારને અજવાળવા માટે આકાશમાં લાખો તારાઓ ચમકી રહેલા છે. પરંતુ મારા દિલમાં પથરાયલા ગાઢ તિમિરને ઓછું કરનારો એક પણ તારો કાલ રાત્રિ સુધી ત્યાં ચળકતો નહોતો. પણ આજે-અત્યારે ત્યાં એક નાનીશી ચંદ્રલેખા—

મોટા બ્હેન! આજે ભાઈબીજ છે, ખરું!

આટલું વાંચતાં વાંચતાં તો તને એમ થશે જરૂર કે સુધા કાંઈ ગાંડી તો નથી થઈ! સઘળું તેને કહી નાંખું-મનની ઊંડામાં ઊંડી વાત પણ તને જણાવી દઉં એમ થઈ આવે છે. પણ—

પકવાનનો થાળ જમતા હોઈએ પણ તેમાં કોળિયામાં નાનીશી આખી થઈ હોય તો તુરત જ બધું ઓકી નાખવું પડે છે; પણ માનવીના દિલમાં જે પાપો પ્રવેશે છે તે અંદર અંદર ખટકયા તો કરે છે પણ કોઈ રીતે બહાર દર્શાવી શકાતાં નથી!

તારા પતિદેવ મને ચાહે છે અને મને તેમના પ્રત્યે પ્રેમભાવ છે—એ તેમના ભાવને જરાય ઉત્તેજન નથી આપ્યું એમ તો મારાથી શી રીતે કહેવાય?

બે તોફાની બાળકો પરસ્પર હિંમત આપતા આગળ વધી ઘોર અરણ્યમાં દાખલ થાય તેવી અમારી દશા થઈ છે. હું કહું છું એ દશા અમારી જ થઈ છે એમ નહિ, ઘણાની બાબતમાં આમ જ બનતું હશે!

જેને આપણે પાપી-મણીએ છીએ તે પણ આખર તો માનવી જ હોય છે! મોટી બહેન! તું એમ ન માની લેતી કે હું બધું મારા બચાવ ખાતર લખું છું. હવા વિના દીવો બળતો નથી એ તો તું જાણે જ છે. બીજાની હિંમત-સહાય વિના પાપની જ્વાળા પણ કદી પ્રગટતી નથી.

મોટી બહેન! મને આપણી બાનું તો સ્મરણ પણ નથી. મારી બા તો તું જ છે. મારાથી તું આઠનવ વર્ષે જ મોટી છે, પણ હજુ ય મને થઈ આવે છે કે તારા પડખામાં ઘૂસીને ખૂબ ખૂબ રડી લઉં, તું મને છાતીએ ચાંપી માથે માથે તારો પ્રેમાળ હાથ ફેરવ્યા કરે અને મારું મોં પાસે લઈ ઊંચું કરી તે પરનાં આંસુ લૂછી નાખે, અને નાનપણમાં હું કાંઈ હઠ કરું તો 'ગાંડી કહીની!'ના ઉદ્ગાર કાઢી મને મનાવતી-રીઝવતી, એવા લાડકર્યાં બોલે આજે પણ તું મને સંભળાવે!

પણ—

તને મારા પ્રત્યે તિરસ્કાર છૂટ્યો હશે, મારું મોઢું પણ ન જોવાય તો સારું એમ તને થઈ ગયું હશે! મારે દુર્ભાગ્યે પરણ્યા પછીને પહેલે જ મહિને હું પતિવિહોણી થઈ, પણ તેં મને હિંમત આપી. ભણીને તને ગમે તો પુનઃવિવાહ કરજે અગર ગમે તો સમાજ સેવા કરજે, એમ પણ તેં જ કહેલું. મારી વૈધવ્ય દશાનો ખ્યાલ મને કોઈ રીતે ન આવે એ માટે તેં પૂરેપૂરી સંભાળ લીધી. પણ—

મોટી બહેન! છેલ્લા વરસો તું સતત માંદી જ રહ્યા કરે છે તે માંદી પડી ન હોત, તારો સ્વભાવ ચીડિયો થઈ ગયો છે તે અટકયો હોત તો—

નાનપણમાં શેતરંજની રમત જોવાનું મને બહુ ગમતું. તેમાં રાજાને કિસ્ત આપીને બાજી લેવાનું આવે છે. દૈવ પણ માણસને આજ રીતે કિસ્ત આપીને એને ચોતરફથી રૂંધવા માંગે છે.

જ્યારે જોઈએ ત્યારે તું તો તારી માંદગીની ચિંતામાં જ રોકાયેલી; પણ એજ કારણે અમારો

સાથી-બનેવીનો પરિચય વધતો ચાલ્યો. એ અરસામાં આપણા શહેરમાં ગંધર્વ નાટક મંડળી આવી તારાથી જાગરણ સહન થાય તેવું ન હોવાથી નાટક જોવા આવવાની તેં ના પાડી; ને અમે બે જ જણાં નાટક જોવા ગયાં. તે દહાડો 'માનાપમાન'નો ખેલ હતો. તેમાંનો, નાયિકા વનમાલા નાયક ધૈર્યધરના જોડા લૂછે છે તે પ્રસંગ—એ પ્રસંગ જોતાં જ મારે હૈયે જાણે દીવા પ્રગટ્યા; તે સાથે આવો રોમાંચકારી અનુભવ મારે તો જીવનમાં કદી સાંપડવાનો જ નથી એવું ભાન થતાં દિલ બેચેન બન્યું.

નાટક જોઈને પાછાં ફરતાં હતાં ત્યારે રસ્તામાં એમણે સહેજે મારો હાથ ઝાલ્યો. મેં એ હાથ એમ ને એમ રહેવા દીધો.

મોટી બહેન! માફ કરજે; મારા પર ગુસ્સો ન કરતી; રોષે ના ભરાતી. પણ માનવીને શરીરના ગુલામ બની જતાં જરાય વાર લાગતી નથી. સુખોપભોગ્યનું એ ખેંચાણ—એ ખેંચાણથી આખરે હસગાતાં, પછડાતાં પાપની ખાઈમાં પડવું પડે છે એ હું જાણતી નહોતી એમ તું ન માનજે.

પણ—

છેલ્લા ૭ મહિના દરમિયાન અમારા રહસ્ય-પ્રસંગો વધતા ચાલ્યા. તેમણે ખાસ મારો એક ફોટો પડાવીને પોતાના ટેબલ ઉપર સામે જ બરોબર ગોઠવ્યો. તેં ત્યાંથી તે ઉઠાવી લીધો અને તેમણે કહ્યું: 'ટેબલ ઉપર રાખેલો તારો ફોટો એ ભલે ફેંકી દે! પરંતુ મારા હૃદયમાં કોતરાઈ ગયેલી તારી મૂર્તિ કોઈ તેનાથી—'

મોટી બહેન! મને માફ કરજે, પણ તેમના એવા એવા બોલ સાંભળતી ત્યારે મને પાગવાર હર્ષ થતો. હમણાં સુધી—છેવટ આજના સંધ્યાકાળ સુધી હું એથી હર્ષિત બનતી.

સાંજના હું તેમની સાથે ફરવા ગઈ. તેમણે મારી પાસે લગ્ન કરવાનું વચન માગ્યું. મેં તેની હા પાડી. સગી બહેનની રોકર થવાનું મેં કબૂલ કર્યું! હું જાણતી હતી કે હું તારા સુખની ચોરી કરી રહી છું ત્યાં—

એક જૂની વાર્તા છે. એક વાર ભારે જબરો દુકાળ પડેલો. કેટલાય દિવસો સુધી વિશ્વામિત્ર ઋષિને મોમાં નાખવા એક કણનો દાણો પણ મળ્યો નહોતો. આખરે છાનામાના તે એક ચમારની ઝૂંપડીમાં પેઠા. ત્યાં તેમને એક મરેલા કૂતરાનો પગ હાથ લાગ્યો; એ લઈને જ વિશ્વામિત્ર ચાટવા માંડ્યો—

પ્રેમના પ્રદેશમાં પણ મારી એજ દશા થઈ.

ગત્રિના ઓળા પથરાયા પછી અમે ઘર તરફ પાછાં ફર્યાં. આકાશમાં બીજની ચંદ્રલેખાની શોભા અવર્ણ્ય હતી. જાણે મોતી ભરેલું ઘાસનું પાન ન હોય! એ ચંદ્રબીજનાં દર્શન થતાં જ મને ભાઈબીજ યાદ આવી રસ્તે આવતાં ઘેર ઘેર ભાઈબીજની ઉજવણી માટે બહેનો દોડાદોડી કરી રહી હતી. એક સુંદર ચિત્ર મારી કલ્પનાચક્ષુ સામે નાચી ઊઠ્યું: સુંદર રંગોળી પૂરી છે;—હાથમાં રૂપાની તાસકમાં રૂપાના નિરાંજનમાં દીવો બળે છે—બહેન ભાઈને ઓવાળે છે—મારે પણ ભાઈ હોત તો કેવી મજા આવત, એ વિચાર મારા મનને સતત વ્યગ્ર કરી રહ્યો.

રસ્તે બાળકો ફૂલઝર સળગાવતા હતા. તેમાંથી ચમકી ઊઠતાં ફૂલો પેઠે જ મારા મનમાં પણ કલ્પનાઓ ચમકી ઊઠતી હતી.

એકદમ મને વિચાર થઈ આવ્યો: હું મોટી બહેનની બહેન જન્મી છું તેને બદલે ભાઈ હોત તો! તો આજે હું મોટી બહેનને ત્યાં જઈ તેની પાસે મારાં ઓવારણાં લેવડાવત અને તેને વીરપસલી દેત—

મારી મોટી બહેનને શાની વીરપસલી આપત તો તેને વધુ ગમત!

મોટી બહેન મને વીનવતઃ 'મારે બીજું તો કાંઈ નથી જોઈતું. પણ એક કારણમાં। પતિને વળગી છે...એ મને પાછા મળે એવું કરી દે! ફક્ત એ એક જ વીરપસલી હું માગું છું!'

કારણ—!

એ પ્રાણ તો હું પોતે જ હતી! ત્યારે—

મોટી બહેને માગેલી ભીખ—વીરપસલીની ભેટ મારે તેને આપવી ન જોઇએ!

મોટી બહેન! તને કહ્યા વિના, તારી રજા લીધા વિના, હું ચાલી નીકળું છું તે માટે તું મારા પર ગુસ્સે ન થજે. હું ભલે તેટલી દૂર જાઉં છતાં આખરે તો તારી બહેન જ છું. તને સુખ મળે એટલા ખાતર—

તારે ઘેર હું ફરી પગલું દેવા નહિ આવું. લીલનો લીલોરંગ કેવો મોહક હોય છે! છતાં ત્યાં એટલું તો લપસણું હોય છે કે—

મોહનું પણ એવું જ છે!

અને મારું સુખ! જે ફૂલોનો હાર બની ગળે પહેરવામાં આવે તે ભાગ્યશાળી—સુખી કહેવાય, તો જેને ભગવાનને માત્ર છૂટાં ચડાવવામાં આવે તે શું દુર્ભાગી ગણાય? દુ:ખી ગણાય?

ઘણું ઘણું લખવાનું મન થાય છે પણ—

એ મોહ છોડવો જ જોઈએ.

તારી બહેન

સુધા.'

પત્ર પૂરો કરી મેં ટેબલ પર જરા ઊંચે નજર ફેંકી. નજરે સામે પેલું ત્રિવેણી સંગમનું ચિત્ર હતું. મને એ નામ હવે પૂરેપૂરું સાર્થ જણાયું. દુનિયાની સઘળી ઉચ્ચ અને ઉદાત્ત બાબતો સરસ્વતી પેઠે જ ગુપ્ત રીતે વસે છે એ સત્યદર્શન મારા ખોળામાં પડેલી ચંદનની પેટી મને કરાવી રહી હતી!

[ શ્રી વિ. સ. ખાંડેકરની મરાઠી વાર્તા પરથી

શિક્ષકે છોકરાઓને ક્રિકેટ મૅચ પર નિબંધ લખવા કહ્યું. એક વિદ્યાર્થીએ બે મિનિટમાં નિબંધ લખી નોટબુક બંધ કરી. શિક્ષકે તેની નોટ વાંચી, તેમાં એક લીટી લખી હતી: 'વરસાદને લીધે મૅચ રમાઇ નથી.'

*

એક વખત ગાંધીજીને કોઈકે કહ્યું કે 'અમે અમારા શહેરમાં આપનું એક બાવલું ઊભું કરવાના છીએ.'

'કેટલોક ખર્ચ કરવાના છો?' મહાત્માજીએ રેંટિયો ફેરવતાં પૂછ્યું.

'લગભગ દસલાખ રૂપિયા થશે.' પેલા નાગરિકે કહ્યું.

'દસ લાખ રૂપિયાનું પૂતળું?' ગાંધીજી બોલી ઊઠ્યા, 'અરે, પાંચ લાખ જ રૂપિયા હરિજન ફાળામાં આપો ને-હું જ આવીને ત્યાં ઊભો રહું.' —બા. બ્રા.

*

મુલાકાતી—ચર્ચીલના પુસ્તક 'યુદ્ધનાં સંસ્મરણો' વિષે આપ શું ધારો છો?

બર્નાર્ડ શૉ—આ કપરા સમયમાં પણ લોકો પ્રત્યાઘાતો સાંભળવા માટે કેટલાં નવરાં અને અધીરાં છે તે જોઇ મને આશ્ચર્ય થાય છે. આ પુસ્તક અમેરિકનોને લૂંટવા માટેનું એક છૂપું શસ્ત્ર હોય તેવું લાગે છે.

મુલાકાતી—એ ન સમજાયું?

બર્નાર્ડ શૉ—તમે અમેરિકન લાગો છો?

*

હિંદી પત્રકાર—મહાત્મા ગાંધીજીને લગતાં પુસ્તકો કરતાં શૉ 'હવ લેમન' કેમ વધુ વાંચે છે?

બર્નાર્ડ શૉ—એનું કારણ એ છે કે લોકો શૉને લગતાં પુસ્તકોને પ્રથમ પસંદગી આપે છે.

હિંદી પત્રકાર—પરંતુ અમારે ત્યાં તો ભારતીયને લગતાં પુસ્તકો ખપતાં જ નથી.

બર્નાર્ડ શૉ—પણ એનો લેખક 'શૉ' નથી ને? —ફોકસ

# હિમાલયનો હીરો

નર્મદાબેન રાવળ

દિલ્હી શહેર બહાર એક ઝૂંપડામાં જગદીપ કરીને એક રાજપૂત જુવાન અને તેનો બુઢ્ઢો બાપ રહેતા હતા. બાપદીકરો બંને ખેતી ઉપર ગુજરાન ચલાવતા. ઘરનું કામકાજ પણ બધું હાથે જ કરતા

એમ કરતાં કરતાં જગદીપનો બાપ ખૂબ બુઢ્ઢો થઈ ગયો અને મરવા પડ્યો.... મરતી વખતે જગદીપને બોલાવીને કહ્યું: 'બેટા! હવે હું આ દુનિયાનો ઘડી બે ઘડીનો જ મહેમાન છું. મારા મરણ પછી તું મોટી દોલતનો ધણી થઈશ. પણ તું તે સંભાળીને ખર્ચજે. બહુ ઉડાઉ થઈશ નહિ. કદાચ તું એ બધી દોલત ઉડાવી નાખે તો મારી છેલ્લી શિખામણ છે તે પ્રમાણે કરજે.' એમ કહીને પોતાના ઓશીકા નીચેથી એક દોરડું કાઢીને આપ્યું. 'લે આ દોરડું તેનો એક છેડો સામેની ભીંતની કડીમાં બાંધજે અને બીજો ગળામાં બાંધીને ગળાફાંસો ખાઈને મરી જજે.' એટલું કહીને બુઢ્ઢાએ તો પ્રાણ છોડ્યા

જગદીપે બાપની શિખામણ પ્રમાણે દોરડું સાચવીને મૂકી રાખ્યું અને તેનો ખજાનો શોધવા લાગ્યો. શોધતાં શોધતાં એક લોખંડની પેટી તેને મળી. તેના ઉપર ખૂબ કાટ ચઢી ગયો હતો અને ઊઘડે એમ લાગ્યું નહિ એટલે પેટી ભાંગીને ઉઘાડી. અંદરથી કેટલીયે સોનામહોરો અને ઘણું ઝવેરાત નીકળ્યું. ખૂબ પૈસા હાથમાં આવવાથી હવે તેણે પોતાનું જીવન બદલ્યું.

ઝૂંપડી છોડીને તે એક મોટા બંગલામાં રહેવા ગયો. નોકર ચાકરો રાખ્યા અને લહેર કરવા લાગ્યો. તેને પૈસાદાર જાણીને કેટલાક બદમાશો તેના મિત્રો થયા એ લોકોએ જગદીપને ઊંધે રસ્તે દોરવીને પૈસો પાયમાલ કરી નાખ્યો. ધીરે ધીરે તેની બધી દોલત ખૂટી ગઈ એટલે રહેવાનો બંગલો વેચી નાખવો પડ્યો, નોકરચાકરને રજા આપવી પડી અને પેલા મિત્રો પણ ચાલ્યા ગયા.

જગદીપ પોતાના અસલ ઝૂંપડામાં પાછો આવ્યો. પણ તેની પાસે ખાવાને કાંઈ રહ્યું નહિ દેવું થઈ ગયું એટલે ખૂબ મુંઝાયો અને આપઘાત કરવાનો વિચાર કર્યો. એટલામાં તેના બાપે આપેલું દોરડું અને તેનાથી ગળાફાંસો ખાવાનું યાદ આવ્યું. એટલે દોરડાનો એક છેડો કડીમાં ભરાવ્યો અને એક છેડો ગળામાં બાંધીને ખેંચ્યો ત્યાં ભીંતમાંથી કડી નીકળી પડી અને એક મોટું ગાબડું નીચે પડ્યું. જગદીપ તો આશ્ચર્યમાં ગરક થઈ ગયો. જેવું ગાબડું નીચે પડ્યું કે તેની પાછળ સોનામહોરો ભરેલી કોથળીઓ ખડીંગ ખડીંગ કરતી નીચે પડવા લાગી.

જગદીપના બાપે સૌથી વધારે પૈસો ભીંતમાં સંતાડ્યો હતો. તે જાણતો હતો કે નાદાનીમાં તે બધો પૈસો ઉડાડી નાખે તો પણ તેને હેરાન થવું ન પડે.

હવે જગદીપ શુદ્ધિમાં આવ્યો અને બાપની યુક્તિ સમજ્યો. તેણે હવે

શહેરમાં એક નાનું સરખું ઘર રાખ્યું અને ત્યાં રહેવા ગયો.

ઘરધણીએ કહ્યું: ' ભાઈ! ઘરમાંથી બધો સામાન લઈ લઉં છું પણ આ એક પેટી રહેશે તેને ખસેડશો કે ઉઘાડશો નહિ '

' જગદીપ કહે ઠીક. પણ તેને ઘરની વચમાં પેટી ગમી નહિ એટલે નોકરો પાસે ઉપડાવીને બીજી જગ્યાએ મુકાવી. પણ જ્યાં નોકરો પેટી મૂકીને પાછા આવ્યાં ત્યાં પેટી તેની જગ્યાએ પડેલી જગદીપને ખૂબ આશ્ચર્ય થયું. ફરી ઉપડાવી-ફરી પાછી આવી કેવી રીતે પાછી આવી તે કાંઈ સમજાયું નહિ. એમ ને એમ કેટલીયે વાર ઉપડાવીને મુકાવી પણ વળી પાછી આવે આથી જગદીપને પેટી તોડી જોવાનું કુતુહલ થયું.

રાત પડી અને નોકરો સૌ સૌને ઘેર ગયા એટલે એક હથોડો લઈને જગદીપે પેટી તોડી નાખી અને ઢાંકણું ઉઘાડ્યું. ત્યાં અંદરથી આસમાની રંગનો ધુમાડો નીકળ્યો અને વચમાંથી એક બેડોળ દેખાતી બુઢ્ઢી ડોશી નીકળી અને લંગડાતી લંગડાતી જગદીપ તરફ ગઈ અને બોલી: ' અરે તું કેવો મૂર્ખ છે; તારા જેવા જુવાને આળસુ થઈને બેસી રહેવું જોઈએ નહિ હિમાલયમાંથી અદ્ભુત હીરો લઈ આવ. તેના વગર તું મારો પતિ નહિ થઈ શકે.' એટલું બોલીને ડોશી પાછી ફરીને પેટીમાં ઊતરી કે તુરત બારણું હતું તેમ વસાઈ ગયું.

જગદીપ આ બધું જોઈને ખૂબ બી ગયો. અને બીકમાં ને બીકમાં ત્યાંથી ખસી જ શક્યો નહિ એમ ને એમ સવાર પડી સવાર પડી એટલે કામે વળગ્યો પણ રાતનો બનાવ ભૂલે જ નહિ '

રાત પડી અને સૂઈ ગયો. પણ જ્યાં મધરાત થઈ ત્યાં તેને એક સ્વપ્નું આવ્યું. જાણે એક રાજકન્યા પોતાને મળવા આવે છે. એ જ પળે પેટીનું બારણું ઊઘડ્યું, વરાળ નીકળી અને વચ્ચેથી ડોશી લંગડાતી લંગડાતી જગદીપના બિછાના પાસે આવી અને બોલી, ' અરે તું કેવો મૂર્ખ છે, હિમાલયમાંનો પેલો અદ્ભુત હીરો લાવ નહિ તો તું મારો પતિ નહિ થઈ શકે. જગદીપનું સ્વપ્નું ઊડી ગયું અને બીકમાં ને બીક મા બિછાના સાથે ચોંટી ગયો

જગદીપે પેટીને ઘણી વાર નદીમાં નખાવી, કૂવામાં નખાવી પણ પાછી તેની તે જગ્યાએ આવી જ છે! રોજ મધરાત થાય ને રાજકન્યાનુ સ્વપ્નું આવે અને બરાબર તે જ વખતે ડોશી બહાર નીકળે અને જગદીપને હીરો લાવવાનું કહે. જગદીપ તો બીકમાં ને બીકમાં ખૂબ દૂબળો થઈ ગયો. ઘણાને પોતાની વાત કરી પણ કોઈ તેનું દુઃખ મટાડી શક્યું નહિ. જ્યાં જાય ત્યાં રાત્રે તો ડોશી આવે જ આવે.

જગદીપ ખૂબ મુંઝાયો. એટલામાં તેને એક જાદુગર મળી ગયો તેને બધી વાત કરી. જાદુગરે પેટી જોઈ. પેટી ઉપર ન સમજાય એવી ભાષામાં કાંઈક લખેલું હતું.

જાદુગરે ગંભીર ચહેરે કહ્યું: 'ભાઈ, આ પેટી ઉપર દેવતાઓની મહોર છે. અને તે પિશાચી ભાષામાં લખેલી છે. તમે ડોશીના હાથમાં છો. તમારું દુ:ખ કોઈથી દૂર થાય તેમ નથી.'

જગદીપ આ સાંભળી છાતીફાટ

રડવા લાગ્યો. 'શું મારો આખો ભવ આ રીતે જશે ? લ્યો આ કટાર અને મને મારી નાંખો '

જાદુગરે કહ્યું: ' આમ હિંમત હારે શું થાય ? ડોશી તમને હિમાલયનો હીરો લાવવાનું કહે છે તો તમે હિમાલયમા જાઓ અને નસીબ અજમાવો '

જગદીપ કહે: ' તમે કહો છો તે ખરું પણ ઠામઠેકાણુ વિના હિમાલયમા જવું ક્યાં ! કદાચ હિમાલયમાં જાઉં તો હીરાને મારે શોધવો ક્યાં ? '

જાદુગર કહે: ' હું તમને વિચાર કરીને કાલે કહીશ '

રાત પડી ને પાછી પેલી ડોશી આવી આવીને બોલી: ' હં....હવે ઠીક વિચાર કર્યો છે આળસ છોડી દો એટલે તમને ને મને બનેને ફાયદો થશે ' આ પ્રમાણે વાત કરીને ડોશી ચાલતી થઈ

બીજે દિવસે જાદુગર આવ્યો. તેણે કહ્યું: ' પેલો અદ્ભુત હીરો હિમાલયના અડધા રસ્તા ઉપર એક ગુફા છે તેમાં છે પણ ત્યા ધીરજ અને હુશિયારીથી કામ કરવું જોશે પર્વત ઉપર ચઢવું ખૂબ અઘરુ છે અને દેવતાઓ ત્યાં ચોકી કરે છે તેઓ જે કામ ફરમાવે તે કરવું પડે છે અને જેઓ તે કામ કરવાની ના પાડે છે તેને પાછા ફરવું પડે છે. તમે અહીંથી હરદ્વાર જજો અને ત્યાંથી ગંગાના કિનારે ઉપર ચાલ્યા જજો. જ્યાં-થી ગંગા નીકળે છે ત્યાં અટકીને તપાસ કરજો '

જગદીપ ગમે તે ભોગે જવા તૈયાર થયો સાથે કેટલાક માણસો લઈને હર-દ્વાર ગયો ત્યાં ગયા પછી ડોશી દેખાતી બંધ થઈ અને તબિયત સુધરવા લાગી અહીં તેણે તપાસ કરવા માંડી તો જણાયું કે ઉપર કોઈ જતું જ નથી અને જાય છે તો કોઈ પાછું આવતું નથી પણ જગદીપે તો ઉપર જવાનું નક્કી કર્યું બધા માણસોને નીચે મૂક્યા અને ત્રણ મહિના સુધી રાહ જોવાનું કહીને ચાલી નીકળ્યો ઉપર ચઢાણ સીધું અને મોટા મોટા પથરા, નીચે ઊંડી ખીણો ચડતાં જરાક નજર ચુકે કે સોયે વર્ષ પૂરાં છતાં હિંમત અને હુશિયારીથી જગદીપ ઉપર ચઢયે જ જતો હતો સાંજ પડવા આવી ત્યાં એક ઊંડી ખો ઊતરવાની હતી હવે ખરેખરી મુશ્કેલી આવી ન રાત્રે ખોમાં કંઇ દેખાય કે ન ચલાય ન ક્યાંય સુવાય તેવું હતું ખોની અંદર ઝુકઝા ઝાડ ઊગેલાં હતાં તે પકડી પકડીને ધીરે ધીરે ઊતરતો ગયો આખરે ખો વટાવી એક ગુફાના દ્વારે આવીને ઊભો રહ્યો

ગુફા એક મોટા કિલ્લા જેવી લાગતી હતી. ધીરે ધીરે અંદર ચાલ્યો પણ કોઇ માણસનો સાચળે નહોતો. જરા આગળ ગયો ત્યા એક માણસને તેના તરફ આવતો જોયો તેના હાથમાં એક ધનુષ અને કેટલાંક બાણો હતાં. તેણે પાસે આવતાં જ કહ્યું: ' આ ધનુષ અને એક બાણ લે અને તારી ફરજ બજાવ, જા '

જગદીપ તો અજાયબ થયો. તેણે તેના હાથમાંથી ધનુષ અને બાણ લઈને પૂછ્યું: ' પણ મારી ફરજ શું છે તે હું જાણતો નથી. ' પેલા માણસે આગળી બતાવીને કહ્યું: ' ત્યાં એક સરોવર છે, તેની વચમાં એક ઝાડ છે, તેની ઉપર કેટલાંક ગરુડ પક્ષી બેસે છે, તે બધાં કાળા છે. ફક્ત

એકજ સફેદ છે. તે સફેદ પક્ષીને માર અને તેની જમણી પાંખ કાપી લાવ.'

આ સાંભળી જગદીપ વિચારમાં પડી ગયો. એને લાગ્યું કે કામ અઘરું છે પણ હિંમત રાખીને બધી વાત ધ્યાનમાં રાખી લીધી અને કહ્યું: 'આજે તો રાત પડવા આવી છે. માટે મહેરબાની કરીને મને આજે સૂવા દો. કાલે હું તે કામ કરીશ.'

પેલા માણસે કહ્યું: 'ઠીક અંદર આવ'

બંને અંદર એક મોટા ઓરડામાં ગયા ત્યાં એક ઝીણો દીવો બળતો હતો. પેલો માણસ તેને ત્યાં એકલો મૂકીને જતો રહ્યો.

તરત જ બે નોકરો જગદીપ માટે ખાવાનું લઈને આવ્યા. તેણે તે ખાધું. પછી સૂવા માટે તેને એક બીજા ઓરડામાં લઇ ગયા. જગદીપ તો આ ઓરડો જોઈને આશ્ચર્યમાં ડુબી ગયો આ ઓરડો તેનો દિલ્હીનો ઓરડો જ હતો. તેની દરેકે દરેક ચીજ જેમ મૂકી હતી તેમજ પડી હતી. અને પેલી પેટી પણ વચ્ચે પડેલી જોઇને તેને ફાળ પડી.

નોકરો તો તેને મૂકીને જતા રહ્યા. જગદીપ થાકેલો હતો એટલે એકદમ ઊંઘી ગયો પણ જ્યાં મધરાત થઈ ત્યાં રાજકન્યાનું સ્વપ્નું આવ્યું અને તરત જ ડોશીએ તેને જગાડ્યો અને કહ્યું, 'તું અહીં આવ્યો તે ઠીક કર્યું છે અને સૌ સારાં વાનાં થશે પણ કાલે તું એકલો ન જતો. એક કૂતરો માગી લેજે.' એટલું કહીને ડોશી જતી રહી.

ડોશીના ગયા પછી જગદીપ વિચાર કરવા લાગ્યો. વળી અહીં ડોશી આવી અને કૂતરાને સાથે લઈ જવાની સલાહ આપી. કૂતરાને મારે શું કરવો છે? પણ નહિ, આ ડોશી મારે શું જોઈએ તે જાણતી લાગે છે. જરૂર તે મને સહાય કરવા આવી હતી....માટે મારે તે કહે તે પ્રમાણે જ વર્તવું વિચારમાં ને વિચારમાં પાછો ઊંઘી ગયો.

સવારે જાગે ત્યાં ન મળે ગુફા કે ન મળે ઓરડો. ઘાસ ઉપર પોતે સૂતેલો અને પેલો માણસ ધનુષબાણ આપવા આવેલો. તેણે કહ્યું: 'જુવાન! ઊઠ અને તારી ફરજ બજાવ.'

જગદીપે કહ્યું: 'હું તૈયાર છું પણ મને એક કૂતરો આપો.'

પેલા માણસે એક તાળી પાડી એટલે એક કૂતરો હાજર થયો 'આ કૂતરો લ્યો અને આ એક સળી રાખો. જ્યાં સુધી સળી તમારી સાથે રહેશે ત્યાં સુધી કૂતરો પણ તમારી સાથે રહેશે. સળી ખોશો એટલે કૂતરો ચાલ્યો જશે. માટે સળી સાચવી રાખશો'

જગદીપે કહ્યું 'ઠીક'

તરત જ પેલો કૂતરો આગળ માર્ગ બતાવતો ચાલ્યો. જે મુશ્કેલીઓ પર્વત ચઢતાં જગદીપને વેઠવી પડી હતી તેમાંની એક પણ અત્યારે જણાઈ નહિ. કારણ કે કૂતરો રસ્તાનો ભોમિયો હતો અને તે ટુંકે અને સહેલે રસ્તે સરોવર પાસે લઈ ગયો.

સરોવર વચ્ચે પેલા માણસે કહ્યું હતું તેમ એક ઝાડ હતું અને તેના ઉપર ગરુડ પક્ષીઓ હતાં પણ તે બધાં કાળાં હતાં; સફેદ કયઈ દેખાતું ન હતું. એટલામાં કૂતરાએ જોરથી ભસવા માડ્યું એટલે બધાં પક્ષી ઊડ્યાં અને જગદીપ

તરફ આવવા લાગ્યાં. તેમાં સફેદ પક્ષી જણાયું એટલે જગદીપે તીર માર્યું અને સફેદ ગરુડને નીચે પાડયું. પણ તે સરોવરમાં જ પડયું. જગદીપ નિરાશ થયો એટલામાં તો કૂતરો સરોવરમાં પડયો અને પેલા પક્ષીને કાંઠે લાવ્યો. જગદીપે તેની જમણી પાંખ કાપી લીધી. પણ તે જ વખતે તેના હાથમાંથી સળી પડી ગઈ એટલે કૂતરો અદૃશ્ય થઈ ગયો. કૂતરાને તેણે ઘણી બૂમ મારી પણ તે દેખાયો જ નહિ. આખરે નિરાશ થઈને ચાલવા માંડયું. આ વખતે રસ્તો ઘણો વિકટ અને મુશ્કેલીવાળો લાગ્યો.

મહામુસીબતે તે ગુફા પાસે આવ્યો. આવ્યો કે તરત જ પેલો માણસ બહાર આવ્યો અને પૂછયું: 'તેં તારી ફરજ બજાવી?'

જગદીપે પેલી પાંખ હાથમાં આપી.

'આ પાંખ પેલા પક્ષીની જ છે તેની ખાતરી કરવી જોઈએ.'

જગદીપ મુંઝાયો. તે તો માત્ર પાંખ જ લઈને આવ્યો હતો. પણ હિંમત રાખીને પેલું પક્ષી લેવા જવા તૈયાર થયો એટલામાં પેલો કૂતરો મોઢામાં પક્ષી લઈને આવી પહોંચ્યો.

પેલા માણસે કહ્યું: 'ઘણું સરસ. મને જોઈતું હતું તે જ મળ્યું છે. પણ તું થોડી વાર ઊભો રહે. મારો ભાઈ હમણાં આવશે. તેને જોઈતું હશે તે મંગાવશે.' એમ કહીને તે અંદર ચાલ્યો ગયો.

જગદીપ વિચારમાં પડયો કે વળી બીજો ભાઈ શું મંગાવશે! મેં તો ધાર્યું હતું કે હવે હીરો મળી જશે. એટલામાં તો બીજો ભાઈ એક ભાલો લઈને આવ્યો. તે ભાલો જગદીપના હાથમાં આપીને કહેઃ 'આ લે અને તારી ફરજ બજાવ.'

જગદીપે તે લઈને પૂછયુ: 'શી ફરજ બજાવું?'

'રજપૂતાનામાં રેતીનાં રણ છે તેમાંથી ઘણા લોકોને મુસાફરી કરવી પડે છે. આ રણમાં ગંજાવર કદનો વાઘ છે. એ વાઘ મુસાફરોને હેરાન કરે છે. તેમની સલામતીનો આધાર તારા ઉપર છે. એનાથી તારું ભવિષ્ય સુધરશે. માટે જા અને આ ભાલાથી પેલા વાઘને મારી નાખીને પૂછડી કાપી લાવ'

રાત પડવા આવી હતી એટલે બીજે દિવસ જવાનું કહ્યું. આગલા દિવસની માફક જગદીપને તેના ઓરડામાં લઈ જવામાં આવ્યો–ખાઈપીને સૂતો. મધરાત થઈ ને પેલું સ્વપ્નું આવ્યું ડોશીએ તેને જગાડયો અને કહ્યું: 'કાલે રણમાં જતાં પહેલાં એક ઊંટ માગી લેજે. જોજે ચાલીને જતો નહિ, નહિ તો થાકી જઈશ અને વાઘ મારી નાખશે.' આટલું બોલીને ડોશી પાછી જતી રહી.

સવાર પડી કે પેલો માણસ ભાલો લઈને ઊભો જ હતો. જગદીપે ઊંટની માંગણી કરી ત્યાં તો ઊંટ અને મુસાફરીનો સામાન સુદ્ધાં તૈયાર જ હતો.

જગદીપ ઊંટ ઉપર બેઠો–ઊંટ તેને એવે રસ્તેથી લઈ ગયો કે રસ્તામાં તેને ખડકો મુદ્દલ નડયા નહિ અને થોડી જ વારમાં તે રણમાં પહોંચી ગયો. જે જગ્યાએ વાઘ આવતો હતો તે જ જગ્યાએ ઊંટ ઊભો રહ્યો–જગદીપ તેની ઉપરથી ઊતર્યો. અને એક જગ્યાએ આરામ

લેવા બેઠો ત્યાં વાઘની ત્રાડ સંભળાણી. એટલે ભાલો લઈને સજ્જ થઈ ગયો. એટલામાં ફાળો ભરતા વાઘે ઊંટ ઉપર છાપો માર્યો. એવો જ જગદીપે ભાલો ફેંક્યો અને તેની આંખોમાં વાગ્યો. વાઘ આથી ખૂબ ખિજાયો અને તેના શત્રુ ઉપર કૂદ્યો. જગદીપે હિંમતથી ભાલો તેના પેટમાં ખોસી દીધો વાઘ એક બાજુ ચત્તો પાટ પડી ગયો તરત જ પૂછડી કાપી લઈને ખીસામાં મારી દીધી. અને ઊંટ ઉપર સવારી કરીને ગુફાએ પહોંચ્યો ઊંટ ઉપરથી ઊતર્યો કે તરતજ પેલો માણસ આવ્યો અને પૂછ્યુંઃ 'કેમ તેં તારી ફરજ બજાવી કે ?' એટલે જગદીપે પૂંછડી આપી. પૂછડી મળી એટલે પેલા માણસે કહ્યુંઃ 'ઠીક મારું કામ તો તે બરાબર કર્યું. હવે મારા ત્રીજા ભાઈની મરજી પ્રમાણે કરવું પડશે.' એમ કહીને તે ચાલતો થયો.

જગદીપ વળી વિચારવા લાગ્યો કે હવે આ ત્રીજો વળી કોણ જાણે કેવું યે કામ બતાવશે પણ ફિકર નહિ ડોશી મને રસ્તો બતાવતી જાય છે. એટલે મારા કામમાં સરળતા થાય છે.

એટલામાં ત્રીજો ભાઈ આવ્યો અને તેણે જગદીપના હાથમાં ચાળણી મૂકી અને કહ્યુ. 'તારી ફરજ બજાવ.'

'શી ફરજ બજાવવી ?' એમ પૂછતાં પેલાએ કહ્યુંઃ 'આ ચાળણીમાં પાણી લાવ.'

આ સાંભળી જગદીપ બોલી ઊઠયોઃ 'ચાળણીમાં પાણી ભરી લાવું ? એ કેમ બને ? એનાં કાણાંમાંથી બધુ પાણી નીકળી જાય '

પેલા માણસે કહ્યું : 'એમાં જ પાણી લાવવાનું છે. કેમ લાવવું એ તારે વિચારવાનું છે'

જગદીપે કહ્યુંઃ 'આ કેમ બને ? બીજું કંઈ કામ સોંપો તે કરવાને હું તૈયાર છું. પણ આ કામ તો અશક્ય છે.'

પેલા માણસે કહ્યું 'કાંઈ અશક્ય નથી–આ સિવાય હું કહી શકતો નથી સવાર સુધી વિચાર કરો રાત પડી છે એટલે અંદર આવો અને વિશ્રાંતિ લ્યો'

જગદીપ પાછો પોતાના ઓરડામાં ગયો અને ખાઈપીને ઊંઘી ગયો મધ રાત થઈ ને ડોશી આવી અને બોલીઃ 'જોજે મૂર્ખાઈ કરીને પાણી શોધવા નીચે જતો નહિ ઉપરની બાજુએ જજે. ત્યાં તને ચાળણીમાં ભરાય તેવું પાણી મળશે ' આટલું કહીને ડોશી અલોપ થઈ ગઈ.

જગદીપ વિચારમાં પડયો કે પાણીની નદીઓ તો બધી નીચે વહે છે અને આ તો ઉપર જવાનું કહે છે તો મારે શું ઉપર જવું ? આવા વિચારમાં જ તેને ઊંઘ આવી ગઈ

સવારમાં ઊઠયો ત્યા તો પેલો માણસ ચાળણી લઈને ઊભો જ હતો તેણે ફરજ બજાવવા જવાનું કહ્યુ એટલે જગદીપે ઊઠીને કહ્યુંઃ 'એક લાકડી આપો' કહેતાંની સાથે જ એક મજબુત લાકડી હાજર થઈ.

લાકડી લઈને જગદીપ ઉપર ચઢવા લાગ્યો પણ રસ્તો જડે નહિ નાના-મોટા ખડકો અને પથ્થરો સિવાય કોઈ દેખાય નહિ આખરે તે જેમતેમ કરીને ઉપર ચઢયો અને પાણીને માટે શોધ કરવા લાગ્યો પણ ચાળણીમાં ભરાય તેવું પાણી મળ્યું નહિ પેલી ડોશીએ કહ્યું હતું કે પાણી ઉપર મળશે એટલે ઉપર

જવા માંડયું, ઘણાં નદી–નાળાંઓ જોયાં પણ એ પાણી શા કામનું? વળી ઉપર ચઢયો. ચઢતાં ચઢતાં તેની નજર કેટલાય સફેદ પથરાઓ ઉપર પડી. તેને થયું કે પર્વત ઉપર બધે કાળા પથ્થર છે પણ સફેદ તો અહીં જ જોયા. તે પથરા જોવા નજીક ગયો અને હાથ લગાડયો તો ઠંડા લાગ્યા અને હાથ ભીંજાયો. એક કટકો હાથમાં લઈને મોઢામાં મૂકયો તો તરત પાણી થઈ ગયું. જગદીપ ખુશી થયો. હાશ આ પાણી ચાળણીમાં ભરાશે એમ કહીને કેટલાક કટકા ચાળણીમાં ભરી લીધા અને પાછો ઊતર્યો. ચઢતાં જે મુશ્કેલી નડી હતી તે ઊતરતાં જરાય ન લાગી અને સિધો રસ્તો દેખાયો સાંજ પડતાં પહેલાં તો તે ગુફાના દરવાજા પાસે આવી પહોંચ્યો.

પેલા ત્રણ માણસ આવ્યા અને બોલ્યાઃ 'લો ચાળણીમાં પાણી લાવ્યો ખરો.' એમ કહીને તેને અંદર લઈ ગયા અને કહ્યું, 'હવે તને અદ્ભુત હીરો મળશે પણ એ હીરો લોખંડની એક મજબુત પેટીમાં સંતાડેલો છે. આ પેટીના મીજાગરા એટલા તો કટાઇ ગયા છે કે કોઈ પણ ઉઘાડી શકતું નથી પણ તેને માટે એક એવો નિયમ છે કે જે કોઈ ત્રણ વસ્તુ લાવી શકે તેનાથી જ પેટી ઉઘાડવાનું બળ આવે તમારી પહેલાં ઘણા માણસ આવી ગયા પણ તેમનાથી એકે વસ્તુ લવાઈ નથી.

'વાઘની પુંછડીમાથી જે તેલ નીકળે તે બરફના પાણી સાથે ઉકાળી ગરુડ પક્ષીનાં પીંછાંથી તે તેલ મીજાગરાને લગાડવામાં આવે તો તરત ઊઘડે.'

આટલું કહીને તેને બીજા ઓરડામાં લઈ ગયા ત્યાં વચ્ચોવચ્ચ એક મોટી પેટી પડી હતી. પેટીને કાટ ખાઇ ગયેલાં સાત તાળાં વાસેલાં હતાં. પેલા ત્રણ માણસો યક્ષો હતા. તેમણે કહ્યું, 'જુઓ પેલી પેટી. તેમાં અદ્ભુત હીરો રાખેલો છે. ચાલો હવે કામ શરૂ કરો.'

તરત જ જગદીપે કહેવા પ્રમાણે કર્યું એટલે પેટી ઊઘડી. અંદર જુએ છે તો એક મોટો હીરો સોનાની નકશી કરેલી એક ફ્રેમમાં જડેલો હતો અને તેને એક સાંકળી લટકાવેલી હતી. આ હીરામાં એક રાજા પોતાના કુટુંબ સહિત સૂર્યદેવની પૂજા કરતો દેખાતો હતો.

જગદીપે કહ્યું: 'શું આ જ અદ્ભુત હીરો છે?'

ત્રણે યક્ષોએ તેને કહ્યું: 'ભાગ્યશાળી યુવાન! એ જ તે હીરો છે. કલ્યાણકારી રાજકુમાર! થોડા વખતમાં જ તું તારા બાપદાદાના સિંહાસન ઉપર બેસશે'

જગદીપે કહ્યું: 'હું રાજકુમાર? એ કેવી રીતે? મારો બાપ તો દિલ્હી શહેરની બહાર એક ઝુંપડીમાં રહેતો હતો. તેણે મને કયારેય પણ કહ્યું ન હતું કે પોતે એક રાજા હતો. તમે કહો છો એ સાંભળી મને આશ્ચર્ય થાય છે.'

યક્ષે કહ્યું: 'તે એક રાજા હતો પણ રૈયતે તેના સામે બળવો કરવાથી તે રાજ છોડીને નાસી ગયો હતો. આ બળવાખોર રૈયતે એક બીજો રાજા શોધી કાઢયો અને તેને ગાદીએ બેસાડયો આ રાજા હાલ મરી જવાથી ગાદી ખાલી પડી છે. તે રાજાને ફકત એકની એક છોકરી છે. પણ છોકરીને ગાદીએ બેસાડવા

રૈયતની મરજી નથી. લશ્કરના બે ભાગ પડી ગયા છે. તેઓ એકબીજા સાથે લડાઈ કરવા વિચાર રાખે છે. ત્યાં જા અને રૈયતને શાંત પાડી સલાહસંપથી રાજ્ય કર.'

આ સાંભળીને જગદીપ બોલ્યો: 'પણ હું કયાં જાઉં? મારા લોકો મને રાજા તરીકે કેવી રીતે ઓળખે?'

એક યક્ષે કહ્યું: 'આ હીરો તમે ગળામાં પહેરશો એટલે તમને તમારી રૈયત રાજા તરીકે ઓળખશે.'

તરત જ જગદીપે સાંકળી પહેરી લીધી. પછી તેને સારી રીતે જમાડવામાં આવ્યો અને એક જાતનું શરબત પાયું એટલે તેના શરીરમાં ખૂબ શક્તિ આવી ગઈ. પછી એક યક્ષે ગુફાનું પાછલું બારણું ઉઘાડયું. અંદર ખૂબ અંધારું હતું. જગદીપને તેમાં દાખલ થવાનું કહ્યું. પણ તેની હિંમત ચાલી નહિ. ત્યારે એક જણે તેને ફરી શરબત પાયું તથા વાઘની પુંછડી, ગરુડનાં પીંછાં અને ભાલો હાથમાં આપ્યા. અને કહ્યું: 'હવે ઈશ્વરનું નામ દઈને અંદર પેસો.'

જગદીપમાં હવે હિંમત આવી પણ જતાં પહેલાં તેણે પેલા ત્રણેને વિનતિ કરી કે તમે કોણ છો તે મહેરબાની કરી મને જણાવો.

પેલા ત્રણેએ કહ્યું: 'અમે કુબેર ભંડારીના યક્ષો છીએ. હવે તમે જાઓ. તમારું કલ્યાણ થશે, એવો અમારો આશીર્વાદ છે. ગુફાની બહાર નીકળો કે તુરત વાઘની પૂંછડી અને પીંછાં જમીન પર નાખી દઈને મોટે સાદે અર્જ, નસર અને મનગુમ બોલજો. એટલે તમને જે જોઈતું હશે તે અમે પહોંચાડશું.'

જગદીપ પેલી અંધારી ગુફામાં દાખલ થયો કે તરત પાછળ પેલું બારણું બંધ થઈ ગયું. અંદર ખૂબ અંધારું અને ભીનાશવાળી જમીન લાગતી હતી. કેટલીક વાર ચાલ્યા પછી વાંકીચુંકી જમીન દેખાઈ. થોડી વારમાં તે સીધી જમીન પર આવ્યો. પછી તરત જ ઊતરવાનું આવ્યું. એટલામાં તો જમીન નીચે બેસતી જણાઈ. હવે તેનાથી ઊભું રહેવાયું નહિ એટલે બેસી ગયો. અને થોડી વારમાં ઊંઘી ગયો. જાગ્યો ત્યારે જાણે જમીન ઝપાટાબંધ ચાલતી હોય તેમ લાગ્યું. આમ ને આમ કેટલીયે વાર ઊંઘ્યો અને કેટલીયે વાર જાગ્યો ત્યારે અજવાળાવાળી ખુલ્લી જગ્યામાં તે પહોંચ્યો. બરાબર ધારીને જોયું તો તે એક ટેકરી ઉપર બેઠેલો અને સૂર્યનાં કિરણો આખી ટેકરી પર પથરાઈ રહ્યાં હતાં. ઓચિંતો લડાઈનો પોકાર તેના કાને સંભળાયો. ટેકરીની નીચે નજર કરે ત્યાં બે પક્ષ લડવાને તૈયાર થઈ રહ્યા હતા. જગદીપે એકદમ પેલાં પીછાં અને વાઘની પૂંછડી નીચે નાખી દીધી અને અર્જ, નસર, મનગુમનાં નામોની બૂમ પાડી. બૂમ પાડતાં જ એક કાળી પૂંછડીવાળો સફેદ ઘોડો હાજર થયો અને જગદીપને પોતાનો પોશાક ફેરવાઈ ગયેલો અને પોતાના શરીર પર હથિયારો સજ્જ થઈ ગયેલાં દેખાયાં.

જગદીપ એકદમ ઘોડા લઈને તળેટીમાં બંને પક્ષની વચ્ચે જઈને ઊભો રહ્યો. જેવો તે ગયો કે તરત જ બંને પક્ષના માણસોએ હથિયાર નમાવ્યાં અને 'મહારાજાધિરાજનો' જય નો પોકાર કર્યો

[અનુસંધાન પાન ૪૮ મે

# ભીમના ટોડા

આપવજી પટેલ

દર વરસે જેઠ શુદ દશમને દિવસે એકટાણું અને શુદ અગિયારસને દિવસે નકોરડો અપવાસ કરવાનો પાંડવ કુટુંબમાં રિવાજ હતો. કુન્તાજી આ રિવાજનો બહુ જ કડકપણે અમલ કરાવતાં. અલબત્ત કોઇ કોઈ વાર ભીમસેન પૂરતો અપવાદ રહેતો.

એ મુજબ જેઠ શુદ નોમની રાત્રે માતા કુન્તા અને ભાઈઓ એકઠાં મળીને એકટાણા અપવાસનો વિચાર કરવા માંડ્યાં. મુખ્ય પ્રશ્ન શુદ દશમને દિવસે શું મિષ્ટાન્ન બનાવવું તે હતો. સર્વાનુમતે કહો કે ભીમાનુમતે કહો પરંતુ વઢવા ચુરમાના લાડુ બનાવવાનું નક્કી થયું. આગલે દહાડે મિષ્ટાન્ન જમવામાં આવે તો ઉપવાસને દિવસે ભૂખ ઓછી લાગે એવો ભીમનો ચોક્કસ મત હતો. સૌ ભીમના આ વિચારને મળતા થયા.

મિષ્ટાન્નનું નક્કી થયા પછી ભીમસેને હળવે રહીને એક નવી દરખાસ્ત વહેતી મૂકી અને તે પોતાને માટે અગિયારસ નહિ કરવાનો અપવાદ કરવાની. દરખાસ્તના સમર્થનમાં તેણે દલીલ કરી કે દર વરસે હું પરાણે પરાણે અપવાસ કરું છું એટલે એકાદ વખત અપવાસ ન થાય તો શું બગડી જવાનું હતું? વળી હું અપવાસ અંતરની ઈચ્છાથી નથી કરતો પરંતુ વડીલોની ઇચ્છાને માન આપીને કરું છું. આવા અપવાસનું ફળ ન જ મળે માટે આવા નિષ્ફળ અપવાસ કરવાની કશી જ જરૂર નથી. વળી તમે સૌ અપવાસ કરો છો એટલે એકાદ જણ ન કરે તો શું ખોટું?

ભીમની દલીલો છતાં કુંતાજીએ અપવાસ કરાવવાનો આગ્રહ ન જ છોડ્યો અને ભીમે અપવાસ ન કરવાનો આગ્રહ ન છોડ્યો એટલે વાતનો અંત લાવવા યુધિષ્ઠિરે વચ્ચે પડી એવો તોડ કાઢ્યો કે ભીમસેનને ખીચડી ખાઈને એકટાણું કરવું પરંતુ ભીમે એમાં થોડો સુધારો કરી ઉમેર્યું કે ખીચડીમાં હું માગું તેટલું ઘી આપવું. કુંતાજી સિવાય બીજા બધા સભ્યોએ હા પાડતાં બહુમતીથી ઠરાવ પસાર થયો. અને સભા વિખેરાઈ.

બીજે દિવસે સૌ ભાઈઓ નિયમ મુજબ પોતાને કામે લાગ્યા પરંતુ ભીમને મન તો આજનો દિવસ ઉત્સવનો હતો એટલે ખૂબ લહેરમાં આવી ગયો હતો. રસોડાનાં નાનાંમોટાં કામમાં ખૂબ રસ લઈ ભોજનની ઝીણામાં ઝીણી વિગત વિચારી કાઢી અને કામકાજ શરૂ કરાવી દીધું.

સૌએ એકટાણું કરવાનું હતું એટલે હંમેશના સમય કરતાં આજે મોડું જમવાનું હતું એટલે ભોજન પહેલાં સૌ ભાઈઓ બગીચામાં બેસીને વાતો કરતા હતા અને ટોળટીખળ કરતા હસતા હતા. ભીમને આવી નકામી વાતો ગમતી નહિ. તેને તો વાતો કરવા કરતાં કામ કરવું વધારે ગમતું એટલે એ તો ભાઈઓથી છૂટો પડીને આંબાની ઘટામાં જરા દૂર જઈને આડે પડખે થયો.

જમવાનો સમય થવા આવ્યો હતો એટલે કુંતાજી સૌને જમવા બોલાવવા નીકળ્યાં. ભીમે તેમને ઘરમાંથી બહાર નીકળતાં જોયાં કે તરત જ ઊભો થઈને

ઊઠી જઈએ.' આ પ્રમાણે વિચાર કરીને ભીમ પલંગમાંથી ઊભો થયો. ઊભો તો થયો પરંતુ ખાધા વિના આખો દહાડો કેમ જશે? તેનો વિચાર આવતાં મૂછી ગયો. ધોળે દહાડે સ્વપ્ન આવ્યું હોય તેવો ભાસ થયો, દુકાળિયાનાં હાડપિંજર જેવાં શરીર તેની કલ્પનાસૃષ્ટિમાં દેખાયાં. આંખ સામે ભૂખે પેટે ભૂખમરાનું નૃત્ય શરૂ થયું. પોતાની પણ આવી જ દશા થશે કદાચ પ્રાણપંખીડું ઊડી તો નહિ જાય ને? આટલો વિચાર પસાર થયો. ભૂખનો ઉપાય શોધતાં ખીચડી યાદ આવી ગઈ. ખીચડી રાંધવાનું કહીને નાહવા ગયો. કુન્તાજીએ વચન આપ્યું હતું એટલે બીજો રસ્તો ન હતો. કચ વાતે મને ખીચડી ઓરવી પડી

રસ્તે ચાલતાં ભીમને ઘીખીચડીના જ વિચાર આવવા માંડયા. ભાઈઓમાંથી કોઈને ન મળ્યો તેવો ખીચડી ખાવાનો ખાસ હક્ક મળ્યો તેથી વિશેષ આનંદ થયો

દરમિયાન બે રસ્તા આવ્યા પરંતુ વિચારમાં ને વિચારમાં જમનાજી તરફ જવાનો રસ્તો ભૂલાઈ ગયો અને ઊંધે રસ્તે ચડી ગયો. વિચારમાંથી જાગ્યો ત્યારે એકાદ ગાઉ આગળ નીકળી ગયો હતો. તેને થયું કે ઊંધે રસ્તે જઈ રહ્યો છું. પરંતુ સામે રસ્તે જવું હોય તો ફરી એક ગાઉનો પંથ કાપવો પડે અને ભૂખે પેટે એવું સાહસ શા માટે કરવું? તેના કરતાં તો આગળ જ ચાલું અને રસ્તામાં જે કોઈ જળાશય આવે તેમાં નાહી લઉં તો શું ખોટું?

થોડી વારમાં નાની એવી નદી આવી. પરંતુ પાણીનો પ્રવાહ નહિ જેવો જ હતો. માંડ બે કોસનો પ્રવાહ હશે. આટલા થોડા પાણીમાં હાથી જેવા શરીરને કેમ નવરાવવું? પરંતુ બુદ્ધિશાળી કદી મુંઝાય ખરો! તરત જ નાહવાની યુક્તિ શોધી કાઢી.

પહાડ જેવું પડછંદ શરીર નદીના વહેણની આડે ગોઠવી દીધું એટલે નાનો એવો બંધ બંધાઈ ગયો. ધીમેધીમે પાણી એકઠું થવા માંડયું અને છેવટ શરીર ઉપર થઈ ને વહેવા માંડયું. નાનો સરખો ધોધ પડવા માંડ્યો ભીમ આડો પડ્યો પડ્યો સ્નાનની મજા માણવા માંડ્યો.

હવે બન્યું એવું કે ભીમ જે જગ્યા એ નાહવા પડ્યો હતો તેની પાસે જ નીચાણના ભાગમાં શંકરની નાની દેરી હતી. જેવો પાણીનો પ્રવાહ એકઠો થવા માંડ્યો કે તરત જ પાણી નીચાણના ભાગ તરફ વળ્યું. અને દહેરીમાં ભરાવા માંડયું. અચાનક પાણી ભરાયું એટલે પાર્વતીજીને થયું કે નદીમાં વગર વરસાદે પૂર કયાંથી? તેમણે શંકરને પૂછયું. શંકરે ખુલાસો કર્યો કે મારો એક (ભોળિયો) ભક્ત નદીમાં શરીરનો બંધ બાંધીને નહાય છે તેથી મંદિરમાં પાણી ભરાયું છે જ્યાં સુધી એ ઊઠશે નહિ ત્યાં સુધી પાણી ભરાશે જ.

'તમારો ભક્ત હોય તો તમે તેને ઉઠાડો. મંદિરમાં પાણી ભરાય તે મને પાલવે તેમ નથી.'

'આ ભક્ત ઘણો જીદ્દી છે. હું ગમે તેટલું સમજાવીશ તો પણ લીધી વાત મૂકશે નહિ –વળી હું અને તું બંને ગમે તેવું બળ વાપરશું કે ધાકધમકી

આપશું તો પણ ફાવશું નહિ માટે કળથી કામ લેવું પડશે.

'તો એમ કરો. મારે તો મમમમનું કામ છે ટપટપનું નહિ. મારા ઘરમાં પાણી આવતું બંધ થાય એટલે બસ!'

'તો તમે ગાયનું સ્વરૂપ લો અને હું થાઉં સિંહ. સિંહ ગાયને મારવા આવશે તો આ ક્ષત્રિય બચ્ચો પોતાની નજર સામે ગાયનો શિકાર થવા દેશે નહિ કારણ કે ક્ષત્રિયનો ધર્મ ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરવાનો છે. મારો આ ભક્ત મારા સાટે ક્ષાત્રધર્મ પાળશે એની મને ખાતરી છે.'

નદીને એક કાંઠે ગાયે ભાંભરડો નાખ્યો અને સામે કાંઠે સિંહની ત્રાડ સંભળાણી. ભીમના કાન ચમકયા! બંને બાજુ નજર ફેરવી તો ધર્મસંકટ દેખાયું. ગાયને મારવા દે તો ધર્મ જાય, અને બચાવ કરવા જાય તો પાણી ચાલ્યું જાય. હવે શું કરવું!

નિર્ણય કરે ન કરે ત્યાં તો સિંહે ગાય તરફ ફાળ ભરી. પહેલી ફાળે ગાય ઝપટમાં આવે તેટલી નજીક ન હતી એટલે અરધું અંતર કાપીને સિંહ ભીમસેનની તદ્દન નજીક પડ્યો. બરાબર તે જ વખતે ભીમની તરત બુદ્ધિએ 'લાકડી ભાંગે નહિ અને સાપ મરે નહિ' એવી યુક્તિ શોધી કાઢી સૂતાં સૂતાં જ સિંહનો પાછલો પગ પકડીને પોતા તરફ ખેંચ્યો પરંતુ આ સામાન્ય સિંહ ન હતો એટલે ભીમની ગણતરી ખોટી પડી સિંહ ઘસડાવાને બદલે ભીમ સિંહની પાછળ ઘસડાયો. આખું પડખું છોલાઈને લોહીલુહાણ થઈ ગયું. ભીમના ક્રોધનો પારો છેક ટોચે ચઢ્યો. સિંહનો પગ છોડી દીધો અને છલંગ મારી સિંહને ગળે બ.ઝયો. સિંહે ગરદન હલાવી છુટવા માટે જોર કર્યું અને હાથ ઢીલા થવા માંડ્યા. દાંત કચકચાવીને આખ મીંચીને શરીરમાં હતું તેટલું જોર અજમાવ્યું. સિંહને ગળે ટૂંપો આવ્યો, આંખના ડોળા બહાર નીકળ્યા કે નીકળશે એવી સ્થિતિ થઈ ગઈ.

ભીમે આંખ ખોલી તો સિંહ ગુમ. તેને બદલે માથે મોટી જટા અને વધી ગએલ દાઢું એવો બાવો તેની બાથમાં આવી ગયો. અરે તારી ભલી થાય તારી!

'અલ્યા નેગટા તું છે કોણ! સિંહને બદલે તું ક્યાંથી ફુટી નીકળ્યો? લાવ મારો સિંહ નહિતર દાઢું પકડીને સામી ભેખડ ઉપર પછાડીશ તો ફોદા વેરાઈ જશે.'

આવી ગાંડી વાત સાંભળીને બાવાજી તો ખડખડાટ હસી પડ્યા. ભીમસેનને આ હસવું પોતાની મશ્કરીરૂપ લાગ્યું અને ખરેખર ગુસ્સે થઈને તેણે તો બાવાજીનું દાઢું પકડવા હાથ લંબાવ્યો. બાવાજી અને તેની દાઢી બંને દેખાય પરંતુ હાથમાં કશું જ આવે નહિ. જેમ જેમ હાથ લંબાવતો ગયો, તેમ તેમ બાવાજી ફરવા લાગ્યા. ભીમ તેને પકડવા માટે ફાવલાં મારવા માંડ્યો. પછી તો બાવાજી આગળ, પાછળ અને આજુબાજુ ફરવા લાગ્યા. ભીમ તેની પાછળ પાછળ જવા માંડ્યો. પોતાના પડછાયાની પાછળ પાછળ કુદાકુદ કરતાં કુતરા જેવો દેખાવ થઇ ગયો આખરે ભીમસેન થાક્યો. તેને લાગ્યું કે સામેનો માણસ કોઈ સામાન્ય માનવી નથી; કોઈ દેવ છે આખરે શંકર



સામગ્રી

ઈશ્વરદત્ત મેગ્રા | **૫૪** | કોણ જવાબદાર ?

સિરાજ | | ખલીલ

નવા વર્ષની ભેટ : વિશ્વાસઘાત : પૂર્વ–પશ્ચિમ : કથાસરિત્સાગર

# ધી ટેક્સટાઇલ ટ્રેડીંગ એજન્સી લીમીટેડ

ભાવનગર

S E A L O F




Q U A L I T Y

અમો અહીંની પ્રખ્યાત મિલો ધી મહાલક્ષ્મી મીલ્સ લી. તથા ધી માસ્ટર સીલ્ક મીલ્સ લી.ના ઉત્પન્ન થતા સુતરાઉ તથા આર્ટીફીશીયલ સીલ્ક કાપડના સોલ ડીલર્સ છીએ આ બન્ને મીલોનું સુંદર સસ્તું અને ટકાઉ કાપડ સૌરાષ્ટ્રમાંજ નહીં પરંતુ સારાએ હિંદુસ્તાનમાં જાણીતું છે.

ફરી કન્ટ્રોલ પદ્ધતિ દાખલ થવાથી હાલ તો અમો સુતરાઉ કાપડ આપી શકીએ તેમ નથી. પરંતુ આર્ટ સીલ્ક કાપડ આકર્ષક ડીઝાઇનો તથા દરેક જાતનું દરેકના ખીસ્સાને પોસાય તેવું વાપરવાની અમારી ખાસ ભલામણ છે જથ્થાબંધ માલના ભાવતાલ તથા નમુના માટે લખો.

પાનવાડી
ભાવનગર

શાંતીલાલ મયાભાઇ
એજન્ટસ.

વાર્તાઓનું અનોખું માસિક
★
વર્ષ ૫ : અંક ૬
જૂન ૧૯૪૯



काव्येषु रम्या कथा

# ઈશ્વરદત્ત પ્રેરણા

વિજયગુપ્ત મૌર્ય

કોઈ અદૃશ્ય આકર્ષણ મને જંગલમાં ખેંચી જાય છે. જંગલના હજારો ભયની અવગણના કરીને પણ હું એ આકર્ષણને તાબે થઈને ઘણી વાર જંગલમાં એવો ભટકતો થઈ જાઉં છું કે મને પોતાને કંઈ ભાન રહેતું નથી કે હું ક્યાં જાઉં છું અને મારે શું કરવાનું છે! આને તમે ધૂન કહો, પ્રકૃતિ માટે પ્રેમ કહો, શિકારનો શોખ કહો, વ્યસન કહો કે ઘેલછા કહો, પરંતુ જિંદગીનો અખૂટ આનંદ મેં તેમાંથી મેળવ્યો છે અને માણ્યો છે, ખડતલ જીવન મેળવ્યું છે અને કુદરતની કૃતિ સાથે એવો સાક્ષાત્કાર સાધ્યો છે કે સર્વશક્તિમાન સર્જનહારની અદ્ભુત શક્તિનો ચિતાર મને બીજી રીતે ન જ આવી શકત. પ્રકૃતિના એ મહાનમંદિરનો હું પૂજારી છું. જંગલનાં હજાર જોખમ હું ખેડું છું ત્યારે મારી રખેવાળીનો ભાર તો હું એ સર્વશક્તિમાનને જ સોંપું છું અને હું તો એની આ અદ્ભુત રચનાની મૂંગી પ્રશંસામાં જ મુગ્ધ રહું છું.

મારી રખેવાળી કરનાર હું કોણ! કેડ કેડ ઊંચા ઘાસમાં ચાલતી વખતે શું તમે પેલા દશ હાથ લાંબા કાળમૂર્તિ રાજનાગને જોઈ શકો છો! મખમલપગો વાઘ અને દીપડો પોતાની બખોલમાં બેઠા તમારી સામે દુષ્ટ નજરથી જોતા હોય તેની શું તમને જાણ હોય છે! કોઈ મદમસ્ત ગાંડા હાથી સાથે તમારો ભેટો થઈ જાય કે તમારી બાજુમાં ઝાડીમાંથી, જાણે પહાડ તૂટી પડ્યો હોય તેમ જંગલી પાડો કે ગોર આવી ચડે તો શું તમે તેમના હુમલાને ખાળી શકો છો! શું આત્મરક્ષણ માટે તમને મળતી પ્રેરણા તમારી છે! જો આ બધા ભયમાંથી બચી જવા માટે તમે તમારી બહાદુરી અને હિમ્મત માટે મગરૂર થતા હો તો હું કહીશ કે તે મિથ્યાભિમાન છે. ઈશ્વરદત્ત પ્રેરણા જ તમને ભયમાંથી સલામતીમાં લઈ જાય છે. તમારી કોઈ જ્ઞાનેન્દ્રિય તેનો પત્તો નથી લઈ શકતી. જ્યાં તમારી બધી જ્ઞાનેન્દ્રિય નિષ્ફળ જાય છે ત્યાં ઈશ્વરી પ્રેરણા છઠ્ઠી ઇન્દ્રિય તરીકે કામ કરીને તમને એ સુઝાડે છે જે તમે તમારી બુદ્ધિથી ન જાણી શકો.

હું તમને મારા અનુભવની અદ્ભુત પણ સાચી કથા કહું.

નાગપુરની દક્ષિણે આ વિસ્તારમાં જંગલની માપણી કરવા માટે મારે જવાનું થયું હતું. નાસિક બાજુથી આવતી ગોદાવરી મૈયાને મળવા માટે ઉત્તરમાંથી એક બાજુથી વર્ધા નદી, એક બાજુથી વેનગંગા નદી અને પશ્ચિમમાંથી પેનગંગા નદી દોડી આવે છે. પેનગંગા અને વર્ધા નદી ચાંદાની પશ્ચિમે એકબીજીને ભેટી પડે છે અને ત્યાંથી ભેગી મળીને આગળ ચાલી સીરોંચા પાસે વેનગંગાને ભેટે છે. બીજી નાની નાની નદીઓ, વોકળા, નાળાં અને કરાડો પથરાયેલ વિશાળ જંગલ-વિસ્તાર પ્રકૃતિનો માનીતો પ્રદેશ છે. મારો મુકામ એક નાનકડી નદીને કાંઠે હતો. એક દિવસે બિહાના

તમરાના અવિરત સંગીત સિવાય કોઈ અવાજ આવતો ન હતો. હા, કર્કશ નારી જેવી પેલી ચીબરી પોતાના કર્કશ સ્વરથી, શાન્ત સરોવરની બીલોરી સપાટી ઉપર ઓચિંતો પાણો પડે તેમ અચાનક એકવાર શાંતિનો ભંગ કરી ગઈ.

થોડીકવાર પછી ચંદ્ર ઊગ્યો, અને જેમ પરાજિત સૈન્ય પોતાના સરદારોને છેહ આપીને નાસી જાય તેમ તારાઓને છોડીને અંધારું ભાગવા લાગ્યું. વિજેતા ચંદ્રે પોતાના લાંબા કિરણો વડે તારાઓને જકડી લીધા. વૃક્ષોની ટોચે પાંદડાં ચંદ્રના પ્રકાશમાં ચમકવા લાગ્યાં. હવે મને નિરાંત થઈ, કારણકે અંધારામાં દીપડો આવ્યો હોત તો મને નિશાન લેવાની ખબર જ ન પડત. અંધારામાં પણ રાની પશુઓની આંખો અંગારા જેવી ચળકે છે તે લોકમાન્યતામાં કંઈ બહુ તથ્ય નથી. પશુઓની આંખો તો પ્રતિબિમ્બક છે. અંધારામાં એ આંખો ઉપર પ્રકાશ પડે તો તેમની આંખો ચળકી ઊઠે, પરંતુ જ્યાં ઘોર અંધારું હોય ત્યાં તમે અંધારામાં રાની પશુઓની આંખો અંગારા જેવી ચળકતી જોઈ શકો છો એવી માન્યતા ખોટી છે. જ્યાં પ્રકાશ નથી ત્યાં પ્રતિબિમ્બ ક્યાંથી! મેં થોડાંક બીસ્કીટ ખાઈને પાણી પી લીધું હતું. હવે હું રાત જાગવા માટે તૈયાર હતો. પરંતુ જ્યારે પેટમાં કંઈ પડે છે ત્યારે જાગવાની તમારી ઈચ્છા બર નથી આવતી.

હું અનિમેષ દૃષ્ટિથી પાડરડાની આસપાસ જોયા કરતો હતો. ચંદ્રનો પ્રકાશ હવે ત્યાં પડતો હતો, પરંતુ હજી દીપડાના આવવાનું ઠેકાણું ન હતું. હું બેસીને થાકી ગયો. ખાટલાની ઈસ પણ ખૂંચતી હતી અને બેઠે બેઠે ખાલી ચડી જવાથી મારું અંગ સીકડઈને ખોટું થઈ ગયું હતું. મેં આસ્તેથી આસન બદલ્યું. બીસ્કીટનો કાગળ ખાટલા ઉપર પડ્યો રહ્યો હતો તે મારા શરીર નીચે કચરાતાં તેનો અવાજ પણ મને આ શાંત રાત્રીમાં એવો લાગ્યો કે મને થયું કે દીપડો તે સાંભળશે તો ભાગી જશે. અલાદીને પણ આસન બદલ્યું અને મેં ચકોરે બગાસું ખાધું એટલે અલાદીને મારા કાનમાં કહ્યું, 'આપ સો જાઈએ; મૈં દેખતા રહુંગા.' મેં માથું ધુણાવી ના પાડી. પરંતુ જ્યારે તમે ન ઊંઘવાનો નિશ્ચય કર્યો હોય, ત્યારે તમને કોઈ ઊંઘી જવાનું કહે તો તેનો ઈન્કાર કર્યાં છતાં કોણ જાણે કેમ ધીમે ધીમે તમારો નિશ્ચય પીગળી જાય છે. આ નિષ્ક્રિયતાથી હું એવો થાકી ગયો હતો કે મારી આંખોનાં પોપચાં ભારે થવા લાગ્યાં. જેમ જેમ હું આંખો ઉઘાડવા પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ પોપચાં ઉપરનો ભાર વધવા લાગ્યો. હવાની શીતળ લહેરો મને પંપાળવા લાગી. હવે હું ઝોકાં ખાવા લાગ્યો અને માથું વારંવાર છાતી ઉપર ઢળી જવા લાગ્યું હવે નિદ્રાદેવીના પ્રભાવનો સામનો કરવાનું શક્ય ન હતું અને મેં આખરે તેની મીઠી શરણાગતી સ્વીકારી લીધી.

હું ક્યાં સુધી સૂતો તેનું મને ભાન નથી રહ્યું પણ ઊંઘમાં મને કોઈ હાથ પકડીને ખેંચતું હોય તેમ લાગ્યું. પહેલાં તો મેં દરકાર ન કરી કારણકે નિદ્રાનો નશો મારી ઉપર બરોબર સવાર થઈ ગયો હતો. પરંતુ મને ઢંઢોળવાનું કાર્ય ચાલુ જ રહ્યું. ઉલટે મને ખ્યાલ આવ્યો કે હું મારે ઘેર પલંગ ઉપર કે મારા તંબૂમાં ચારપાઈ ઉપર નથી સૂતો પરંતુ જંગલમાં નદીકાંઠે જાંબુના ઝાડ ઉપર જમીનથી પંદર હાથ ઊંચે માંચડામાં ખાટલા ઉપર અલાદીનને પડખે સૂતો છું અને મારે હજી અહીં દીપડાનો શિકાર કરવાનો છે! આ આત્મભાનથી હું ઝબકી જાગી ઊઠ્યો. જોયું તો અલાદીન ઘસઘસાટ ઊંઘતો હતો. ત્યારે મને ઉઠાડ્યો કોણે! મારો હાથ ઝાલીને મને કોણે હલાવ્યો! જેમ જેમ મને એ પ્રશ્નનો ઉત્તર ન મળ્યો તેમ તેમ હું વધારે ચમકતો

અને મુંઝાવા લાગ્યો. મેં પાંદડાં વચ્ચેથી બહાર જોયું તો જગત રૂપેરી ચાંદનીમાં નહાતું હતું; નદીના વહેતા પાણીમાં ચંદ્રનાં કિરણો નાચતાં હતાં. ચંદ્રનો પ્રકાશ મને આજે આટલો બધો ઝળહળતો કેમ લાગે છે! નદીની રેતીમાં પાકરડું પડ્યું છે અને......સામે કોણ છે! રૂપાળી રાતે રૂપાળી ચાંદનીમાં રૂપાળો દીપડો ધીમે પગલે, સાવચેતીથી, ચારે બાજુ જોતો જોતો પાકરડા તરફ જઈ રહ્યો છે. એ દીપડો છે કે ભૂત! મેં તેનો પડછાયો જોયો અને યાદ કર્યું કે ભૂત હોય તો તેને પડછાયો ન હોઈ શકે! મેં હળવેથી અલાદીનને ઢંઢોળ્યો, પણ તે ન જાગ્યો. અરે, ત્યારે મને કોણે ઉઠાડ્યો! અલાદીન તો ઘસઘસાટ ઊંઘે છે! પણ એ વાત અત્યારે રહેવા દો. જો તેને જગાડવા જતાં જરા પણ અવાજ થશે તો દીપડો ભાગી જશે. મેં રાઇફલ ઉપાડી. મને દહેશત હતી કે રખે રાઇફલ તાકવા જતાં કોઈ પાંદડાં કે ડાળીને અડી જાય અને એ અવાજ દીપડાને ચેતાવી દે. મેં ખૂબ સાવચેતીથી રાઇફલની નાળ બહાર કાઢી.-દીપડો હવે પાકરડા પાસે પહોંચી ગયો હતો. તેનું પડખું બરાબર મારી સામે હતું. હજી તે ઘડીકમાં પાકરડા સામે અને ઘડીકમાં આજુબાજુ જોતો હતો. કેવો સુન્દર! કેવો ખબો! એની પૂંછડીનો છેડો સાપની પૂંછડીની જેમ પટપટતો હતો. મેં શ્વાસ રોક્યો. ઓહ, આવી ભયંકર શાંતિમાં મારા શ્વાસોશ્વાસનો પણ કેટલો બધો અવાજ થાય છે! મેં નિશાન લીધું અને ઘોડો દાબ્યો.

ઓહ, કેવો ભયંકર અવાજ. મારા કાન બહેર મારી ગયા. જંગલમાંથી પડઘા પડ્યા. મોરે કેકારવ કર્યો અને કાગડા કકળવા લાગ્યા. સામે કાંઠે વાંદરાઓએ હુંકારા કર્યા. પંખી પાંખથી ફફડાટ કરવા અને ફરફડવા લાગ્યાં, ઝાડમાંથી ફળ ખાતાં વડવાગળાં ચમકીને ઊડી ગયાં. મારી નજર દીપડા ઉપર ઠરી. તે રેતીમાં ઊથલી પડ્યો હતો. હવે માત્ર તેની પૂંછડી જ જરા જરા વારે સહેજ ચાલતી હતી. જંગલ પાછું શાંત બની ગયું.

અલાદીન ઊંઘમાંથી ઝબકી ઊઠ્યો. તેને આવી મીઠી ઊંઘમાં ખલેલ પડી એટલે મિયાં ચિડાઈ ગયા અને અરધી ઊંઘમાં બબડ્યા, "યહ ક્યા કરતે હો!" અને પાછા ઢળી પડ્યા.

મેં તેમને ઢંઢોળીને કહ્યું, 'મિયાં, તુમને મુઝે જગાયા થા!'

'નહિ, સા'બ.' મિયાંએ આંખો ખોલતાં પૂછ્યું. મેં તેની આંખો ઉપર પાણી છાંટ્યું એટલે આ ઊંઘણશી ભાનમાં આવ્યા.

મેં તેને પૂછ્યું, 'ક્યા તુમને મુઝે જગાયા નહિ થા!'

'નહિ સા'બ, આપકો સોતે દેખકર મુઝે ઐસી નીંદ આ ગઈ કિ માનો ઐસા મૈં કભી નહીં સોયા. ક્યા બધેરા મર ગયા!'

'હા,' મેં ટૂંકે પતાવ્યું અને વિચારમાં પડ્યો: મને કોણે જગાડ્યો! એ કોનો કોમળ હાથ હતો કે જેણે મને ઢંઢોળ્યો! શું એ બધું સ્વપ્ન હતું! સ્વપ્નદ્વારા મને કોણે પ્રેરણા આપી કે દીપડો આવ્યો છે! કોણે મને ઊંઘમાંથી ઉઠાડ્યો!

મને હજી આ પ્રશ્નનો ઉત્તર નથી મળ્યો. પરંતુ મારે હવે ઉત્તરની જરૂર પણ નથી. હું જાણું છું કે તે ઈશ્વરદત્ત પ્રેરણા હતી.

[ ઓનરેબલ શ્રી બાટની
એક સત્ય કથાને આધારે

રેપર પર આપના નામ આગળ આપનો ગ્રાહક નંબર હોય છે;
પત્રવ્યવહાર વખતે એ નંબર અવશ્ય લખશો.






No.
222

ઉ
ના
ળો



આવ્યો અને અરૂણ હોઝિયરી

——————— ની યાદ લાવ્યો.

દરેક વર્ગને પોષાય તેવી દરેક પ્રકારની દરેક ઋતુને અનુકૂળ

સસ્તી, ટકાવ અને સુંદર

'અરૂણ હોઝિયરી'

સૌરાષ્ટ્ર, ગુજરાત
અને મુંબઈના
દરેક વર્ગોમાં તેના
અજોડપણા માટે
પ્રિય થઈ પડી છે.

ગરમ તથા સુતરાઉ -

- મોજાં
- ગંજી ફરાક
- સેન્ડો ગંજી ફરાક
- જાંઘિયા
- ચડ્ડી
- મફલર

વેપારી ભાવતાલ માટે મળો અથવા લખો

# અરૂણ હોઝિયરી મિલ્સ લિ.

રૂવાપરી રોડ
ભાવનગર

મેનેજીંગ ડાયરેક્ટર
વી. સી. દેસાઈ



# કોણ જવાબદાર?

ગોપાળરાવ વિદ્વાંસ

**આ** રહ્યું મેરેજ; આ રાજા અને આ રાણી.'

ભાઉસાહેબે રજૂ કરેલાં પાનાં જોતાં જ મારાથી હસી પડાયું. એ જોડી જરૂર હતી પણ લક્ષ્મીનારાયણની નહોતી! લક્ષ્મીમહેશ્વરની જોડી જેવી એની વિચિત્રતા હતી—ચોકડીનો રાજા અને લાલબામની રાણીનું મેરેજ ભાઉસાહેબે રજૂ કર્યું હતું. હસતાં હસતાં મેં કહ્યું: 'ખબરદાર, ભાઉસાહેબ! તમે આ આંતરજાતીય લગ્ન કરી રહ્યા છો, હો! ઓપટકર ભાલો લઈને તમારી સામે કૂદી પડશે અને આહિતાગ્નિ તો તમને પોતાના અગ્નિકુંડમાં જ હોમી દેશે!'

હાથ માંહેનાં સઘળાં પાનાં નીચે ફેંકી દઈને ભાઉસાહેબ ઊભા થઈ ગયા અને હાથ લંબાવી આળસ મરડીને તેમણે બાજુની આરામખુરશીનો આશરો લીધો. ખુરશીમાં બેસતે બેસતે તેમણે કહ્યું: 'અરે, એવા સો આહિતાગ્નિ બળેને સારેયા આવે! હું ક્યાં કોઈની પરવા કરું એવો છું?!'

પકોબેન બીજી ખુરશી બારી તરફ ખેસવતાં મેં કહ્યું: 'મ્યુનિસિપાલીટીના બંબાઓ ખીસામાં રાખીને જ ફરતા લાગો છો!'

'અરે મ્યુનિસિપાલીટીના બંબા શા માટે રાખવા જોઈએ! આ ડૉક્ટરનો બંબો ક્યાં દૂર છે!' એમ કહેતાં તેમણે બંધાઈથી મારી સામે જોઈ હાસ્ય કર્યું. મિ. બાગ જાડા દેહની બીજી કોઈએ આવી હાંસી કરી હોત તો તેની સાથે હું કાયમના અબોલા લેત. પણ ભાઉસાહેબની વાત જુદી હતી. ભાઉસાહેબની સાથે હું છેલ્લાં પાંચેક વરસથી જ પરિચયમાં આવ્યો હતો. પણ નાળિયેરીની એક જાત એવી છે કે જે જલદી ફળતાં મોડી છે. ભાઉસાહેબની બાબતમાં પણ એવું જ હતું એમની સાથેના પરિચયનો પહેલો દિવસ હું હજુ ભૂલ્યો નથી. હું બાગ દવાખાનાના ફાટકમાં ઊભો હતો અને સામેના જ પોતાના મકાનની ગેલેરીમાં ભાઉસાહેબ ઊભા હતા. એકનું મોં પૂર્વમાં તો બીજાનું પશ્ચિમમાં એવી સ્થિતિ તે દિવસે હતી પણ એથી જ અમે એકબીજાનું મોં સ્પષ્ટ રીતે જોઈ શક્યા. એમની એ વિશાળ નિર્મળ નેત્રોમાં હું તેમનું હૈયું વાંચી શક્યો. છેલ્લાં પાંચ વરસથી આખું ગામ નવાઈ પામી રહ્યું છે કે ડૉક્ટર અને લેખક બન્ને વચ્ચે આવી ઘનિષ્ઠ મૈત્રી જામી ક્યાંથી? બિલાડી ઉંદર સાથે રમે છે, પણ તે તેને મારી ખાવા માટે જ. ભાઉસાહેબનો સ્નેહ એ તરેહનો જરૂર નહોતો. એમને સંગીતનો ભારે શોખ હતો. તેમની ચોપડી કરતાં એમણે જે બાઈ રખાત તરીકે રાખી હતી તેનું નામ ગામમાં વધારે જાણીતું હતું. પરંતુ તેમની સાથેની મૈત્રી છતાં મારા વર્તનમાં રતિભારનો ફેરફાર નહોતો થયો એ હકીકત પણ દરેક જણ કબૂલ કરતો હતો.

ખુરશીમાં બેસતાં બેસતાં મેં બારી બહાર નજર ફેંકી. ઘડિયાળમાં પાંચ વાગ્યા હતા પણ બહારનું આકાશ જાણે સંધ્યા વેળા થઈ હોય એવો દેખાવ ધારણ કરી રહ્યું હતું. દુઃખી માનવીની આંખોમાંથી ટપટપ કરતાં આંસુઓ પડતા માડે એમ વરસાદના છાંટા ટપકી પડતા હતા. પણ એ છાંટા વડે માટી પણ ભીંજાઈ નહોતી. છતાં નાળિયેરીનાં પાન પર પડતા એ છાંટાનો અવાજ એવડો મોટો લાગતો હતો કે કંઈ વાત નહિ! મને થયું: લોકો પણ અનેક વાર એક સાદા બનાવને બહુ વિશાળ ભયંકર સ્વરૂપ આપે છે!

પણ એ વિચાર મનમાંથી પસાર થતો હતો ત્યાં જ ત્રણ મહિના પૂર્વે દવાખાનામાં બની ગયેલો એક બનાવ મને યાદ આવ્યો. ટ્યુમરનું ઓપરેશન કરાવવા એક ગામડિયો

પોતાની સ્ત્રીને લઈને આવ્યો હતો. ઓપરેશન માટેની બધી તૈયારી પૂરી કરી પણ સ્ત્રીને તપાસી જોતાં તો એક નવો જ કિસ્સો નીકળ્યો – ભયંકર 'ટ્યુમર'ને બદલે દવાખાનામાં એ બાઈએ એક સુંદર બાળકને જન્મ આપ્યો હતો! પણ ત્યારથી ગામ આખું એ એક જ વાતની ચર્ચા કર્યા કરતું હતું!

એ બનાવ બન્યો તે દહાડે ભાઉસાહેબ ગામમાં નહોતા. તેઓ આવ્યા પછી મેં તેમને આખો બનાવ કહી સંભળાવ્યો. અને ઉપરટ ઉમેર્યું: 'વાર્તા લખવા માટે તમને આ એક મજેનો વિષય હાથ લાગ્યો છે!'

તેઓ થોડા વખત સુધી આંખો મીંચી શાંત રહ્યા.

મેં મશ્કરીમાં સવાલ કર્યો: 'કેમ, વાર્તા ગોઠવાઈ ગઈ?'

તેમણે કહ્યું: 'લગ્નની વાત હોત તો આટલી વારમાં ગોઠવી દેવાત. પણ આ તો...'

'એ બાઈએ પાપ કર્યું ગણાય કે નહિ?'

'લોક–સમાજ તો એ બાઈને પાપી જ ગણશે. પણ આ પાપાનું મૂળ...'

'નદીનું મૂળ શોધવું જેમ મુશ્કેલ છે, તેવું જ પાપનું પણ હોય છે.'

'એ મુશ્કેલ હોય તો શોધવા ન જશો. પણ નદીને આપણે દેવી ગણીને પૂજીએ છીએ, જ્યારે પાપીને તો કેવળ...'

એટલામાં કોઈનાં પગલાં સંભળાયાં અને અમારી વાતચીત ત્યાં જ અટકી પડી.

ત્રણ મહિના પહેલાં બની ગયેલું એ દશ્ય–ચિત્રપટની પેઠે મારી નજર સામેથી જાણે પસાર થઈ રહ્યું હતું. એટલામાં તો ભાઉસાહેબ એકદમ બોલી ઊઠ્યા: 'ડૉક્ટર! હવા કેટલી ભારે બની ગઈ છે, નહિ?'

'તમારા હોય એવી જ કહો ને! આજે રમતમાં તમારું ચિત્ત જરાય ચોંટતું નહોતું. કોઈ નવી વાર્તા સ્ફુરી રહી છે શું!'

'વાર્તા નવી નથી, જૂની જ છે!'

વાત જૂની હોવાનું સાંભળતાં મારી ઉત્કંઠા વધુ જાગૃત થઈ. હમણાં હમણાં ભાઉસાહેબે કોઈ પણ જાતના પડદા વિના પોતાના જીવનના સારા–માઠા અનેક અનુભવો લખવાનું શરૂ કર્યું હતું. તેમણે કહ્યું: 'ડૉક્ટર! ગંદા રોમવાળો દરદી પોતાની બધી હકીકત તમને ખુલ્લા દિલથી જણાવે છે ખરો?'

મેં માથું હલાવી નકાર દર્શાવ્યો

'મને લાગે છે, આત્મચરિત્ર લખનારનું પણ એવું જ હોય છે. માણસ ફોટો પડાવવા બેસે છે ત્યારે તે બરાબર બની ઠનીને જ બેસે છે! આ દાંભિક વૃત્તિએ જ સમાજનું સત્યાનાશ વાળ્યું છે. ધર્મ, સંસ્કૃતિ, સુધારો, નીતિ, પ્રગતિ–કેવાં મોટાં ને આંજી દે તેવાં નામો છે! દરેક પોતાને સો ટચનું સોનું માને છે. પણ કસોટી પર જરાક જો ઘસો તો તરત જ ખાતરી થાય કે બધે માત્ર ઉપરનો ગિલેટ જ છે!'

એમના ઉદ્ગારો જેવા જ ભાઉસાહેબના જીવનપ્રસંગો પણ વિચિત્ર જ હતા. આજે કોઈ નવી વાનગી ચાખવાની મળશે એવી આશામાં મેં કહ્યું: 'તમારી વાર્તા વાંચવા તો દો! અત્યારે આવી હવામાં ફરવા જવાનું મને એવું લાગતું નથી.'

ભાઉસાહેબ આરામખુરશી પરથી ઊઠ્યા. ટાંકણીથી ચોડી રાખેલાં થોડાં પાનાં તેમણે ટેબલ પરથી આણી મારા હાથમાં ધરી દીધાં. મેં આતુર બની વાર્તાનું મથાળું વાંચ્યું—

'પાપનું મૂળ'

મેં ભાઉસાહેબને સવાલ કર્યો: 'પેલી ટ્યુમરવાળી વાર્તા છે?'

'મારા પોતાના જ જીવતરનો એક પ્રસંગ છે. મને કદી ટ્યુમર થયો નથી, તેમ ટ્યુમરનું બાળકમાં રૂપાંતર પણ થયું નથી.'

મેં પાનાં આંખ સામે ધરી વાંચવા માંડ્યું–

'આજે શ્રાવણ મહિનાની અમાસ છે. એ વાતને આજે બરાબર એક વરસ થઈ ગયું...'

નીચે દવાખાનામાંથી નોકરનો ઉતાવળો અવાજ સંભળાયોઃ 'સાહેબ–સાહેબ! ઉપર સાહેબ બેઠા છે?'

મેં ખુરશીમાં પડ્યાં પડ્યાં જ પૂછ્યુંઃ 'શું છે રામા!'

'સાહેબ! દવાખાનામાં એક બાઈને લાવવામાં આવી છે. શરીર આખું લોહીથી લદબદી રહ્યું છે, સાહેબ!'

ટાંકણીવાળાં વાર્તાનાં બધાં પાનાં હાથમાં રાખીને જ હું દવાખાના તરફ દોડ્યો.

એ બાઈના ઘાને રેખા મારતી વેળા મારા મગજમાં વિચારોનું તોફાન ચાલી રહ્યું હતું. ત્રણ–ચાર મહિના પહેલાં દવાખાનામાં બની ગયેલું એ દૃશ્ય ફરી પાછું ચિત્રપટ પેઠે મારી નજર સામેથી પસાર થતું હતું.

*

બાઈનો પતિ મામડિયો હતો છતાં એ મુંબઈમાં રહી આવ્યો હશે એમ એનો પહેરવેશ કહી રહ્યો હતો. એકાદ–બે ડૉક્ટરોને એણે પૂછેલું અને એમણે બાઈને ટ્યુમર થયાનું કહેલું. ઓપરેશન કરાવવાના પૈસા પાસે હતા નહિ, એટલે એ માટે એ પોતાની પત્નીને સરકારી દવાખાનામાં લઈ આવ્યો હતો.

આંસુભરી આંખે એણે મને પૂછ્યુંઃ 'ડાક્તર સા'બ! આ રોગ માટે પેટ ચીરવું પડે છે, ખરું?',

ટને હિંમત આપતાં મેં કહ્યુંઃ 'ભલા માણસ! દરજી કાતર લઈને કાપડ કેમ વેતરે છે? અને એમાંથી જ પછી મજેદાર કોટ બનાવી દે છે કે નહિ?'

મારી વાત સાંભળી તે સહેજ હસ્યો. પણ તુરત જરા ગભરાતા અવાજે કહ્યુંઃ 'પણ હેં સા'બ! છાતી તો રે'શે ના? હે મેરવદાદા! તમે આ શી માથે કરી? ત્રણ વરસ આ પેટ સારૂ મુંબઈમાં આથડ્યો. ને ઘેર પાછો આવ્યો તો અહીં પત્નિયાણી મરવાની અણી ઉપર છે!'

એકાદ–બે ડૉક્ટરોએ ટ્યુમરનું નિદાન કરેલું એટલે મેં વધારે છાડી તપાસ ન કરી. ઓપરેશન માટે હું તૈયાર થતો હતો તે વેળા મારા પગ પકડી એણે કહ્યુંઃ 'ડાક્તર સા'બ! ભલા થઈ મારી હીરાને જીવનદાન આપજો. તમારો ઉપકાર ભવોભવ નહિ ભૂલું. કહો તો મારા ચામડાના જોડા કરી તમને પહેરાવું–ન કરું તો મને મેરવદાદાની આણ!'

શરવિદ્ધ કોઈ ઘાયલ પક્ષીની વ્યાકુળતા એના કંઠમાં ભરી હતી. એનું સાંત્વન કરી હું ઓપરેશન રૂમમાં દાખલ થયો. પણ ટેબલ પર સુવાડેલ બાઈના દેહનું નિરીક્ષણ કરતાં જ–

મેં સખત આંચકો અનુભવ્યો!

બાઈના પેટમાં ટ્યુમરનું નામનિશાન નહોતું! અંદર હલનચલન થતું સ્પષ્ટ જણાઈ શકાતું હતું. બાઈને કશું પૂછવાનો એ વખત નહોતો. પતિ ત્રણ વરસ મુંબઈમાં ભમી રહ્યો હોય પણ અવારનવાર વતનમાં આવી જતો હશે એમ સહેજે મેં માની લીધું. દવાખાનાના નોકરોને બાઈની પ્રસૂતિ માટેની ગોઠવણ કરવાની સૂચના આપી હું બહાર આવ્યો. તેના પતિને મેં પૂછ્યુંઃ 'તમારે કોઈ બાળક છે?'

ખિન્નતાપૂર્વક માથું ધુણાવીને તેણે ના ભણી.

સાંભળીને એને હર્ષ થશે એમ માની મેં કહેવા માંડ્યુંઃ 'ત્યારે ભાઈ, આ તો પ્રભુની મહેર ઊતરી છે એમ માનો! આંધળો એક આંખ માગે ને ભગવાન બને રતન સામાં કરી દે એના જેવું થયું છે. તારી સ્ત્રી સાજી-તાજી રહે એમ તારી માગણી હતી, ખરું? તો હવે થોડી વાર ભીનો રહે. એની સાથે એક બચ્ચું પણ તું પામીશ!'

કોઈ દરિદ્રીને અચાનક ધન સાંપડે તો એ જેવી નવાઈ પામે એટલી જ નવાઈ તેને મારી આ વાતથી લાગશે એમ મેં ધાર્યું હતું. પણ તેના મેં પર આનંદને બદલે કોઈ ક્રૂર વિચારો–વિકારોના ભાવ ઊપટતા મેં

જોયા. દાંત કચકચાવીને એણે કહ્યું: 'શી વાત કરો છો, દાક્તર સા'બ ?'

મારે બધી વાત કહી દીધે જ છૂટકો હતો. મેં કહ્યું: 'ભલા ભાઈ! તારી સ્ત્રીને ટયુમર કે એવો કોઈ રોગ છે જ નહિ. એને તો પૂરા દહાડા જાય છે.'

પણ એ સાંભળતાં જ એના મોં પર એવી ભયંકર ક્રૂરતા પથરાઈ રહી કે સામે જો તેની સ્ત્રી હાજર હોત તો એ એનું ખૂન કરી નાખતાં પાછું વાળી જોત નહિ! ગુસ્સામાં જ તેણે કહ્યું: 'ત્રણ વરસથી ઘરનું આંગણું દીઠું હોય તો સમ ખાઉં, સા'બ! જાનમમાં જાય એ બાઈડી અને એ છોકરું!'

તેને શી રીત સમજાવવો તે મારે મન મોટો પ્રશ્ન થઈ પડ્યો. એની સ્ત્રીના છુટા-છેડા કરાવી હું બહાર આવું ત્યાર પહેલાં તો તે દવાખાનું છોડી પસાર થઈ ગયો હતો! ફરી એણે મને મોં પણ બતાવ્યું નથી. દસ દિવસને અંતે પેલી સ્ત્રી પણ બાળકને લઈને પોતાને ગામ જતી રહી. મને એના પ્રત્યે ખૂબ દયા આવતી હતી; મેં એને થોડીક મદદ પણ આપી. પણ એથી વધારે મારાથી કશું બની શકે તેમ નહોતું. વ્યક્તિગત દયાને ઝાકળનાં બિંદુઓ સાથે સરખાવી શકાય. એની શોભા સુંદર થાય, પણ એથી મોલ ન પાકે! એ માટે તો વર્ષાધારા જ જોઈએ.

વર્ષાધારા—સમાજ આખાની દયા અને સહાનુભૂતિ! ખરી વાત છે કે અનેક વ્યક્તિઓ-માણસોનો સમૂહ મળીને સમાજ બને છે; પણ એ સમાજમાં જુઓ તો ખુદ માણસાઈનો જ અભાવ હોય છે! એ બાઈ સંબંધે ભાઉસાહેબ સાથે વાત કરતી વેળા 'એ બાઈએ પાપ કર્યું ગણાય કે નહિ?' એ સવાલ મેં જ કરેલો. એને પાપી સમજનારી દૃષ્ટિ મારી નહિ પરંતુ સમાજની હતી! જ્યાં સુધી એ બાઈ દવાખાનામાં હતી ત્યાં સુધી એનો વિચાર આવતાં મનમાં મનમાં કહેતો: ધણી ત્રણ વરસથી મુંબઈમાં જ વસે છે. આ જુવાનજોધ એકલી બાઈને શરીરસુખનો મોહ થઈ આવે તો એમાં નવાઈ શાની!

મોહ! પાપ! પણ એ પાપને માટે કોણ જવાબદાર! એ જવાબદારી બાઈને માથે ઢોળી દેવાય ખરી! પતિની સાથે મુંબઈ જઈ રહેવાની બાઈ ક્યાં ના પાડતી હતી! પણ જ્યાં પતિને પોતાનું પેટ ભરવાના જ વાખા હતા ત્યાં એ બિચારો પણ શું કરે! અને આ બાઈનો પણ શો વાંક! આનો જવાબ કયું ધર્મશાસ્ત્ર આપી શકે તેમ છે!

મને મારા જીવનનો ભૂતકાળ સાંભર્યો. મારી પત્નીને તેને પિયેરથી તેડું આવ્યું હતું. પરણ્યા અમને એક વરસ થઈ ગયું હતું. પણ ચાંદની રાત્રે ગમે તેટલો સમય પસાર થઈ જાય છતાં મોડું થયું છે એમ ક્યાં લાગે છે! અમારું એ એક વરસ આ જ રીતે પસાર થયું હતું; એમ જણાતું હતું કે જાણે હજુ ગઈકાલે જ અમે પરણ્યાં છીએ. પત્નીને પિયેર જવું ન પડે એ સારુ આખરે મેં એક કપટ-નાટક ભજવવાનું ઠરાવ્યું! અને નવાઈની વાત એ છે કે એ નાટકમાં મારી પત્નીએ પણ સાથ આપ્યો એથી જ એ નાટક સફળતાથી પાર પડ્યું! મેં એકાએક ખૂબ માંદા હોવાનો ઢોંગ આદર્યો. ઘરમાં બધાંને ભારે ચિંતા થઈ પડી. અને એવા માંદા પતિને છોડીને પછી પત્નીથી પિયેર તો જવાય જ શી રીતે!

પેલી બાઈ પણ જ્યાં સુધી મારા દવાખાનામાં નજર સામે હતી ત્યાં સુધી મને એના પરત્વે સહાનુભૂતિના આવા વિચારો આવ્યા કરતા હતા. પણ દયાનું પણ સ્મશાન-વૈરાગ્યના જેવું જ છે. એ બાઈ દવાખાનું છોડી ચાલી ગઈ અને દિવસો પસાર થતાં એનું સ્મરણ પણ જેમ ઝાંખું થવા માંડ્યું, તેમ તેમ એ બાઈ અંગેની સહાનુભૂતિને સ્થાને તિરસ્કારે મારા મનમાં પ્રવેશ કરવા

માગ્યો. પૈસાના લોભ ખાતર પાપની ખાઈમાં ભૂસકો મારનાર વ્યક્તિ માટે દયા શી દાખવવી? મકરીનું એક વાક્ય મને વારે વારે સાંભરી આવતુંઃ 'લોભ પાપનો પરમેશ્વર છે.'

*

જખમ સીવી લેતી વેળા ઉત્સો ટેભો લેતો હતો ત્યારે મારા મનમાં ઉપનું ઉલ્ટું વાક્ય ઘોળાતું હતું. બાઈ હજુ બેભાન દશામાં જ હતી. એકાએક એણે આંખો ખોલી. એ કંઈક કહેવા માગે છે એવું જણાતાં હું તેની નજીક ગયો. એના હોઠમાંથી 'ભેરવદાદા!' એટલા જ શબ્દો બહાર પડતા હું સાંભળી શક્યો. પગે લાગવા માટે એણે હાથ ઊંચકવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો!

એના શરીર પરના જખમો પર મેં નજર ફેરવી લીધી. ડોક્ટર છતાં મેં પણ શરીરે કંપારી અનુભવી! પહેલી વાર એ બાઈ દવાખાને આવી ત્યારે બપોર સોળે પાંખડીએ ઊઘડેલાં કમળ સરખાં એનાં નેત્રો હતાં. પણ અત્યારે સુકાઈ ગયેલાં કમળફળ કરતાં પણ એ આંખો સાવ નિસ્તેજ દેખાતાં હતાં. પોપૈયાની છાલ છરીથી ઝાપભેર ઉતારી લે તેમ પાતકે એના આખા શરીર પર ધારિયાના ઘા કર્યા હતા. એ જ આંગો એણે કેવા પ્રેમથી અનેકવાર હાથ પકડી પાસે ખેંચ્યા હશે, એના મોં પર કેવાં મીઠાં ચુંબનો લીધાં હશે, પ્રેમભર્યો હેતાળ હાથ તેના વાંસા પર કેટલી વાર ફેરવ્યો હશે! ટ્યુમરનું ઓપરેશન કરાવવાને બહાને તે એને લઈને દવાખાને આવ્યો ત્યારે એની આંખે આંસુ સુકાતાં નહોતાં! અને આજે! આજે એણે ઊભા કાઢેલા એ જ પત્નીના દેહમાંથી લોહીના ધારાઓ અટકતી નથી! માણસમાં દેવ કરતાં રાક્ષસનું લોહી વધારે વહે છે, એના પાપનું તો આ પ્રાયશ્ચિત! પણ દુનિયામાં પાપ કોણ નથી કરતું! નદીઓ તો બધા જ ઊંચા પર્વત પરથી અધીરાંત પાવની નીચે જ વહી આવે. માત્ર કોઈ નદી બહુ ઊંચી ભેખડ પરથી નીચે ઊંડાણમાં એકદમ ભૂસકો મારે તો તેના જ ધોધનો અવાજ ચોગરદમ છૂટી વળે ને આખા વનમાં સંભળાયા કરી પેલી સ્ત્રીના હોઠ હલ્યા હોય એવો મને ભાસ થયો. નીચા નમી મેં તેના મોં પાસે કાન અડકાડ્યો. બહુ ક્ષીણ સ્વરે તે બોલીઃ 'મારું બાળક...'

ઓ ભગવાન! એને વળી બાળક સાંભરી આવ્યું! અત્યારે તે મૃત્યુને દ્વાર ઊભી હતી; સહેજ પણ માનસિક આઘાત લાગતાં જ તે પેલી મેર પટકાઈ પડત.

મેં ખોટું ખોટું જણાવ્યુંઃ 'બેન! તારું બાળક કુશળ છે, હો!'

ખરું જોતાં એ બાળક લોહીલુહાણ બનેલા એક પોટલામાં બંધાઈને ફોજદારની ઓફિસમાં સદાને માટે પોઢ્યું હતું! પણ એ વાત એને શી રીતે જણાવવી!

એ બાઈના જીવવા વિષે મારા મનમાં બહુ થોડી આશા હતી. મરણ પહેલાં તેની કોઈ કેફિયત–હકીકત લખી લેવી હોય તો તુરત આવી પહોંચો એવો સંદેશો મેં ફોજદાર સાહેબને પાઠવ્યો અને થોડી વાર આરામ લેવાને ઇરાદે હું મારી ઓરડીમાં ગયો. પણ બહાર વરંડામાં આવ્યો તો આકાશ આખું કાળા મેઘાડંબરથી છવાઈ ગયું હતું. સાંજની વેળા, સંધ્યાના રંગો અને કાળાં વાદળાંથી છવાયેલા એ આકાશનો દેખાવ કોઈ જખમી આદમીશો લાગતો હતો. એ જખમો સંધાઈ ગયા હોવાનું હવે રાત્રિને જણાતું હતું. અને સવાર પડતાં વળી એ જ આકાશ પાછું જાણે હસી ઊઠતું એમ દેખાશે! પણ અંદર સૂતેલા બાઈ—

એટલામાં એક ટીક ટકેશ અવાજ કરતું મારા કાન પાસેથી પસાર થઈ ગયું. વરંડામાંથી એક કબૂતર પણ ફફડાટ કરતું ઊડી ગયું. શૂન્ય નજરે હું સામે પથરાયેલા અંધકાર તરફ જોઈ રહ્યો. અમાસનું ઘોર અંધારું—

આજે અમાસ છે! મને એકદમ પેલા શાહુકાર શેઠની વાર્તાના શબ્દો સાંભરી આવ્યા.

મારી ઓરડીમાં ટેબલ ઉપર એ એમ ને એમ મૂકીને જ હું બહાર આવ્યો હતો.

×

પાનાં હાથમાં લઈ મે વાંચવા માંડ્યું—

'પાપનું મૂળ'

આજે શ્રાવણ મહિનાની અમાસ છે. એ વાતને આજે બરોબર એક વરસ થઈ ગયું છે પણ એ રાતનું દૃશ્ય હજુ આજે પણ મારી નજર સામેથી ખસતું નથી દુનિયાની નજરે તો હું અનીતિને માર્ગે ચડી જ ચૂક્યો છુ પરણ્યા વિના જ ઘરમાં એક બાઈને રાખી બેસનારા મારા જેવા આદમીને શ્રીમદ્ શંકરાચાર્ય 'ધર્મમાર્તંડ'ની પદવી તો ન જ આપે એ દેખીતું જ છે. ને મારી એવી ઇચ્છા પણ નથી. પરંતુ દુનિયા જેમને દૂધથી ધોયેલા સમજે છે, એવાઓમાં પણ અકના દાણા સાંપડે તો ખરા જ! એ દૃષ્ટિએ તો હું—

મારા જન્મ પહેલાં જ મારા પિતાશ્રીને ક્ષત નીકળ્યું હતું. હું કોલેજમાં ભણતો હતો ત્યારે કેટલાક ડાક્ટરોએ મને કહેલું કે મને પણ અંતે દહાડે એ રોગ ફૂટી નીકળવાનો સંભવ ખરો! એ જ વેળા મેં મનમાં નિશ્ચય કરી વાળ્યો કે પરણીને આ રોગનો વેલો વધારવો હિતાવહ ન ગણાય. એ વેળા મે ધારેલું કે પરણ્યા વિના પણ હું પવિત્ર રહી શકીશ.

પણ નાનપણથી જ માતાએ લાડ ખૂબ લડાવેલા, વિદ્યાર્થી અવસ્થામાં નાટકો–સિનેમા જોવા સિવાય બીજો કશો ધંધો કરેલો નહિ, અને પંદરમે વરસે પહોંચ્યો ત્યાં તો મે પ્રેમકથાઓ લખવા માંડેલી! એ પરિસ્થિતમાં ઓરડીમાં કેવળ રામદાસ અને વિવેકાનંદના ફોટાઓ ટિંગાડવાથી માણસ મનોનિગ્રહ શી રીતે સાધી શકે! સ્વપ્નામાં મને ભીંતે ચોડેલા ભીષ્મપિતામહ કે રામદાસનાં કદી જ દર્શન થતાં નહિ! નાટકસિનેમાની લલનાઓના સહકારમાં એ વિચારાઓનો કેમ ભાવ પૂછવાનું હતું!

છતાં એક વાત દીવા જેવી સ્પષ્ટ છે. મે બાઈને રાખી છે ખરી, પણ તે પછીનો એની સાથેનો સઘળો વહેવાર પરિણીત ધર્મપત્ની જેવો જ રાખ્યો છે કાંઈ નહિ તો ગયા શ્રાવણ મહિનાની અમાસ સુધી તો મારું વર્તન એવું જ શુદ્ધ રાખતો આવ્યો છુ ગયે વરસે મે એક નવલકથા લખવાનું ધારેલું એ માટે કોઈ શાંતિભર્યું સ્થાન મેળવવાની આશાએ એક મહિનામાં પાંચ-સાત માઈલ દૂર આવેલા એક ગામડામાં એક સ્નેહીને ત્યાં જઈને રહ્યો ઓસરીની એક બાજુએ એક સ્વતંત્ર ઓરડો મારા માટે અલાયદો રાખવામાં આવ્યો હતો શ્રાવણ મહિનાની અમાસને દહાડે વાળુ કર્યા પછી હું લખવા બેઠો. નવલકથાનું છેલ્લું પ્રકરણ આજે લખવાનું હતું બહાર ઘોર અંધકાર પથરાયો હતો છતાં મારી નવલકથામાં આવતું નાયકનાયિકાનું યુગલ પૂનમની રાત્રે ચાંદનીમાં વિહાર કરવા નીકળી પડ્યું હતું તમરાંનો અવાજ, ક્યાંઈ તહીં ભીડનાં તીડોનો વચ્ચે વચ્ચે સંભળાતો કર્કશ કચકચાટ, પવનનો સુસવાટ અને ઝાડનાં પાંદડાંઓનો આછો સળવળાટ, એમાંનું કંઈ મને તે વેળા સંભળાતું નહોતું માત્ર નવલકથામાં નાયકે નાયિકાનું ઉત્કટે જે આલું શું ચુંબન લીધું એનો નાજુક પ્રતિધ્વનિ જ કેવળ મારા હૈયામાં લાંબા વખત સુધી ઘૂમતો રહ્યો હતો

એ પ્રણયકથાની તુલના હું સાથે કરવા માંડું તો લોકો મારી મશ્કરી કરવા લાગશે. પણ લલિત લેખકને પોતાના લેખનનો કેફ ઘણી વાર ચડે છે એ તો નિર્વિવાદ છે. દુમન મળાક્ષ્સો ખાય છે એ પ્રવેશ પૂરો લખી રહ્યા પછી કવિ ગડકરીને સખત તાવ ચડ્યાની સાંભળેલી દંતકથા સાવ ખોટી હશે એમ તો નથી જ લાગતું નવલકથાની છેલ્લી લીટીઓ પૂરી કરી દીવો બુઝાવી મે નિદ્રાદેવીની આરાધના માંડી પણ ઊંઘ અને સ્ફૂર્તિ બને સગી બહેનો જેવી છે. ન ઇચ્છીએ તે વેળા જરૂર આપણને ઘેરી વળે—

મેં કપડાં પહેર્યાં. વરસાદ આવે તો પલળવું ન પડે એટલા માટે ખભે ઓવરકોટ લટકાવ્યો, હાથમાં બૅટરી લીધી ને સીધો દરિયાકિનારે ઊપડ્યો. રસ્તામાં ભૈરવનાથનું મંદિર આવતું હતું. ભૈરવનાથ એટલે તો ભૂત પિશાચનો સ્વામી! એમાં આજે વળી અમાસની રાત એટલે મહેરબાન ફરવા નીકળ્યા જ હોય! રસ્તામાં ક્યાંઇ ભેટી જાય તો 'ગુડ-મિડનાઇટ મિ. ભેરવ મહાશય!' કહી એમનો સત્કાર પણ કરવાનો ગમ્મતભર્યો વિચાર મારા મનમાંથી પસાર થઇ ગયો. પણ એ વિચાર એકાદ ક્ષણ માટે જ આવ્યો હતો! તુરત મારા દિલમાં નાચી રહેલા પ્રણયના વિચારોએ ઉછાળો માર્યો. મનમાં થઇ આવ્યું, અત્યારે કોઇ હૈયાના સાથીદારને ગળે લગાવી ઊંચે આકાશમાં પાંખો ફટફટાવી રહેલા તારલિયાઓને સંભળાવવું: 'તમે ભલે એક-બીજાને ગળે વળગી પડ્યા હો એવું દેખાતું હોય તોપણ તમારી વચ્ચે હજારો માઇલનું અંતર છે; ત્યારે જોઇ લ્યો આ અમારી જોડલી!' પેલા અંધકારભર્યા આકાશને સંભળાવવું: 'તારા મનમાં ઝરુરોદયના દર્શનું ભારે અભિમાન છે, ને! ચાલ બતાવ તારો અરુણ અત્યારે ક્યાં છે! નહિતર જોઇ લે આ મારો અરુણ!' અગર નીચા નમીને નિશિગંધના છોડને સુણાવી દેવું. 'તારા મનમાં તો એમ જ હશે કે રાત્રે ફક્ત તારા પર જ ફૂલો ખીલે છે! પણ ગાંડા શઇ! જરા આ બાજુ અમારા સામું નજર તો નાખ!'

આસપાસ વહેતી અનેક વાયુ-લહરીઓ પેઠે આવી અનેક કલ્પનાઓ મારા મગજને સ્પર્શી ગઇ.

સહેજ આગળ વધ્યો તો રસ્તાની બાજુએ જ કોઇ ઊભું હોય એમ લાગ્યું. ઝટ કરતી મેં બૅટરીની ચાંપ દાબી. એના સ્વચ્છ અજવાળામાં જે બે સુંદર નેત્રો મેં જોયાં તે હજુ મારી નજર સામેથી ખસતાં નથી. પેલી બાઇ ગભરાઇને બી ન જાય એટલા ખાતર મેં તુરત બૅટરી બંધ કરી. બાઇએ મને પૂછ્યું: 'તમને ભેરવદાદાએ મોકલ્યા છે!'

એ વાક્યનો અર્થ હું સમજી ન શક્યો. ઘડીભર મને લાગ્યું કે કોઇ ગાંડી બાઇ હશે. પણ એ આંખોનું સ્મરણ થતાં જ—

મેં કહ્યું: 'હા.'

અમાસને કહાડે રસ્તાની બાજુએ એ સ્ત્રી ઊભી હતી. ત્યાંથી ભૈરવનાથનું મંદિર દૂર નહોતું. દેવદાસી (વેશ્યા) વિના બીજી કઇ સ્ત્રી ત્યાં હોવાનો સંભવ હોય! ઘડી પહેલાં મારા મનમાં ઘોળાતા વિલાસી વિચારોએ ઉગ્ર-ભયંકર રૂપ પકડ્યું. મેં હા પાડ્યા છતાં એ બાઇ આગળ કશું બોલતી નહોતી એટલે મારા વિકારો વધારે ઉત્તેજિત થયા. ખીસામાં હાથ નાખી મેં પૈસાનું પાકીટ કાઢ્યું.

પાકીટમાં ખણખણતા રૂપિયાનો અવાજ સાંભળી તે બોલી ઊઠી: 'મારે દસ રૂપિયા જોઇએ છે.' પણ એ શબ્દો ઉચ્ચારતી વેળા એના અવાજમાં ખૂબ કંપારી જણાતી હતી.

મેં હાથ લંબાવી એનો હાથ પકડવા પ્રયત્ન કર્યો. પણ તુરત તેણે આવેશ મારી એ છોડાવી દીધો. પરંતુ મેં મારી જાત પરનો કાબૂ ગુમાવ્યો હતો. આટલી ઉન્માદાવસ્થા મેં જીવનમાં કદી પણ અનુભવી નહોતી. અન્યથા શાંત જણાતા સાગરમાં વર્ષાઋતુમાં જ ભયંકર તોફાન અને વાવાઝોડાં ઊઠે છે. આ લીટીઓ લખું છું ત્યારે મને યાદ છે કે મેં એ બાઇને રૂપિયા શા માટે જોઇએ છે તે પૂછ્યું હોત તો સારું થાત. પણ તે વેળા હું મારી શુદ્ધબુદ્ધ ખોઇ બેઠો હતો!

હાથ તરછોડાયો એટલે નિરાશ બની મેં આગળ ચાલવા માંડ્યું. પાસે જ મિનિટમાં મારી પાછળ કોઇ ચાલ્યું આવતું હોય એવાં મેં પગલાં સાંભળ્યાં! હું ઊભો રહી ગયો. કોઇ નજીક આવતું દેખીને મેં બૅટરીનો પ્રકાશ ફેંક્યો. એ જ આગંતુક બાઇ! મૂંગો રહી વળી મેં આગળ ચાલવા માંડ્યું; પેલી બાઇ પાછળ પાછળ આવ્યા જ કરતી હતી. હું મારી રોજની મનગમતી રેતીની ટેકરી પર જઇ બેઠો.

ત્યાં તો પેલી સ્ત્રી પણ ત્યાં આવી પહોંચી. મારી જાત પરનો કાબૂ હું ખોઇ બેઠો. ઝટ કરતો ઊભો થઈ હું તેની નજીક જઇ પહોંચ્યો. બીજી પળે આસપાસ પથરાયેલી અમાસની કાળી છાયામાં મારા દિલથી પૂર્ણિમાનું અજવાળું પથરાયું.

પાછા ફરતી વેળા કુતૂહલનો માર્યો હું એ બાઇને ઘેર ગયો. એ ઘર નહિ—ભાંગ્યું-તૂટ્યું ઝૂંપડું જ હતું! અંદર બીજું કોઈ ન હતું. બેટરીના અજવાળામાં પળવારમાં મેં અંદરની બધી ચીજો પર નજર ફેરવી લીધી. ઠોબરાં, ઠામડાં અને ગાભા સિવાય બીજું હોય પણ શું! જિંદગીમાં ફરી એ નેત્રોનાં દર્શન સાંપડવાં દુર્લભ છે એમ માની મેં એ બાઇના મોં તરફ નજર ફેરવી, પણ એ આંખોએ ચોધાર આંસુઓ વહી રહ્યાં હતાં! ઘડી પહેલાં હૈયાએ અનુભવેલી પૂનેમ પાછી ઘેરી અમાસમાં પલટાઇ ગઇ. એની આંખે વહેતી એ કેવળ આંસુની ધારાઓ નહોતી—ચૂર્ણવિચૂર્ણ થયેલ એના આત્મામાંથી વહી રહેલી એ રક્તધારાઓ જ હતી!

અમાસને દિવસે મેં પૂર્ણિમાનો અનુભવ લીધો હતો!

એ અનુભવમાં પાપ સમાયું હતું. પણ એ પાપને અંગે સમાજ તરફથી અને લેશ પણ હરકત પહોંચવાની નથી. પણ એ બાઇને હાથે પાપનું આચરણ થયું એમ માનીએ તો એ પાપને માટે કોણ જવાબદાર? એ પાપનું મૂળ શામાં રહેલું છે?

ત્રણ મહિના પહેલાં અહીંના દવાખાનામાં પેલો ટયુમરવાળો બાઇનો વિચિત્ર કિસ્સો બની ગયો. તે બનાવ પછી ડૉક્ટર સાથે મારે એ અંગે વાતચીત પણ થઈ! ખરેખર પાપનું મૂળ માનવામાં તો નથી જ!

એ બાઇ દસ રૂપિયાને લોભે મારી પાછળ ખેંચાઇ આવી હતી. એના પાપની જવાબદારી એની ગરીબાઇ પર જ નાખવી ન જોઇએ શું! એણે પહેલે સપાટે તો મારા હાથનો તિરસ્કાર જ કર્યો હતો. અને પછીથી પણ એની આંખો ચોધાર આંસુ વર્ષાવતી હતી. પછી શંકાને સ્થાન જ ક્યાં રહે છે! જો એ વખતે મારી પાસે દસ રૂપિયા ન હોત તો! તો એ પાપી મોજ માણવાના વિચારમાં હું આગળ વધી શક્યો ન હોત—અગર એ વિચાર આવ્યા કરત તોપણ એનો અમલ થઇ શકત નહિ. 'તમને ભેરવદાદાએ જ મોકલ્યા છે!' એ એનો સવાલ મારા મનથી હજી અણઊકલ્યો જ રહ્યો છે. એના દિલમાં દેવોને અંગે અવશ્ય કોઈ વિચિત્ર માનતા વસતી હોવી જોઇએ. એની આંખો પાણીદાર—આકર્ષક હતી પણ એના વિચારો! અગર વિચારો સાથે આંખોને શો સંબંધ છે!

જમણી તરફ ગરીબાઇનો ખડક, ડાબી બાજુ ધનિકોની મોજનો ખડક, સામે અજ્ઞાનનો ખડક અને પાછળ ધાર્મિક રૂઢિઓની ચિલઝાનો ખડક! ઉપરાંત કુદરત, પરિસ્થિતિ, વંશપરંપરાનાં સંસ્કારો જેવા વિકરાળ ખડકો તો ચોપાસ છુપાયેલા પડ્યા જ છે! આ અનેક ખડકોની વચ્ચેથી સામાન્ય માણસે પોતાની જીવનનૌકા શી રીતે હંકારવી એ મહા વિકટ પ્રશ્ન છે! એમાંના કોઈ ખડક સાથે એ હોડી અફળાઈ પડતાં જ સમાજ 'પાપ, પાપ!' કહી બરાડી ઊઠે છે, પણ ગાબડું પડેલી હોડીમાં તેનું પાણી ઉલેચવામાં સહાય કરવા કોઈ જ દોડી જતું નથી. દુનિયામાં ભાગ્યે જ પાપ આચરનારી વ્યક્તિઓ જવલ્લે જ નીકળે છે. એ સઘળાં પાપોનો સરજનહાર તો આપણો સમાજ છે. પ્રકૃતિને પગ તળે છૂંદીને નીતિને માથે ચડાવી નાચનારો, જીવતા માનવીઓને ભૂખે ટળવળતા રાખીને ભગવાનને ભોજનના થાળ ધરનારો, અને એકાદ રાજામહારાજાને શણગારેલા મહેલમાં મહાલવાનું મળે તે ખાતર હજારો ગ્રામવાસીઓને તૂટીફૂટી ઝૂંપડીઓમાં સબડાવનારો પણ આપણો એ જ સમાજ છે!

વાંચતાં વાંચતાં હું અટકી ગયો. બહાર વરસાદ પડવો શરૂ થઈ ગયો હતો. વાંચતાં વાંચતાં રોક દુખવા આવી એટલે કાગળ પરથી નજર ઉઠાવી લઈ મેં બહાર જોયું. આકાશમાંથી પડતી વીજળી મારી નજીકમાંથી પસાર થઈ હોત તોપણ હું એટલો બધો નવાઈ ન પામત!

પોલીસને હાથ ન આવેલો પેલી બાઈનો ધણી બહાર વરંડામાં ઊભો હતો! એની હાજરીથી પહેલાં તો હું પણ ગભરાઈ ઊઠ્યો. પણ બારીના કાચની આરપારથી દેખાતો એનો ચહેરો સ્પષ્ટ જોઈ શકાતો નહોતો તેથી હો, અગર બાઉસાહેબની વાર્તા વાંચ્યા પછી મનમાં પેદા થયેલી ગ્લાનિને કારણે હો, પણ મને એનો ચહેરો ખૂબ ઉદાસ અને ખિન્નતાભર્યો દેખાયો. મેં તેને હાથની નિશાની કરીને અંદર આવવા જણાવ્યું. વરસાદથી આખે શરીરે તે તરબોળ થઈ ગયો હતો. મેં તેને કોરાં કપડાં પહેરવાનું કહેતાં જ તેણે જવાબ આપ્યો: 'શું સાહેબ! ફાંસીએ લટકવા તૈયાર થયેલો આદમી એમ શરદીથી ગભરાય ખરો!' એટલું કહી તે હસી પડ્યો. હાસ્ય પણ ભયાનક લાગતું હતું—ઘાટા અંધકારમાં ચેતવેલી જ્વાલા જ જાણે!

પછી તુરત એણે પોતાની વાત કહેવા માંડી—

પાંચ વરસ પહેલાં હીરાને એ પરણ્યો હતો. પરણ્યા પછીનું વરસ તો શું મોજ માણેલી!—ઊંચી નાળિયેરી પર ચડી પોતે નાળિયેર પાડતો હોય ત્યારે નીચે પડેલાં નાળિયેર એકઠાં કરતાં કરતાં ઊંચે જોઈ રહેલી હીરામાં અભિમાનની છટા ચમકી રહેતી. હાથી પર અંબાડીમાં ચડી બેઠો હોય તેમ પોતે નાળિયેરીની ટોચે બેસી જ રહેતો. પોતાને એ રીતે નોધારો બેઠેલો જોઈ હીરાની આંખે આંસુ આવી જતાં! હીરાએ બચાવેલા પૈસામાંથી હીરા પોતાને મનગમતી માછલી લઈ આવતી તો પોતે પોતાની બચતમાંથી હીરાને માટે એને મનગમતાં ફૂલો લઈ આવતો! આનંદના એ દિવસો આંખના પલકારામાં પસાર થઈ ગયા.

ઘરમાં બીજું તો કોઈ નહોતું એટલે બાદશાહ અને બેગમની પેઠે મોજથી રહેવાની સગવડ તો હતી પણ બાદશાહના બાપે વ્યસનને પરિણામે માથે દેવું કરી રાખ્યું હતું અને કેવળ ગામમાં રહી મજૂરી કર્યે બાદશાહથી એ દેવું પૂરું થાય એવું હતું જ નહિ! બાદશાહે કોઈ નોકરીની શોધમાં મુંબઈમાં પગ દીધો. પણ નોકરી ન મળે ત્યાં સુધી બેગમ સાહેબને ત્યાં લાવે શી રીતે? મુંબઈમાં પોતે એકલો જ રહ્યો. એમ કરતાં કરતાં ત્રણ વરસ વીતી ગયાં, પણ કોઈ કાયમી કામ મળી શક્યું નહિ. થોડા દહાડા મિલમાં ગયો. સવારથી સાંજ સુધી મિલમાં ગૂંગળાઈને રાત્રે એ ઘેર આવતો ત્યારે થાકીને લોથ થઈ જતો. તે વેળા જો હીરા ત્યાં હોત તો માત્ર તેના સ્પર્શથી પણ એને ઘણો આનંદ થાત. આખરે શારીરિક થાક અને માનસિક દુઃખ ભૂલી જવા સુરુ એણે દારૂ પીવા માંડ્યો. આગળ જતાં નોકરી તો ચાલી ગઈ, પણ દારૂની કુટેવ તો કાયમની રહી ગઈ! મજૂરી કરતાં કોઈ વખતે જે કાંઈ બેપાંચ રૂપિયા બચતા તે પણ શરતમાં લગાવવાની એણે શરૂઆત કરી. બિચારાને આશા હતી કે 'શરતમાં એકદમ ઘણા રૂપિયા મળી જશે, પછી પોતે હીરા માટે સારાં સારાં કપડાં ખરીદીને વતનમાં તેને મળવા જશે.'

પણ એ સઘળા મનોરાજ્યો મરીચિ આદમીનાં હતાં—નિષ્ફળ રહેવા જ સર્જાયાં હતાં. માથે દેવું વધતું ચાલ્યું. મુંબઈમાં રહ્યાં રહ્યાં હવે તેણે હીરા પાસેથી જ પૈસા મંગાવવા માંડ્યા. એક વરસ પહેલાં તેણે હીરાને લખેલું—

' 'કાગળ મળતાં જ દસ રૂપિયા મોકલી દેજે. નહિ તો તારા ધણીનું મોં તું જોવા પામીશ નહિ.' મુંબઈમાં લેણદારો પાસેથી છટકી જવા માટે તે પોતાને વતન કોંકણમાં નાસી જવા ધારતો હતો. પણ નાસી છૂટવા જેટલા પણ પૈસા ખીસામાં હતા નહિ!

હીરાએ દસ રૂપિયા તો મોકલી આપ્યા, પણ એ રૂપિયા એણે શરતમાં જ ખરચી નાખ્યા. વળી એનું વતન આવવાનું પાછું ઠેલાવ્યું. એમ કરતાં આખરે ત્રણ મહિના પહેલાં તે ઘેર પાછો ફર્યો. મુંબઈમાં રહી નોકરી કરતાં શીખ્યો હોવાથી ગામડામાં છૂટક મજૂરી કરવા જતાં હવે તે શરમાવા લાગ્યો. બીજી બાજુ હીરાથી નો કશું થઈ શકે તેવું રહ્યું નહોતું : તે તો સાવ નખાઈ ગયા જેવી થઈ ગઈ હતી. ગામના ડૉક્ટરે બધી તપાસ કરી નિદાન કર્યું : 'બાઈને ટ્યુમર થયેલ છે. પેટ ચીરીને બગાડને બહાર કાઢવા વિના બીજો ઉપાય નથી.' પત્નીને લઈ બિચારો તાલુકાને ગામ આવ્યો. એના મનમાં સ્ત્રી વિશે કોઈ જાતનો વહેમ જ હતો નહિ હીરાને પણ ભેરવનાથ પર ભારે આસ્થા હતી. દરેક અમાસે એના નામે એક નાળિયેર પણ તે વધેરતી.

દવાખાનાવાળા બનાવ પછી તે ગુસ્સા-ભર્યો પોતાને ગામડે પાછો ગયો. દિવસ આખો બીડીઓ વાળવી અને સાંજ પડયે પેટ પૂર દારૂ ઢીંચવો એ એનો રોજનો ક્રમ થઈ ગયો. બાળકને લઈ હીરા પણ દવાખાનેથી પોતાને ગામડે પાછી ફરી. લોકો જે કંઈ વાતો કરતા તે સઘળું તે નીચું જોઈ સાંભળી લેતી. પણ આ ભાઈ તો દારૂ ઢીંચે, એટલે લોકો એને ચીડવતા: 'કેમ બાદશાહ! ઘેર બેગમ સાહેબની તબિયત તો મજામાં છે ને! ને શાહજાદા સાહેબ શું કરે છે! ને એ શાહજાદાના વાલીનું નામ કહેશો કે! ભાઈ, ઈ તો એમ છે કે, ફળ ઊંચી જાતનાં જોઈતાં હોય તો આંબોય કલમી જ જોઈએ ના!'

આવી તો અનેક વાતો ચાલતી.

આજે બપોરના પણ આવું જ બન્યું. ચિડાઈ પાર્તા દારૂના નશામાં કશું ભાન ન રહ્યું અને હીરા તથા બાળક ઉપર એણે ધારિયાના છૂટે હાથે ઘા કર્યા. પાછળથી નશાનું ઘેન ઊતરી જતાં એ રડી ઊઠ્યો હતો. હીરાનું મોં છેલ્લી વારનું જોઈ લેવું અને પોલીસને સ્વાધીન થઈ જવું એ વિચારે અત્યારે તે દવાખાને આવ્યો હતો.

મન મોકળું મૂકી તે રડી ઊઠ્યો. તે ખૂની હતો. પણ એ પાપને માટેની સઘળી જવાબદારી શું એની જ હતી! ઘડી પહેલાં ભાઉસાહેબે લખેલી આત્મચરિત્રવાળી પેલી વાર્તા મને સાંભરી આવી. દારૂના નશામાં એણે ખૂન કર્યું હતું, પણ એ દારૂની લતે શું અમરથો જ ચડ્યો હતો! ગરીબાઈ, અજ્ઞાન, સુખનો અભાવ! પાપનાં મૂળ કેટલે ઊંડે અને ક્યાં સુધી પથરાયેલાં હોય છે!

કશીક વાતચીત કરવાને ઈરાદે મેં તેને સવાલ કર્યો: 'અલ્યા તારા ભેરવનાથ ખરે-ખર જાગતી જ્યોત છે!'

'હા સાહેબ!'

'તો એ જ તારી સ્ત્રીને એના પાપનો બદલો આપત. તે પોતે શા માટે!...'

'સાહેબ! એટલું ભાન જો હોત તો તો– સાહેબ, અમારા ભેરવનાથ રોજ રાત્રે આખા ગામમાં ચક્કર માર્યા જ કરે છે. એના જોડા તો એવા ભારે ભારે હોય છે કે વાત ન પૂછો. બસ છ જ મહિનામાં નિકાલ. ધણીને ખલાસ જ થઈ જાય. એમાં પણ અમાસની મધરાતે જો એને કોઈ મળે તો–તો એ માણસ તો ખલાસ થઈ જાય. માગ્યું બધું જ એને મળી જાય!'

'આજે પણ અમાસ જ છે તો!' મેં મશ્કરીભર્યા સ્વરે કહ્યું પણ એનું ધ્યાન એ બાજુ ગયું જ નહોતું. એણે ચલાવે રાખ્યું: 'આજે જો હું ગામમાં સંતાઈ રહ્યો હોત ના, તો મધરાતે...'

'તે ભેરવનાથ પાસે શું માગ્યું હોત!'

'મારી હીરાને હું પાછી માગત!' વ્યાકુળતાભર્યા સ્વરે તે બોલ્યો.

×

હું તેને હીરા પાસે લઈ ગયો. હીરાની નાડી અત્યારે તો પહેલાં કરતાં પણ ધીરી પડી ગઈ હતી. એની જિંદગીનું બારબાનું મૃત્યુદેવના યાર્ડમાં દાખલ થયાનાં સ્પષ્ટ ચિહ્નો જણાતાં હતાં. મેં નિરાશ બની તેના પાત તરફ જોયું. બેહોશ બની ગયેલા બાળક જેવું એનું મોં જણાતું હતું. એના તરફ જોતા અતિ ક્ષીણ અવાજે બાઈએ બોલવા માંડ્યું. 'તમારો...કાગળ...દસ...રૂપિયા અમારા લેરવ-નાર્ડ...ના, ના, મેં જ ભૂલ કરી...ભગવાન શને માફ કરે...'

આકાશમાં મેઘગર્જના થઈ.

ગભરાઈ ઊઠી મે પાછું વાળી જોયું. બારણામાં ભાઉસાહેબ ઊભા હતા! અત્યારે મોડે સુધી હું દવાખાનામાં શા માટે રોકાયો છું તે જાણવા માટે જ ધણીખરું તે આવ્યા હશે.

ફરી કડાકા સાથે વીજળીનો ચમકારો થયો. એ વીજળી નહોતી–કોઈ રાક્ષસી જ નજર હતી! બારીમાંથી એવું ફેંકેલું અજવાળું સીધું હીરા અને ભાઉસાહેબના મોં ઉપર પડ્યું.

બને જણાં કરુણ સ્વરે ચીસ પાડી ઊઠ્યાં: 'ઓ ભગવાન!'

એ જ પળે ત્યાં જાણે ભગવાનનો અવતાર થયો–ફોજદાર રૂપે!

[શ્રી વિ. સ. ખાંડેકરની નવલિકાનો અનુવાદ

'કહાની'ના પ્રકાશકે કહાની પર સૌથી ઉત્તમ વાક્ય લખનારને પાંચ રૂપિયા ઈનામ આપવાનું જાહેર કર્યું હતું. આના જવાબમાં નીચેના ત્રણ વાક્યો આવ્યાં:

૧. મે 'કહાની' વાંચી છે, ખરેખર સુંદર છે.
૨. મે 'કહાની' જોઈ છે, અદ્ભુત છે.
૩. મે 'કહાની' સાંભળી છે, તે કેવી છે તે નહિ કહું

પ્રકાશકે આ ત્રણેને સ્પષ્ટતાથી લખવાનું જણાવતાં નીચે મુજબ જવાબ આવ્યા

૧. મે 'કહાની' માસિકની ફાઈલ વાંચી છે.
૨ મે 'મેરી કહાની' નામની ફિલ્મ જોઈ છે.
૩. મે કહાનીના પ્રકાશકની 'કહાની' સાંભળી છે.

પ્રકાશકે 'કહાની' સાંભળનારને દસ રૂપિયા ઇનામ આપ્યું, પાંચ રૂપિયા સૌથી ઉત્તમ વાક્ય લખવા માટે ને પાંચ રૂપિયા 'કહાની' કેવી છે તે કોઈને ન કહેવા માટે! જ. મ.

અનેક રોગની એક જ દવા
જીવનધારા
કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, મંદવાડ અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત-દાઢમાં કળતર, ઝેરી ડંખ, ગરદ, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ-પેડુનો દુખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, ઝાડા પડવો, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતનાં દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર કે મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઔષધિ
કિંમત મોટી બાટલી રૂ. ૧॥, વચલી બાટલી રૂ. ૧ અને નાની બાટલી રૂ. ૦॥ પો. જુદું
દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'જેતરા' નં. ૩૦૨
જે. એન. શેઠના : નડીઆદ

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

જીવન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ—૨

# માછીમાર

મણિલાલ અલગારી

બરાબર આ જ વખતે તો ! માળા ભણી જતાં પંખીઓની પાંખ ઉપર ચઢીને સંધ્યા ઊતરી આવી. નદીની પેલી પારનાં ઝાડપાન ધીમે ધીમે અદૃશ્ય થઈ ગયાં. જળ-ભૂમિ ઉપર ક્યાંય કાળો કાગડો ય નજરે પડતો નથી. બરાબર આ જ વખતે તો...! જુઓ, એ...પણે શેરડીના ખેતરની પેલી કોરથી કોઈ એકલો પુરુષ હળવે કંઠે ગીત લલકારતો ચાલ્યો આવે !...ત્યાર પછી પારૂલના માથા ઉપર થોડાં ફૂલ પડ્યાં.

શરમ, સંકોચ કે કોઈ પ્રકારની ફિકર એમને નથી. ઘાટ પરની તેમની મિલનલીલામાં દુનિયાનાં દુઃખ, ચિંતા વગેરે સર્વ ભુલાઈ ગયું છે. પણ ઘાટ ઉપર તેમની મસ્તી કોઈ જોઈ જાય તો ! તો પારૂલને સાહેલીઓની ઠઠ્ઠા મશ્કરીઓ સાંભળીની વસમી થઈ પડે. એટલે કૃત્રિમ ક્રોધભેર પારૂલે સ્વામી તરફ જોયું. સુમંત્ર હસતાં હસતાં ગીતની એક લીટી ગાવા મંડ્યો:

કયા કોઓ ના કેનો બૌ
કથા કોઓ ના કેનો બૌ

એટલે પારૂલ હસી પડી. માથું ડોલાવી ડોલાવી મધુર રાગે એણે પણ પ્રત્યુત્તર વાળ્યો,

કથા કોઈ બો કિ છલે
કથા કોઈતે ગા જ્વલે

ત્યાર પછી છણકો કરીને બોલી, 'જવું છે કે નહીં અહીંથી કે પાણી ભરું ! કોઈ આવશે-જાશે.'

ત્યાર પછી !........

ત્યાર પછી જાણે એમ બન્યું કે સુમંત્ર ગયો નહિ, ઊલટાનો પારૂલનું પડખું ઘસીને નિર્વિકાર રીતે ઘાટ પર બેસી રહ્યો. થોડી વારે કપાળે હાથ અટકાડી બોલ્યો, 'મારા ભાગ્યમાં આ તે કેવી વહુ મળી ! મને એમ હતું કે ઘરે આવીને બે દિવસ લહેર કરશું પણ મારા નસીબમાં લહેર કેવી ! પાસે આવું કે બસ જતા રહો. જતા રહો.'

પારૂલ તેના મો ભણી એકીટશે તાકી બોલી, 'તો પછી પારૂલ સિવાય કું બીજી કોઈને નહીં પરણું એમ કોણ બોલ્યું હતું ! એની સાથે લગ્ન ન થાય તો ઉપવાસ કરું, ભાગી જાઉં, આમ કરું ને તેમ કરું—એ બધું કોણ બોલ્યું'તું હેં...!'

સુમંત્રે પોતા તરફ આંગળી ચીંધી કહ્યું, 'આ બંદો જ બોલ્યો'તો. પણ ત્યારે હાટે જતી વખતે તારે ઘરે આવતો તે વખતે તું શું આમ 'જતા રહો જતા રહો' કહેતી'તી ! બહુ બોલી છે તો ફેંકી દઈશ પાણીમાં, ચાલ ઘરે. રાત પડી ગઈ.'

પારૂલ જરાય ન હલી. ચૂપ થઈ બેસી રહી. એમ બેસી રહેવું એને બહુ જ સુખકર લાગતું હતું.

સુમંત્રે તાકીદ દેતાં કહ્યું, 'ઝટપટ રાંધી લે. બે કોળિયા ખાઈ સૂઈ જાઉં. પાછલી રાતે મળસ્કે પાછું જવાનું છે. ઘાટે નૌકા લદાઈને તૈયાર થઈ ગઈ છે.'

પારૂલે મૃદુકંઠે રીસથી કહ્યું, 'કાલે તમારે નથી જવાનું. કાલ બીજા ખારવાને ભલે મોકલતા. તમને આવ્યાને તો હજી બે દિવસ પણ નથી થયા.'

સુમંત્ર બોલ્યો, 'એમ કંઈ થાય ! માલિક મારામાં કેવો વિશ્વાસ રાખે છે ! હું ન જાઉં તો બધા ખારવાઓ માલ રહેવા દે ખરા !'

પારૂલ મૂંગી બેઠી રહી. સુમંત્રે ફરી તાકીદ કરતાં કહ્યું, 'કેમ કારાણી,ને આજે ઘેર જવાનું મન નથી થતું કે શું ! પાછી ખાવા-પીવામાં જ રાત ખલાસ થઈ જશે.'

સુમંત્ર સામું જોઈ પારૂલથી હસી પડાયું. ઢસડી લઈ ઊભી થઈ. સુમંત્ર ઘાટ પરથી જઈ

રહ્યો હતો એને સાદ પાડીને કહ્યું, 'અરે, જરા ઊભા રહોને, આપણે બેય સાથે જઈએ. પેલા કબરસ્તાન પાસે મને બહુ બીક લાગે છે. ઘડીક ઓલીકોર મોઢું રાખી બેસો તો હું ઝટપટ બંબોળિયું ખાઈ લઉં. પણ કોઈ આ તરફ પાણી ભરવા આવે તો ઝટ ભાગી જજો.'

ત્યાર પછી......'

તેઓ ઘરે ગયાં બીજે દિવસે વહેલી સવારે નૌકા હંકારી સુમંત્ર રવાના થયો. એ કહેતો–દરિયાના હિલોળા ખાધા વિના નિંદર નથી આવતી. એ ઘરે ઘણું જ થોડું રહેતો. પરંતુ જે થોડા દિવસ રહેતો તેમાં પારૂલના દિવસો ઊભરાતા યૌવનના આણુરસથી ભરી દઈ જતો. ભવાની જો ઘરે ન હોય તો તેઓ કેટકેટલી ધીંગામસ્તી કરતાં! એક દિવસ સુમંત્રે ક્યાંકથી ઓચિંતા આવીને ઘરમાં ડોકિયું કરી કહ્યું, 'મા નથી ને!' ત્યાર પછી ગંભીર થઈ બોલ્યો, 'આ વખતે કલકત્તાના હાટમાં અનાજ વેચવા ગયો ત્યારે એવી વાંસળી શીખી લાવ્યો છું કે તું સાંભળે તો મૂર્છિત થઈ જા.' એમ કહી નવી ખરીદેલી વાંસળી બહાર કાઢી.

'ઘરના આટલા ગંજાબૂક કામમાં આ વહેલી સવારે તમારી વાંસળી સાંભળવા હું નવરી નથી.'

'ત્યારે તું નહીં સાંભળ–એમ ને?'

'ના, નહીં સાંભળું. અહીંથી આઘા જા. મારે કામ છે.'

આજથી એક સાકડા વડે પારૂલના ... પછી કહ્યું, 'હવે સાંભળ

ઊંડાણમાંથી એના સૂરો વહ્યા આવે છે! એકાએક પારૂલને આખે શરીરે રૂંવાડાં ઊભાં થઈ ગયાં.

કોઈનાં પગલાંના અવાજથી વિધવા પરૂલે ચમકીને પાછળ જોયું. એનાં સાસુ ભવાની આવીને ઊભાં હતાં.

હેતાળ કંઠે ભવાની બોલી, 'સંધ્યા થઈ ગઈ, વહુ બેટા. અહીં એકલાં એકલાં ક્યાં સુધી બેસી રહેશો? ચાલો ઘરે.'

ઘાટ ઉપર આવ્યા પછી પારૂલને ય પાછા ફરવાનું મન થતું નથી. દિવસને અંતે અસીમ આકાશ નીચે પોતાની લીલાભૂમિ ઉપર ઊભી પાછું પોતાનું વિગત જીવન કલ્પનાથી ખડું કરતી.

ભવાની થોડુંક સમજે છે. ઉતાવળ કરતાં કહ્યું, 'ચાલો વહુ બેટા, રાત પડવા આવી.'

કળસી લઈને પારૂલ પાણીમાં ઊતરી. એ હાથ વડે કળસી જ્યારે પાણીમાં ડુબાડતી ત્યારે એને યાદ આવતું, 'આ પાણીમાં એક નૌકા ગુમ થઈ છે–એક માણસ ડૂબી ગયું છે.'

ઠીક ઠીક મોડું થઈ ગયું હતું. બાવળની કાંટ્યના છાયાવાળા ને અંધારા રસ્તે બંને પાછાં વળતાં હતાં. બેય બાજુ ક્ષિતિજ સુધી ધાન્યનાં ખેતરો પથરાયેલાં છે. એકાએક ખેતરો વચ્ચેના બંધ પાસે કોઈ જાણે માથું કાઢીને ઊભું થઈ ગયું...સુમંત્ર આવી જ રીતે પારૂલને એક દિવસ બીવડાવી હતી. પારૂલ ભયની મારી એકદમ જડવત્ થઈ ઊભી રહી ગઈ.

ત્યાર પછી શરદના પવનનું એક ઉદ્દામ ઝાપટું પારૂલની સાડી ફરકાવી, ખેતરોના મોલને લહેરાવતું સરસર કરતું ક્ષિતિજ ભણી

કામના ધમાલમાં પડી ગયા. ગામના સુતાર રામહરિનું કામ વધી પડ્યું છે. હમણાં હમણાં દીવો રાખી રાતે પણ સાંતીનું સમારકામ કરવું પડે છે. રાતે મોડે મોડે એ છેલ્લો દીવો પણ ઓલવાઈ ગયો. પણ પારૂલની આંખમાં ઊંઘ નથી.

આવી વાદળી અને ઘનઘોર રાતે સુમંત્ર ... અને પારૂલની ચિંતાને ...

... આવીને પૂછતી, 'વાવાગ્યું લાગે છે, નહિ?'

પારૂલને પણ એમ જ લાગતું ... હા, આ વાદળાં વીંખાઈ જતાં ...

પછી મનમાં પારૂલ બોલતી: 'હે ભગવાન, હે વાયુદેવ, મારા ગાડીવાનને સાજે-નરવો ઘરે પહોંચાડજો. એકવાર જો પાછા આવે તો હવે હું એમને કદી પણ નહીં જવા દઉં. એમના પગમાં પડીને પણ ગમે તેમ એટલું માફી લઈશ.'

આજ ભૂતકાળની એ બધી રાત્રીઓ શિકારી વાઘણની માફક પારૂલના ઓરડામાં ઘૂસી જતી. એની સાથે સાથે પેલી એક રાત ......યાદ આવતી. વિધવા પારૂલને તે કેવું સારું લાગતું!

ઘરનું આંગણું ખુલ્લું હતું. આકાશ જાણે વાવાઝોડાનું તગડ્યું–આંગણામાં ઊતરી આવ્યું હતું. ક્યાંક ડબ ડબ કરતોક અવાજ થયો. પણ પારૂલનું એ તરફ ધ્યાન નથી. એવામાં તેની દૂર વિચરતી દૃષ્ટિ સામેની અંધારી પટભૂમિ પર એક મૂર્તિ આવીને ઊભી રહી. ભયની મારી પારૂલ પથારીમાં જડવત્ પડી રહી. ગળામાંથી એક શબ્દ પણ ન નીકળી શક્યો. બૂમ પાડીને સાસુને પડખેના ઓરડામાંથી બોલાવવાનું પણ જીભમાં બળ ન રહ્યું. મૂર્તિ ધીમે ધીમે આગળ વધી. ત્યાર પછી એના જ ઓરડામાં દાખલ થઈ તેની તરફ આવવા લાગી.

'ઓય...માડી!' પારૂલ ચીસ પાડી ઊઠી.

પણ પછી એ મૂર્તિના સ્નેહભીના પરિચિત બાહુની બથમાં ખિલખિલ હસી પડી. માત્ર એક જ માણસને તેના સ્પર્શથી–તેની રીતથી ઓળખી શકાય.

'અંદર ક્યાંથી આવ્યા?'

'કેમ વળી, ભાંગેલી વંડી ઠેકીને.'

'પણ આવા વાવાઝોડા ને વરસાદમાં!'

'હા, તને એવી બીવરાવવી હતી...તે મને ઓળખી શક્યો'તો!'

પારૂલ કંઈ બોલી ન શકી. મૂર્તિના શરીરને પડખું ઘસીને ઊભી રહી

તેણે પૂછ્યું, 'બહુ બી ગઈ'તી ને!'

'બીક ન લાગે! પહેલાં ઓળખી ન શકી ને.'

સુમંત્ર હસવા માંડ્યો.

ઓચિંતા પારૂલ ચોંકી જોયું તો અંધારી પટભૂમિ પર બીજો ય એક ઘેરો પડછાયો એની તરફ ચાલ્યો આવે છે.

પારૂલની ચીસ સાંભળી પડખેના ઓરડામાંથી ભવાની દીવો લઈને દોડી આવ્યાં હતાં. આંખ–મોં પર પાણી છાંટ્યું ત્યારે પારૂલની મૂર્છા વળી.

ભવાનીએ પૂછ્યું, 'એકાએક શું થયું બેટા!'

પારૂલ નિરુત્તર રહી.

છતાં ભવાની બધું સમજે છે. તે બોલી, 'આજથી હવે એકલી ન સૂઈશ બેટા. મારી સાથે જ સૂજે. એ અસગતિયો આટલામાં જ ફર્યા કરે છે. મેં ય એને એક–બે વાર જોયો છે. કાલે તારક ઓઝાને ત્યાંથી એક માદળિયું લાવી આપીશ. બીશ મા બેટા.'

ભવાની આમ હિંમત આપતી તો ય પારૂલને ભય લાગતો. બહાર કે દૂર નજર નાખતાં પણ તે ડરવા લાગી. મોડી રાતે જ્યારે અંધારું ચારે કોર ગાઢુ થતું ત્યારે ગયેલા દિવસોની સ્મૃતિની સાથે સાથે રાત્રિના પડદા ઉપર સુમંત્રની મૂર્તિ દેખા દેતી, સ્વપ્ન જાગી

પડતું, માધુર્ય માણું જતું ને મૃત્યુએ વિખૂટા પાડેલા અપરિચિત જગતનો ભય કેવળ મનમાં ઘોળાયા કરતો. બારી ખખડે, પવનથી મચ્છરદાની ફફડે કે પોતાનો હાથ છાતી પર પડ્યો હોય ને ઓચિંતી ઊંઘ ઊડી જાય તો પારુલ થરથર ધ્રૂજતી.

સુમંત્રનો પારુલને ડર લાગતો. પણ તોય માઝમરાતે જ્યારે પવનના સુસવાટે વાંસવનમાં વાંસો ડોલી ડોલી કરુણ સ્વરે કીચુડ કીચુડ કરતા અને બારીની જ પાસે શ્વેતસુંદર ચાંદની જ્યારે રેળાઈ જતી ત્યારે સ્મૃતિની કેડીએ કેડીએ એક મૂર્તિ ચુપચાપ તેની પાસે ચાલી આવતી ને એનું આખું શરીર તેમજ સમગ્ર ચેતના વિવશ થઈ જતાં.

ત્યાર પછી એક દિવસ ભવાનીએ માદળિયું લાવી આપી બાવડે બાંધ્યું દૃઢ કંઠે કહ્યું: હવે ભય ગયો જાણજે, બેટા.'

પારુલની ઊંડી શ્રદ્ધાથી ભય ટળી ગયો અને પછી જે નવું જીવન શરૂ થયું તેમાં તેને કદી ભયના માર્યા ધ્રૂજવું ન પડ્યું. પછી તે ગમે ત્યાં ફરી શકતી અને કોઈ પણ દિશામાં નિર્ભયતાથી જોઈ શકતી. સુમંત્રની ભયકારક મૂર્તિ પણ કદી પછી તેની સમક્ષ ખડી ન થઈ. પરંતુ અશરીરીની માફક તેના અંતરના ઊંડાણમાં સ્થપાઈ ગઈ.

હવે પાણી ભરી કબ્રસ્તાન પાસેથી પાછા આવતાં સાંજ પડી જતી. રાતે જ્યારે શ્વેત ચાંદનીથી ઘાટ ને રસ્તા રેલાઈ જતા ત્યારે પિપળીના ઝાડની તેજછાયામાં સુમંત્ર ચુપચુપ લપાઈ રહ્યો છે એમ લાગતું. પણ હવે ધારી ધારીને જોવા છતાંય પારુલને ભ્રમ નથી થતો. ફક્ત મનમાં મનમાં એક પુરુષની વાત રચ્યા કરતી. પછી ઊંડો નિસાસો નાખી ઝાડ પાસેથી નિર્ભય રીતે ચાલી જતી.

ભવાની પૂછતી, 'હેં વહુ! આજકાલ હવે કંઈ નથી દેખાતું ને!'

'ના, મા.' પારુલ કોમળ કંઠે જવાબ દેતી ને વિચારતી કે મનમાંથી તેનો માઝીમાર ક્યાં જતો રહ્યો! અદ્ભુત!........

પારુલ જ્યારે ત્યારે વિચારતી, 'એક માણસ હતો. અને રાતે એનું સ્વપ્ન આવે એમ ઇચ્છતી પણ રાત સ્વપ્નહીન જ પસાર થતી. તે હતાશ થઈ જતી. એના મનનો માણસ આજે કલ્પ–સ્વપ્નમાં પણ નથી. જાણે તદ્દન નામશેષ થઈ ગયો.

નીરવ રાત્રિનું અંધારું જ્યારે પેરી રીતે સમસમતું ત્યારે પારુલ અદમ્ય કુતૂહલથી અંધારા ભણી તાકી રહેતી પણ કોઈ રૂપ નજરે પડતું નહીં. બંધ બારીને જે હળવી થપ્પા લાગતી તે કોઈના હાથની નહીં પણ પવનની હતી. ઘરને ખૂણે જામેલા અંધારામાં જે આકાર દેખાતો તે લાકડાની પેટી હતી. બીજું કંઈ નહીં. ચાંદનીથી ધોવાતા આંગણામાં જે કાળી છાયા ધીરે ધીરે હલેચલે છે તે ઝૂકી પડેલી આમલીની એક ડાળની છે–પુરુષની નહિ. ના, આજે તે કલ્પ–સ્વપ્નમાં, પ્રકાશમાં કે અંધારામાં પણ નથી.

તોય પારુલને એમ લાગતું કે કોક દિવસ ઓચિંતાનો મેળાપ થવાનો જ. તે પુરુષ હજી ધરતી પાસે જ ક્યાંક છૂપો છે.

હવે તે પાણી ભરીને રાતે ઘરે મોડી પાછી ફરતી અને રાતે મોડે સુધી પાડોશીઓને ઘરે ભમ્યા કરતી. કોઈ કહેતું, 'ચાલ, ચોક સુધી તને વળાવી જાઉં. એકલી તું પાછી...'

'ના ના' કહી પારુલ એકલી જ ઘરે પાછી ફરતી.

પાડોશણો પૂછતી, 'હેં અલી, આજકાલ કંઈ નથી દેખતી! આટલી મોડી રાતે જ્યાં ત્યાં રખડે છે તે તને બીક નથી લાગતી!'

'ના.' પારુલ કહેતી.

પણ એવો ટૂંકો ઉત્તર કોઈનેય નથી રુચતો. તેની ચાલચલગત, એનું વેશ–કવેશાતું રખાવું વગેરે જોતાં લાગે કે જાણે તે પેલી પહેલાંની પારુલ છે.

દિવસો

જુદી બાતના વહી ગયા. એક માણસને ભૂલી જતા તે વળી કેટલા દિવસ લાગે?

ઓચિંતાનો આવો ફેરફાર કોઈનેય ગમતી વાત નથી–ભવાનીને પણ નહીં. એકાએક તેની સાસુ ભવાનીને પણ કોઈ અદ્ભુત રીતે ઇચ્છા થતી, 'પારુલ રડો. તેના હૃદયમાં થંભી ગયેલું રુદન પાછું ઊછળી પડો. પોતે પણ આજે પાછી તેની સાથે રડો. પારુલ સુમંત્રને કેમ આમ ભૂલી ગઈ!' ભવાની પોતાની જાતને પૂછતી અને તેની નિસંકોચ ને નિર્ભય અવર-જવર માઠ આવતી અંધ માતૃ–હૃદયમાં એક પ્રકારની કુટિલ ઈર્ષા સર્પની ફેણની માફક માથું ઊંચકીને ઊભી થઈ ગઈ. પોતાને હાથે બાંધી દીધેલું પેલું માદળિયું ઝટકો મારીને તોડી નાખવાની તેની ઇચ્છા થઈ આવી.

રાતે સૂતાં સૂતાં ભવાની વિચારતી, 'માદળિયું કાઢી લીધું હોય તો શું થાય! ભલે સુમંત્રનું ભૂત પાછું આવે. પારુલ–કાળા કામની કરનારી પારુલ ભલે બી મરે. લોકો તો વાતો કરે છે, 'આટલી બધી રોકકળ, મૂર્છા વગેરે બસ બે દિવસનું જ હતું!' વળી પેલો કાનાઈ છોકરો વારે વારે કારણે-અકારણે ઘરે કેમ આવે છે?' પૈશાચિક આનંદથી ભવાનીનું માથું ગરમ થઈ ગયું.

એવામાં જાણે કોઈએ ખડકી ખોલી હોય એવો અવાજ થયો. એકાએક ભવાનીના મન-માંથી ભાર ઊતરી ગયો. અત્યાર સુધી જાણે એને માટે જ તે ટાંપી રહી હતી. થોડી વાર કાન માંડ્યા પછી ભવાની નિઃશબ્દપણે અંધા-રામાં આગળ વધી. પાછો ફફડ જેવો કંઈ અવાજ થયો. કોઈ જાણે ખૂબ ચૂપકીદીથી ખડકી બહાર જતું રહ્યું. ખડકી ઉઘાડી રહી.

વાંસની ઝાડીમાંથી પાંચમનો ચાંદો દેખાય છે. એના ઝાંખા પ્રકાશમાં કોઈની વાટ જોતી પારુલને તેણે બેઠેલી જોઈ. પારુલ કોની વાટ જુએ છે!

ઘૃણાથી ભવાનીનું આખું શરીર વિષમય બની ગયું. ખડકીનું બારણું પકડી ભવાની અશ્લીલ કુતૂહલથી ઊભી રહી. એકાએક અસાવધાનીથી બારણું ખખડી ગયું. પારુલે ચોંકીને પાછળ જોયું. તેના મુખમાંથી એક પ્રકારનો અસ્ફુટ આર્તનાદ નીકળી ગયો.

ભવાનીથી પછી ન રહેવાયું. બોલી, 'કોની વાટ જોઈને બેઠી છું! વાલામુઈ, મરતી ય નથી.'

આ કંઈ છાયામૂર્તિની વાણી નહીં પરંતુ પૃથ્વીના એક જીવંત મનુષ્યનો કંઠધ્વનિ હતો. પારુલ હેબતાઈને ચૂપ થઈ ગઈ.

ગામના લોકો કંઈ જૂઠું નથી બોલતા. એના આવા સ્વભાવે જ મારો સોના જેવો છોકરો પરદેશમાં કમોતે મર્યો. ધૂંવાપૂંવા થતી ભવાની ચાલી ગઈ. બોલતી ગઈ, 'આ ઘરમાં હવે તારું કંઈ કામ નથી. જા, જતી રહે જ્યાં જવું હોય ત્યાં.'

ચાલી જવાની પારુલની ઇચ્છા છે પણ ક્યાં જાય! તેના બાપા અને ભાઈઓ તો ગરીબ હતા અને વતન છોડી સુંદરવનમાં કમાવા ચાલ્યા ગયા હતા. માત્ર એક માણસ હતું ખરું, પણ આજે તે નથી. એકાએક તેના હૃદયમાં રુદન ઊછળું ઊછળું થઈ રહ્યું. તે વિચારવા લાગી, 'સાચે જ શું ભવાની તેને કાઢી મૂકશે! એની સાસુ તો આવાં નિષ્ઠુર નહોતાં! એકાએક આ શું થઈ ગયું? ફળિ-યાના લોકો શું બોલી રહ્યા છે?' પારુલ સૂન-મૂન થઈ વિચારવા લાગી.

પારુલ હવે રાતે મોડે સુધી સાવ બેધડક રીતે અને આતુરતાથી ફરવા લાગી. ઘાટેથી પાછા ફરતાં આજકાલ ઘણું જ મોડું થઈ જતું. રાત જ્યારે ઘેરાતી ત્યારે ખડકી ખોલી બહાર આવી ચુપચાપ બેસી રહેતી. ભવાની હવે તેની સાથે બોલતી નથી. પારુલને જોતાં ઘૃણાથી મોઢું ફેરવી લે છે. પાડોશીઓ પણ હોઠમાં હસતા.

ભવાની હવે હટાણું કરવા પોતે જતી.

પાછા ફરતાં સાંજ પડી જતી. રમેને પારૂલને બીક લાગે તે ખાતર પહેલાં તો વેળાસર ઘેર પાછી ફરતી. હવે એની એને કંઇ પડી નથી. પહેલાં હાટે જતાં ઘરે કોઇ પાડોશણને પણ બેસાડી જતી હવે એમ બેસાડવાની કંઇ જરૂર નથી.

એક દિવસ ભવાની એકલી મૂંગી મૂંગી નીકળી પડી. પારૂલ મૂંગી મૂંગી એને જતી જોઈ રહી—એના કઠોર મોં તરફ. તે રડું રડું થઈ ગઈ. તેને બહુ ઓછું લાગ્યું. એને થયું, તેની સંભાળ લેનારું આજ કોઇ નથી.

સાંજ પડી. ભવાનીની ગત જોઈ પારૂલ બેઠી છે. એ આવે પછી પાણી ભરવા જાય પણ ભવાનીનો કયાંય પત્તો નથી. ઉંબરે તાળું મારી, ચાવી પાડોશણને ઘરે આપી કલસી લઈને અંધારામાં ચાલી નીકળી.

ઉતાવળી ઉતાવળી પાણી ભરી પાછી વળી પણ ઘરની પાસે આવી કે વાયની મારી તે થંભી ગઈ બહુ દિવસે જાણે ભય હુંકાર કરીને પાછો ખડો થયો. અંધારા ઓરડાના બારણાં ખુલ્લાં હતાં. ઘરમાં કોઇ જાણે આંટા મારે છે. એ શું પેલી છાયામૂર્તિ છે! બહુ દિવસથી અલોપ થયેલી છાયામૂર્તિ શું પાછી આવી! ભવાની આટલી વારમાં પાછી ફરી હોત તો રસ્તે તેને જોઇ હોત.

થોડીવાર સ્તબ્ધ થઇને પારૂલ ઊભી રહી ભય ને આનંદથી તે એકાએક વિહ્વળ બની ગઇ ત્યારે શું ખરેખર તે છાયામૂર્તિ પાછી આવી! તેની આંખોમાં પાણી ઊભરાયાં. અદ્ભુત આતુરતાથી ભરીને કંપિત પગલે પારૂલ ઓરડા ભણી આગળ વધી. રૂદ્ધ નિસાસો નાખી, કલસી ઓટા પર ઉતારી થોડી વાર ચૂપ ઊભી રહી. શું કરવું એની એને ગમ ન પડી. એ ...હા એ જ એ છાયામૂર્તિ...

પણ હવે એ નહીં ડરવાની. તેમ નવાઈની વાત એ કે તે ડરીને થરથર ધ્રૂજવા લાગી. તેમ છતાં પાગલની માફક ધીમે પગલે આગળ વધી. આહ! આજ જો તે મરી શકે! એ છાયામૂર્તિ આજ જો એનું ખૂન કરી જાય તો તે ઊગરી જાય. જીવવાની હવે એને ઇચ્છા નથી.

આતુરતાથી બારીમાંથી અંદર જોયું. એવામાં ઓરડામાં દીવો સળગ્યો. પારૂલનું મોં ફીક્કું પડી ગયું. એની બંને આંખમાંથી ખરખર આંસુ પડવા માંડયાં.

અત્યાર સુધી કાન માંડી ભવાની ઓરડામાંથી સાંભળતી હતી, 'કોઇ જાણે અંદર આવી રહ્યું છે. નક્કી એ બીજું કોઇ નહીં પણ સુમંત્ર જ છે. આટલે દિવસે તે દુર્ભાગી જરૂર પાછો આવ્યો.' ભય અને આનંદથી તેનાં રૂવાં ખડાં થઇ ગયાં. પણ ત્યાર પછી કેરોસીનના મેલા દીવાની બંને બાજુ બે મુખ હતાશા અને વ્યર્થતાથી સૂર્યાસ્ત વખતની રેતીની માફક હાહાકાર કરી ઊઠયાં.

ભવાની ઉત્તેજિત થઇ બોલી, 'વહુ તમે! મેં ધાર્યું હતું કે...ના, ના...' એકાએક પારૂલની છલકાતી આંખો ભણી જોઇને ભવાની ધ્રુસકે ધ્રુસકે રડી પડી, 'હે મારા... દીકરા ...રે!'

આજ આંખનું પાણી એકાએક બંનેને અમૃત સ્વજન જેવું લાગ્યું. પારૂલને બાથમાં લઇને ભવાની રડી અને વૃદ્ધ ભવાનીની છાતીમાં માથું નાખી પારૂલ હીબકી.

ત્યાર પછી તે દિવસે રાત જ્યારે ગાઢી થઇ ત્યારે ચરસોતાવલિની એકવીસ વરસની એક યુવતીએ નિઃશબ્દે બારણાં ખોલી, ચોમેર પથરાયેલા અંધકાર ભણી તીવ્ર દૃષ્ટિ કરી ઊંડા આવેશ ભેર કંઇક શોધ્યું. અસંખ્ય તારાઓનો ઝાંખો પ્રકાશ ઝગમગી ઊઠયો હવે તે કયાંથી ભય નહીં પામવાની પછી ડાબે હાથેથી માદળિયું તોડી નાખ્યું વાંસની ઝાડીમાં ઘા કરી દીધો. જાણે એ જ બધા દુઃખનું મૂળ હોય તેમ!

ત્યાર પછી પથારીમાં જઇ હીબકી હીબકી રડવા લાગી.

[ શ્રી સુશીલ જનાની બંગાળી વાર્તા પરથી ~

# ખમીર

રસનિધિ


અને રતિલાલ એક સાથે જ નોકરીમાં દાખલ થયેલા. એક જ ઓફિસમાં કામ કરતા અને રહેવા માટે મળેલા ક્વાર્ટર્સમાં પાસે જ રહેતા હતા. તેથી અમારી વચ્ચે મૈત્રીનો નિકટનો સંબંધ બંધાઈ ગયો હતો. તેની પત્નીનું નામ દેવકોર હતું. તે એવી હસમુખી, ચતુર અને ઘરરખુ હતી કે મને ઘણી વખત રતિલાલના ભાગ્યની ઈર્ષા થતી. ટૂંકો પગાર અને સામાન્ય સંસ્કારને પણ તેણે નિભાવી લીધા હતા. લાઇનમાં કોઇની સાથે તેને મનદુ:ખ નહોતું. સૌના દુઃખમાં એ ભાગ લેતી. જરૂરિયાત વખતે હાજર રહેતી. રતિલાલ જરા ઉડાઉ હતો અને તેની ઘર ચલાવવામાં ઘણી વખત મુશ્કેલી આવતી; પરંતુ તેથી કોઈ દિવસ દેવકોરના મુખ ઉપર કંટાળો કે અણગમો દેખાતા નહોતા. સદાય તેના મુખે સ્મિત રમતું રહેતું. ઈશ્વર સારા માણસને વધારે દુઃખી કરે છે એવી સામાન્ય માન્યતા દેવકોરના પ્રસંગે મારા મનમાં વધારે દૃઢ થઈ.

રતિલાલ માંદો પડ્યો. એક દિવસ તેને જ્વર આવી ગઈ. દેવકોર ગભરાતી મારે ત્યાં આવી અને વાત કરી. હું ડૉક્ટરને તેડી લાવ્યો. તેમણે રતિલાલનું શરીર તપાસ્યું. અને મને દવા લઈ જવા કહ્યું. હું દવાખાને દવા લેવા ગયો ત્યારે ડૉક્ટરે મને કહ્યું કે રતિલાલને ક્ષય લાગુ પડ્યો છે અને તે બચી શકે તેમ નથી.

મેં પૂછ્યું: 'હવા માટે બીજે સ્થળે લઈ જવામાં આવે તો ફાયદો થાય કે નહિ?'

ડૉક્ટરે ઉત્તર આપ્યો: 'મારાથી ના તો કહેવાય નહિ. પરંતુ રોગનાં લક્ષણ જોતાં મને કોઈ આશા જણાતી નથી. શક્તિ હોય અને પ્રયોગ કરવો હોય તો કરો.'

મારે આ વાત દેવકોરને કઈ રીતે કરવી તે મટી ગઈ. મારી ઉદાસ મુખમુદ્રા અને વધારે પડતી સાવચેતીની સૂચનાઓ કરવાથી દેવકોરના મનમાં આગામી ભયનો ભાસ તો થઈ ચૂક્યો હતો. તે કામ પતાવી મારે ત્યાં આવી અને મને પૂછ્યું, 'ડૉક્ટરે શું કહ્યું?'

મેં કહ્યું: 'દેવકોર બેન, ખાસ તો કાંઈ નથી પણ તમારે કોઈ વડીલને બોલાવવા હોય તો વેળાસર બોલાવો તો સારું.'

તેણે આંસુ ભરેલાં નયને કહ્યું: 'તમારા કહેવાથી ઊલટો મારો ભય વધતો જાય છે. મારું હૃદય કઠોર વજ્રનું છે. મને કાંઈ નહિ થાય, જાણેલો ઘા સહેવાશે. અજાણ્યો નહિ સહેવાય.'

'તો સાંભળો.' મેં કહ્યું, 'રતિભાઈને ક્ષયનો રોગ લાગુ પડ્યો છે. છેલ્લા સ્ટેજે આવવાની તૈયારીમાં છે. ડૉક્ટર કહે છે કે પૈસા ખર્ચવાની અને હેરાન થવાની અને દર્દીને હેરાન કરવાની ઇચ્છા હોય તો ભાવનગર કે બીજે મોટે દવાખાને જાવ. પરિણામમાં ફેર પડે એમ ડૉક્ટરને નથી લાગતું.'

દેવકોરે સજળ નયને કહ્યું: 'મારી તો મતિ મૂંઝાઈ ગઈ છે. તમે જેમ સલાહ આપો તેમ કરું. એમને પિતરાઈમાં સગા છે પણ કોઈ લાગણી રાખી આવે તેમ નથી. મારા બાપુ છે પણ મારી બેન સુવાવડે આવેલ છે એટલે તેમને બોલાવવાની મારી મરજી નથી. અને આવીને એય શું કરશે! અમારા સાચા સગા જે ગણું તે તમે છો.'

મારી આંખમાં પણ આંસુ આવ્યાં હતાં. મેં કહ્યું: 'મારી સલાહ તો એ છે કે તમારે અહીં જ રહેવું. બીજે જવામાં મુશ્કેલીનો પાર નથી. રતિલાલને ફેરવાય એમ પણ નથી. પાયમાલ ખુવાર થઈ જઈએ. જો પૈસો ખર્ચતાં સારું થઈ જવાની ખાતરી હોય તો તેમ પણ કરીએ

છે. હવાની ઊભરક છે. હવાપાણી સારાં છે. એટલે બધી દષ્ટિએ અહીં સારું છે.'

તે નિઃશ્વાસ મૂકી ઊભી થઈ. તેણે કહ્યું: 'હવે હું જઉં. રાહ જોતા હશે.'

હું રતિલાલ પાસે નવરો થાઉં ત્યારે બેસવા જતો. ઑફિસની વાતો કરતો. નોકરોની ફેરબદલી, અમને ક્યારે પ્રોમોશન મળશે, સાહેબ ક્યાં ડીસ્ટ્રીક્ટમાં ગયા છે, વગેરે અમારી રોજિંદી વાતો કરતો અને તેનું મન આનંદમાં રહે તે માટે બનતા પ્રયત્નો કરતો.

એક દિવસ હું ગયો ત્યારે રતિલાલ પથારીમાં તકિયો મૂકી બેઠો હતો. તેનું મોઢું આનંદમાં હતું. મને જોતાં તેણે કહ્યું: 'ભાઈ, તમે બરોબર જુઓ—હું જાડો થયો લાગું છું કે નહિ! આ ખમીસ મને મોટું પડતું હતું તે હવે બરોબર થઈ રહે છે, લોહી વધ્યું લાગે છે. તમને કેમ લાગે છે!'

દેવકુર પાસે જ ઊભી હતી. તેનું આજંપભર્યું મુખ મારા તરફ હતું—જાણે તે કહેતી હોય કે હા પાડજો. મેં કહ્યું: 'ખરેખર હમણાંથી મને પણ તમારા મોઢા ઉપર નવું લોહી આવતું હોય એમ લાગે છે. આજ તમને ખમીસ બરોબર થઈ રહ્યું તે હવે ટૂંકું પડશે. જો આમ ને આમ સુધરતી તબિયત રહે તો એક મહિનામાં તમે હાજર થઈ શકશો.'

'હા, સાહેબને વાત કરજો. શરીર સારું થવા લાગ્યું છે એટલે વધારે વખત મારે રજા ઉપર રહેવું નહિ પડે.'

એનો ચહેરો તો દૂબળો થતો જતો હતો. અત્યારે તે હાડકાંનો માળો જ લાગતો હતો છતાં ખમીસ તેને કેમ થઈ રહ્યું એ જ એક સવાલ હતો. મેં તેને બીજી વાતે વાળ્યો એટલે ખમીસની વાત ભુલાઈ ગઈ.

તેની તબિયત વધારે બગડતી આવતી હતી. અને આવાહિયું પૂરું ન થયું ત્યાં તો તેનું અવસાન થયું. બીજે દિવસે દેવકુરના બાપ આવ્યા. અને તે દેવકુરને લઈ જવાના હતા એટલે ઘર સોંપવાની તજવીજમાં પડ્યા.

દેવકુરે મને બોલાવી કહ્યું: 'એમનાં કપડાં હવે કોઈને કામ આવે તેમ નથી એટલે તે અહીં વેચાઈ જાય તો તેના પૈસા આવે તે કામમાં આવી જશે.'

મેં હા પાડી એટલે તેણે કપડાંનું બાચકું પોટકું મારી પાસે મૂક્યું અને એક લીને બધાં કપડાં બતાવ્યાં. તેમાં પેલું ખમીસ મેં જોયું. તે ઊંધું હતું એટલે તેમાં મોટા મોટા બખિયા આંતરસેવે મેં જોયો. તે ખમીસ હાથમાં લઈ મેં આમ કેમ તે સમજવા માટે તેના સામે જોયું.

તેણે ખુલાસો કર્યો: 'ખમીસ મોટું પડતું હતું. બીજાં કપડાં સારાં નહોતાં એટલે તે સૂઈ ગયા પછી બીજા ઓરડામાં જઈ મેં મોટો આંતરસેવો લઈ લીધો. ખમીસ નાનું થયું એટલે એમને લાગ્યું કે તે જાડા થતા જાય છે. આથી તેમનું મન આનંદમાં રહેતું. એટલે જાણીને મેં બેત્રણ વખત આંતરસેવા લીધેલા છે.'

હું અવાક્ બની. તેની ચતુરાઈ અને સેવાની ભાવનાના પ્રતીક સરખા તે ખમીસ સામે જોઈ રહી. મારા હૃદયે તેને પ્રણિપાત કર્યા.

ક્ષય રોગના દર્દીએ પહેરેલા તે ખમીસ સિવાયની બીજી વસ્તુઓ મેં વેચી આપી સારા એવા પૈસા મેળવી આપ્યા. ઓશીકું અને બીજી વસ્તુ સાથે ખમીસ પણ મેં સ્મૃતિચિહ્ન તરીકે સાચવી રાખ્યું છે.

નારીના હૃદયની ઉદાત્ત ભાવના, પ્રેમ અને સેવાની મૂર્તિ, જ્યારે જ્યારે એ ખમીસ હું જોઉં છું ત્યારે મારી આંખો સામે ખડી થાય છે અને હૃદય—મન નમી પડે છે.

યજમાન (કુંવરીને પંપાળતાં)—આ કુંવરી તો ઘરના માણસ જેવી છે.

# નવા વર્ષની ભેટ

વસંત

જીનીવીવ અત્યંત પૈસાદાર હોવા છતાં સમૃદ્ધિનો ઉપભોગ કરવા અશક્ત હતી. પક્ષાઘાતે ઘેરી લીધેલા શરીર માટે અનેક ઉપચારો કરવા છતાં કશો ફાયદો જણાતો ન હતો અને પથારીવશ રહેવું પડતું.

તેણે છપાવેલી જાહેરખબર વાંચીને મિ. પારકર નામના એક માણસે સઘળી મિલકતનો વહીવટ સંભાળવા માટે અરજી આપેલી. જીનીવીવે તેને મુલાકાત પણ આપી. મિલ્કત સંભાળવા માટે મિ. પારકર કાબેલ અને શક્તિશાળી તેને જણાયો. વળી જીનીવીવના સોલીસીટરની પણ ભલામણ હતી.

૭ માસ વીતી ગયા. ૭ માસમાં મિ. પારકરનો જીનીવીવ સાથે ઘનિષ્ટ પરિચય થઈ ગયો, અને એ એક અંગત માણસનું સ્થાન પણ મેળવી શક્યો અને એક દિવસ જીનીવીવને તેણે પોતાની સાથે લગ્ન કરી લેવાનું કહ્યું.

આ આશ્ચર્યજનક માગણીથી જીનીવીવના અંતરમાં સુખદુઃખથી મિશ્રિત લાગણીઓ વહેતી થઈ. તેણે પોતાની અસહાય સ્થિતિ અને તેની ઉપર એક કાયમના બોજારૂપ બનશે તેમ જણાવ્યું.

'આપણે લગ્ન એ પ્રેમઘેલાઓના લગ્નજીવન જેવું ન નીવડે એ તો હું સમજી શકું છું.' પારકરે કહ્યું, 'પરંતુ આપણે બંને એકબીજાના સહારારૂપ બનીશું અને ટકે ટકે આસાનીથી જીવન વિતાવી શકીશું.'

તેમના લગ્ન પછી મિ. પારકર તેની પત્નીની તબિયત માટે કશા ખાસ સારા ઉપચારો કરી શક્યો નહિ. પરંતુ તેણે જીનીવીવની મિલ્કતનો વહીવટ કુશળતાથી સંભાળ્યો અને સરેરાશ આવકમાં પણ સારો વધારો કરી દીધો.

તેમના લગ્નજીવનને એક વર્ષ પૂરું થઈ બીજાની શરૂઆત થઈ ત્યારે જીનીવીવે નવા વર્ષના માંગલિક દિવસે પોતાની તમામ મિલ્કત પોતાના ધણીના નામે કરી આપી.

'મારાથી બીજું કશું બની શકતું નથી. નવા વર્ષની આ ભેટ સ્વીકારશો.' તેણે તેના પતિને કહ્યું.

મિલ્કતના આ રીતે સ્વામી થયા પછી મિ. પારકરે પોતાના અંતરની ઈચ્છાને મૂર્તિમંત કરવા યોજના ઘડવા માંડી. જીનીવીવની હવે તેને જરૂર લાગતી ન હતી. વળી તેની એક બીજી સંબંધી ઓરીત તેને રોજ ધમકીઓ આપતી કે હવે જો એ વાર કરશે તો જેમ તેણે એક પૈસાદાર પત્ની શોધી કાઢી એમ પોતે કોઈ ધનવાન પતિ શોધી લેશે. પરિણામે પારકરે પોતાની પત્નીનો જલદી નિકાલ લાવવાનું નક્કી કર્યું.

તેને થયું કે પોલીસને શોધતાં અત્યંત મુશ્કેલી પડે તેવા ગુના તો અનેક બનતા હશે. પરંતુ પોતે તો એવી રીતે કાર્ય કરવું જોઈએ કે જે બાબતની ભાળ કદી કોઈ ન મેળવી શકે. એણે એક યોજના તૈયાર કરી.

(૧) તેની પત્નીને તેણે જણાવ્યું કે બેલ્જીઅમના કોઈ ડોક્ટરે પક્ષાઘાતની અદ્ભુત દવા શોધી કાઢી છે. એથી એ તેને સ્ટીમર રસ્તે ત્યાં સારવાર માટે લઈ જવા ઈચ્છે છે.

(૨) જીનીવીવના તમામ સંબંધીઓ અને મિત્રોને તેણે લખી જણાવ્યું કે તેઓ અમુક ચોક્કસ દિવસે વતન છોડી યુરોપ આવશે, અને ત્યાંથી ઘેરાપ જવા ઊપડી જશે. તેણે ઉમેર્યું કે જીનીવીવની અત્યંત નરમ તબિયત હોવાથી કોઈએ તેને વળાવવા આવવું નહીં.

(૩) ઘરના તમામ નોકર-ચાકરને તેણે જણાવી દીધું કે તા. ૭ ઓક્ટોબરે તેઓ સૌને ઇનામ આપી છૂટા કરવામાં આવશે કેમ કે ઘર લાંબા સમય સુધી બંધ કરવાનું છે.

એ તા. ૭ મી ઓક્ટોબર પછીના બે

દિવસે તેમના લગ્નનું બીજુ વર્ષ પૂરુ થતું હતુ. પારકરે બધી તૈયારી કરી લીધેલ હોવાથી હવે કાર્ય જલદી જ પૂરુ કરી નાખવાનું રહેતું હતુ. અને તેમ કર્યા પછી દેશ છોડી ચાલ્યા જવાનુ હતુ.

તે દિવસે સાંજે તેણે તમામ નોકરોને યોગ્ય બક્ષિસ આપી વિદાય કર્યા અને પછી તે પોતાની પત્નીના ઓરડામાં આવ્યો. જીનીવીવની આંખો મીંચાએલી હતી અને તેના મોઢા ઉપર સુખદ સ્મિત છવાયેલુ હતુ એ તેની નજીક જઈ બેઠો અને તેણે જેવા બને હાથ જીનીવીવના ગળા ઉપર રાખ્યા ત્યારે પણ તેના મોઢા ઉપર એ જ સ્મિત હતુ.

બધુ કામ પતાવ્યુ ત્યાં રાત્રીના બે વાગી ગયેલા. શબને એક કપડામાં લપેટી મોટરના પાછળના ભાગમાં રાખીને એ ન્યુયોર્ક બહાર નીકળ્યો. થોડા માઈલનુ અંતર કાપ્યા પછી એક ગલીમાં વળીને એક નવા જ ચણાતા મકાન પાસે તેણે મોટર ઊભી રાખી પાયાનુ ખોદાણુ થએલ હતુ. તેમાં તેણે શબને રાખી ઉપર ધૂળ વાળી દીધી સવારે કામ શરૂ થતાં જ પાયો પૂરાતાં શબનો સદાને માટે નિકાલ થઈ જશે એ તે જાણતો હતો

કાર્ય પતાવી પારકર સીધો ન્યુયોર્ક પહોંચ્યો ત્યાંથી રીટાને લીધી અને એક હોટેલમાં બને ઊતર્યા. યુરોપ જવાની તૈયારીમાં બને કામે લાગી ગયા.

તે દિવસે સાંજ વેળાએ પારકરના ઓરડાની ઘંટડી વાગી. બારણુ ઉઘાડતાં જ તેણે બે પોલીસ કોન્સ્ટેબલને ઊભેલા જોયા.

'અમે ન્યુ જરસીથી આવીએ છીએ,' કોન્સ્ટેબલે પારકરને કહ્યું, 'અમારે મીસીસ પારકરને મળવુ છે.'

'એ બજારમાં ખરીદી કરવા ગયેલ છે અત્યારે અહીં નથી.' પારકરે જવાબ આપ્યો.

'અમે રાહ જોઈ શકીએ છીએ?' કોન્સ્ટેબલે પૂછ્યુ. પારકરે જોયું કે ખેલ ખતમ થવાની વેળા આવી ગઈ છે. રીટા થોડા જ વખતમાં પાછી આવી પહોંચશે. તે સમજી શક્યો નહીં કે તેની ગણતરીમાં એ ક્યાં ભૂલ ખાઈ ગયો?

'મારે લાંબા ચાલવા નકામા છે એ સમજાઈ ગયું છે.' એ બોલી ઊઠ્યો, 'મેં મારી પત્નીનું ખૂન કર્યું છે એ હું કબૂલ કરું છુ, પરંતુ તમને કેવી રીતે જાણ થઈ એ કહેશો?' એણે પૂછ્યુ.

બને ડીટેકટીવ એકબીજાની સામુ જોઈ રહ્યા. એકે કહ્યુ, 'તમે વાત કરી તે અગાઉ અમે કશુ જાણતા ન હતા. આજે સવારે અમોને એક અસાધારણ પત્ર મળ્યો. એસ. પી.એ અમને એ બાબત તપાસ કરવા સૂચના કરેલી અમે તમારે ઘેર તપાસ કરી પણ ત્યાં કોઈ નહોતુ અને મકાન બંધ હતુ પછી અમે તમારા બટલરને મળ્યા અને તેના પાસેથી જાણવા મળેલુ કે તમે તેને છુટો કર્યો તેના થોડા વખત અગાઉ તેની શેઠાણીએ તેને એક પત્ર ટપાલમાં નાખવા આપેલો. અને તેને તમે ક્યાં મળી શકો તે બાબત જણાવવા કહ્યુ ને તેણે અમોને તમો આ હોટેલમાં અવારનવાર ઊતરો છો તે બતાવ્યુ. પેલો પત્ર તમારે વાંચવો હોય તો આ રહ્યો'

પત્ર પોલીસ ઉપરીને ઉદ્દેશીને લખાએલો. લખેલુ કે —

'સંતાપભર્યા મારા જીવનકાળમાં જે માણસ મારા ઉપર અત્યંત મમતા રાખી મારા દિલનો સ્વામી બની ગયો છે એને હું બોજા રૂપ ક્યાં સુધી રહું? વળી હમણાં હમણાં દર્દ પણ વધતુ જાય છે અને હુ સહન પણ કરી શકતી નથી. એથી આ પત્ર પૂરો કરી ઊંઘની દવાનો જરૂર પૂરતો ડોઝ લઈ જીવન પૂરુ કરવા ઇચ્છું છુ. એથી અમે બને મુક્ત થશુ. મને આશા છે કે જે શુદ્ધ ભાવનાથી આ કર્તવ્ય બજાવી બે દિવસ પછી આવતા અમારા લગ્નજીવનના ત્રીજા વર્ષના પ્રથમ દિવસે આ જરા ગંભીર ગણાય તેવી ભેટ સ્વામીના ચરણમાં ધરુ છુ એ એવી જ નિષ્ઠાથી સ્વીકારશે.

જિનવીવ'

[ અંગ્રેજી પરથી

# સિરાજ [એકાંકી નાટિકા]

રવિશંકર મહેતા

[ સમ્રાટ શાહઆલમ પાસેથી વેપારનો પટો પ્રાપ્ત કરીને જ્યારે ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના કર્મચારીઓ પહેલવહેલા બંગાળમાં પૂગ્યા ત્યારે શાહજાદા સિરાજુદ્દૌલાને એમનું આગમન આવી વિપત્તિના અપશુકન સમાન લાગ્યું. પણ ઘણો ય સમજદાર છતાં પોતાની વાત પોતાના પિતા નવાબ અલીવર્દીખાં જેવા પીઢ નૃપતિને ગળે ન ઉતારી શકયો.

એ સમયે બંગાળની સ્થિતિ ખરેખર શોચનીય હતી; મરાઠાઓ સાથે તો ઝગડા ચાલુ જ હતા; વધારામાં અફઘાન સરદાર મુસ્તફાખાંએ પણ પોતાનો બળવાન ઝંડો ખેંચી લીધો. આવી નિર્બળ અવસ્થામાં અલીવર્દીખાં કંપની સાથે ઝઘડામાં ઊતરવાની હિમ્મત કેમ કરે?

અલીવર્દીખાંના અવસાન પછી સિરાજુદ્દૌલા ગાદીએ આવ્યા. આ સમય દરમ્યાન કંપનીની જડ ઊંડી ઊતરી ગઈ; બંગાળની રાજ્યસત્તાના પાયા હચમચી ગયા હતા કારણકે સિરાજુદ્દૌલાનો પ્રધાન સેનાપતિ મીરજાફર રાજ્યસત્તાના લોભથી અંગ્રેજોનો વેચાણ થઈ ગયો હતો. વળી રાજ્યના ધુરંધરો રાજા રાજવલ્લભ, રાય દુર્લભ, જગત શેઠ વિ. પોતપોતાની સત્તા જમાવવાના પ્રપંચોમાં વ્યગ્ર હતા. તાત્પર્ય કે એ બધા જ અંગ્રેજોની આંગળી પર પૂતળાંની માફક નાચતા હતા અને ભાવી નવાબીના સોનેરી સ્વપ્નોમાં મહાલતા હતા.

એ દિવસોમાં ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની કોઠી કાસિમ બજારમાં હતી અને ત્યાં આ સત્તાલોભી દેશદ્રોહીઓ તથા કંપનીના અધિકારીઓ, સિરાજુદ્દૌલા વિરુદ્ધ કાવતરાં ગોઠવતા. કાયમ મળતા. સિરાજની લોકપ્રિયતા નષ્ટ કરવા તેની વિરુદ્ધ જાતજાતની અફવાઓ અહીંથી ઉડાડવામાં આવતી, એને શરાબી, વિલાસી, નિર્બળ, રાજ્યકારભાર માટે નાલાયક કહી વગોવવામાં આવ્યો-લોકોમાં એવી માન્યતા પ્રસરી મજબૂત બનવા લાગી કે સિરાજ ફરી તેની યુવાનીમાં હતો તેવો જ મસ્ત બિનજવાબદાર નવાબજાદો બની ગયો છે.

આ સમયમાં ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ આલિયા નામે એક મુસ્લિમ યુવતીને જાસૂસ તરીકે રોકી. આલિયાનો ભૂતકાળ કરુણાપૂર્ણ પ્રસંગોથી ભર્યો હતો. એક કુલીન બ્રાહ્મણને ઘેર જન્મી, પરિસ્થિતિના ચક્રમાં પિતાઈ સમાજબહિષ્કૃત બનેલી આ બાળા ધર્મચ્યુત થઈ મુસ્લિમ બની હતી એનું હૃદય ભલે ના પાડતું હોય, કબૂલ હોય છતાં જીવનનિર્વાહ ખાતર આ જાસૂસીનું કામ એને સગવડભર્યું લાગ્યું. ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના અધિકારીઓની ધારણા હતી કે આલિયા પોતાના અદ્વિતીય લાવણ્ય, મનોહર કંઠ તથા ચિત્તવેધક સ્મિતથી સિરાજને વશ કરી લેશે અને જાસૂસી પાર પડશે ]

[ દૃશ્ય: સિરાજના મહેલમાં રાજસભાનું વિશાળ ભવન. મધરાત વીતી ગઈ છે એટલે અત્યારે બધું નિર્જન, સૂનકાર ભાસે છે—ગાદીતકિયા, પડદા, આસન, અસ્તવ્યસ્ત, વીખરાયેલાં પડ્યાં છે, કારણ તે દિવસની રાજસભા મોડી રાત સુધી ચાલી હતી

થોડી ક્ષણો પછી સિરાજ પ્રવેશ કરે છે-પાયજામો ને મખમલનું પહેરણ પહેર્યું છે, વાળના ગુચ્છા વીખરાયેલા ચિંતાગ્રસ્ત કપાળની કરચલીઓ પર રમી રહ્યા છે; સતત અનિદ્રાથી આંખો ભારે ભારે દેખાય છે

વિચારમગ્ન સિરાજ સિંહાસન સમક્ષ આવી, નીચે ગાલીચા પર ઘૂંટણભર બેસી જાય છે-પ્રાર્થના કરવા જાણે નમાજે બેસી ગયો હોય તેમ ]

સિરાજ : બંગાળ, બિહાર તથા ઓરિસ્સાના સર્વેસર્વા! પ્યારા દાદુ અલીવર્દીખાં! પિતાજી તમારી શીખ હું તો ભૂલ્યો નથી, કે ઈસ્ટ ઈન્ડીઆ કંપનીથી સાવચેત રહેજે બેટા! હું આપને કહેતો ત્યારે આપે મારી વાતમાં યકીન ન કીધું—અફસોસ! આજે તમારી સલ્તનતના સાંધા તૂટી ગયા છે. મીરજાફરની લોભી આંખો નવાબી પર મંડાઈ છે.

મરાઠાઓ અચાનક હુમલો કરવા તલપાપડ થઈ રહ્યા છે. જેને આપ રાજ્યના સ્તંભ માનતા એ બધા આજ દૂર ઊભા રહી તમાશો જોવામાં રાચે છે—અને આપની સલાહ મને છે કે, 'ઈસ્ટ ઈન્ડીઆ કંપનીથી ચેતતો રહેજે બેટા સિરાજ!' અલે. અલે! એ આપની નસીહત મારાં આંખમાથા પર. જરૂર, હું સાવધ રહીશ. જો કે જાણું છું કે હવે ઘણું મોડું થઈ ચૂક્યું છે....છતાં, દાદુ, આપ નક્કી જાણજો કે હું જીવતો છું ત્યાં સુધી તો એ લોકો એક પણ કિલ્લો બાંધી નહિ શકે, લશ્કર એકઠું નહિ કરી શકે; મારી સામે માથું ઊંચકીને એ જીવતા નહિ જાય.

મને યાદ આવે છે મરણપથારી પરના આપના આત્માની અશાંતિ અને તરફડાટ! ઉફ્! દાદા, તમને આપણું બંગાળ કેટલું પ્યારું હતું! આ વ્હાલા વતનને માટે કેટલી ચિંતાઓ, અફસોસ, યાતનાઓ રાતદિવસ આપના જીવને કોતરી રહી હતી!

આજ પણ જ્યારે આપનો વતનપ્રેમથી તરફડતો, હાય પુકારતો જીવ મને યાદ આવી જાય છે ત્યારે હું ચોંકી ઊઠું છું—કંપી ઊઠું છું દાદુ! આજ ચાર દિવસથી આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ છે—કેવી લાંબી રાતો, પિતાજી, ખાધાપીધા વિના ગાળેલા ચાર લાંબા દિવસ, ને ચાર લાંબી રાત્રિઓ! આજ દોડીને તમારા ચરણોનું શરણ લેવા આવ્યો છું.

આપ ઇતબાર રાખજો દાદુ! છેલ્લી વખત આપના પવિત્ર ચરણોનો સ્પર્શ કરીને કસમ લીધા હતા, તે મારો જાન આપીને પણ પૂરા કરીશ—તમારા બંગાળને ગુલામ નહિ થવા દઉં.

[આલિયા ક્યારની ચૂપચાપ પૂંઠે ત્યાં આવી ઊભી રહી છે: નવાબ સિરાજના કરુણ વિલાપ સુણવામાં એવી તન્મય બનીને ઊભી છે કે તેને દેહનું ભાન રહ્યું નથી. તેના હાથમાંથી પાસેનું ફૂલદાન એકાએક પડી જાય છે. સિરાજનું ધ્યાન એ બાજુ ખેંચાતાં એ ઊભા થઈ જાય છે.]

સિરાજ: એ કોણ છે! (ગભરાઈ ગયેલી આલિયાની પાસે જઈને) તમે કોણ સન્નારી! આટલી મોડી રાતે અહીં ઊભાં ઊભાં શું કરી રહ્યાં છો!

આલિયા: હું જહાંપનાહને મળવા આવી છું.

[સિરાજ એકીટશે તેના તરફ જોઈ રહે છે—જાણે કે એ સૌંદર્યના પ્રભાવમાં અંજાતો હોય!]

સિરાજ: મને મળવા! અહીં આ દરબારમાં! અને અડધી રાત્રિએ! તમારું નામ!

આલિયા: આલિયા, જહાંપનાહ.

સિરાજ: આલિયા!—બહુ સુંદર નામ—તમારી જેવું જ સુંદર. મેં આ પહેલાં તમને ક્યાંય જોયાં નથી. તમને જનાનખાનામાં આવ્યે કેટલાક દિવસ થયા, કહો તો ખરાં!

આલિયા: જહાંપનાહ, હું આપના જનાનખાનામાં નથી રહેતી.

સિરાજ: તો પછી ક્યાંથી આવ્યાં, તમે!

આલિયા: બહારથી.

સિરાજ: બહારથી! આટલી મોડી રાતે! શું પહેરગીરોએ તમને પ્રવેશ કરતાં અટકાવ્યાં નહિ!

આલિયા—અટકાવત, જો મને દેખી હોત તો; પણ તેમણે મને દેખી જ નહિ. તે બિચારાઓની આંખમાં ધૂળ નાખીને હું સરકી આવી છું. હું અહીં સહેલાઈથી આવી શકું છું, ને આવી.

સિરાજ : મને મળવા સારુ, કેમ ?

આલિયા : જી ના, આપનાં દર્શન સારુ–શહેનશાહ સિરાજુદ્દૌલાનાં દર્શન સારુ. એ ધન્ય દર્શન હું પામી !

સિરાજ : પણ, આલિયા, તેં મને હજુ પૂરેપૂરો જોયો નથી. ( જરા વિચાર કરી ) આ તરેહ-વાર અફવાઓ તથા વગોવણીના દિવસોમાં, તારા આવા આગમનથી અનેક શંકાકુશંકાઓ ઉદ્ભવે : જા, હું જનાનખાનાના હબ્સીને હમણાં જ હુકમ કરું છું કે તને કેદ કરી કાલ સવારે મારી પાસે હાજર કરે.

આલિયા : મને કેદ કરે...

[ આલિયા હસી પડે છે–જાણે રૂપાની પંટડી વાગી ! સિરાજ, તેની તરફ તીક્ષ્ણ નજરે જોતો, જરા ખસી જાય છે. ]

સિરાજ : બહુ જ મીઠું હાસ્ય ! આ હાસ્ય ક્યાંથી શીખી તું ?

આલિયા : કેમ, જહાંપનાહ, આવું હાસ્ય જનાનખાનામાં સાંભળવા મળતું નથી શું !

સિરાજ : ( સ્વસ્થતાથી ) ના.

આલિયા : નાચનારીઓ પાસેથી પણ નહિ ! અને...અને જનાનખાનાની બેગમો પાસેથી પણ નહિ !

[ સિરાજ કંઈક દૃષ્ટિએ તેના તરફ જુએ છે. ]

આલિયા : મને માફ કરો, જહાંપનાહ; બેગમો સંબંધે આવી વાત પૂછી મેં ભારે બેઅદબી થઈ ગઈ, માલિક !

સિરાજ : નહિ, નહિ, તારી કોઈ જ કસૂર નથી...બેગમ હસવું શું એ જાણતી નથી. નાચવા-વાળીઓ પણ એ નથી જાણતી. ખરેખર, આલિયા તારું હાસ્ય સાંભળ્યું તે પહેલાં તો હું એમ જ સમજતો હતો કે મુર્શીદાબાદ શું સારા ય હિંદુસ્તાનમાં કોઈ જ હસવું જાણતું નથી.

આલિયા : એમ કેમ ! જહાંપનાહ !

સિરાજ : એટલા ખાતર કે એ સો રડવા માટે જ જન્મ્યાં છે; જ્યારે તેમના કિસ્મતમાં જ રોવું લખ્યું છે ત્યારે એ બિચારાં કયે મોઢે હસે !

આલિયા : કંઈ કારણ સમજી નહીં, નામવર !

સિરાજ : કારણ મારો જુલમ; મારો બેર-ઇન્સાફ ! આ મારા રાજ્યના બેરખાંઓની મારી સામે ફરિયાદ છે ! મારી રૈયતનો એ પોકાર છે–ખુદ મારી પોતાની સામે એ તહોમત-નામું છે.

આલિયા : આલમપનાહ, મેં તો એવું કશું કહ્યું નથી.

સિરાજ : તેં નથી કહ્યું, સાચું પણ ( થોડી ઘણો વિચારમગ્ન રહી )...તો હું જ એકલો શું એને માટે જવાબદાર નથી ! તેં શું નથી સાંભળ્યું કે આ કમબખ્ત સિરાજનો જ્યાં જ્યાં પાછાયો પડે છે ત્યાં ઘાસ પણ બળી જાય છે; જમીન તપી ઊઠે છે–એવો શાપિત છે સિરાજ.

આલિયા : ગરીબનવાઝ, એમ તો સાંભળું છું કે આજકાલ દેશમાં નિમકહરામી, પ્રપંચ, તથા બેવફાઈની આંધી જોરશોરથી ફેલાઈ રહી છે, ચારે બાજુ. એમ પણ સંભળાય છે કે સેંકડોની એષણાભરી નજર આપના તખ્ત પર ચોંટી છે. પરંતુ કોઈની તાકાત નથી કે આપના પ્રભાવશાળી વ્યક્તિત્વ સામે કોઈ માથું ઊંચકી શકે.

સિરાજ : અરે ! તું તો રાજકારણી બાબતોમાં પણ રસ લેતી જણાય છે; તને એ પણ ખબર છે, ત્યારે કે સેંકડો હરામજાદાઓની નજર આ મારા તખ્ત પર ચોંટી છે ? વારુ ઠં, ત્યારે તુ ખરેખર કોણ છે, ને અહીં આ વખતે શા માટે આવી છે એ વાતની મને ખાતરી, વિશ્વાસ, કાં ન કરાવી દે, ભલા ?

આલિયા : હું કોણ છુ એ તો આપને ખુદને થોડા જ દિવસોમાં જણાઈ આવશે—અત્યારે તો આપને કાસિમ બજારની કોઠીના કંઈક સમાચાર આપવા, અહીં આવી છુ

સિરાજ : શા સમાચાર ?

આલિયા કાસિમ બજારમાં કાલ એક ભારે જબરી મહેફિલ ગોઠવાઈ છે—ત્યારે ધામધૂમ મચવાની

સિરાજ ધામધૂમ મચવાની ! !

આલિયા . જી, હા નાચ-ગાણાં, રંગરાગની મોજ જામશે ત્યાં તો (જરા અટકીને) મીર જાફર, તેમાં ભાગ લેવા પધારવાના છે

સિરાજ : સિપહસાલાર મીરજાફર બડા રંગીલા, ઉદારદિલ શખ્સ છે, આવી મોજમજાહો માંથી એ કાંઈ બાદ રહે ! એઓ ન જાય તો તો જલસો જામે જ નહિ ને ?

આલિયા : પણ નામવર, રાજા રાજવલ્લભ, જગત શેઠ, રાય દુર્લભ એ બધાય જલસામાં ભાગ લેવાના છે શુ એમના વિનાય જલસો નહિ જામતો હોય !

સિરાજ . જામે—પણ આ મહેફિલમાં તો એમાંના કોઈ ગેરહાજર નહિ રહે .. પણ આલિયા, તું જે મને સમાચાર આપી રહી છે તે તો હું પહેલાથી જ જાણતો હતો

આલિયા : જી નામવર.

સિરાજ : આલિયા, એક વાત પૂછુ !

આલિયા : ખુશીથી પૂછો, જહાંપનાહ.

સિરાજ : આટલી ઘડી વે અહીં રહી તે પરથી તુ શુ મને પિછાની નથી શકી ! તારા અંતરને પૂછ

આલિયા : કેમ, જહાંપનાહ !

સિરાજ : શુ તુ પણ એમ સમજી રહી છે કે બંગાળના નવાબનો સઘળો સમય એશ આરામ ને શરાબખોરીમાં જ વીતે છે !

આલિયા . ના, જી.

સિરાજ . તો તે એમ કેમ ધાર્યું કે જે વાત તુ જાણે છે તેની બંગાળના નવાબને ખબર સુદ્ધાં નહિં હોય ?

આલિયા . નામવર, મે તો એમ માન્યું કે આપના દુશ્મનો પોતાની ચાલ, છૂપી રાખવા ભારે સાવચેતી રાખશે.

સિરાજ વાહ, ગમે તેટલી સાવચેતી રાખ્યે શુ કોઈ વાત છૂપી રાખી શકાય છે ! ગાફિલ કરીને પણ શુ તુ તારી જાતને છુપાવી શકી છે ?

આલિયા ત્યારે, શું જહાંપનાહ, આપ મને પિછાનો છો !

સિરાજ : (ધીમે, મક્કમ અવાજે) તો, તુ દુશ્મનની જાસૂસ છો એ વાતનો ઇન્કાર કરી શકીશ શુ ?

સિરાજ : (ગંભીર સ્વરે) જેઓએ તને અહીં ગોઠવી છે તેઓ માને છે કે એક ખૂબસૂરત નજનીનનું સૌંદર્ય જોઇ સિરાજ પીગળી, પાણી પાણી થઇ જશે.. (વિચારમાં ને વિચારમાં આંટા મારે છે). દુશ્મનોની શી શી બાબતો હું જાણું છું એ બાતની મેળવવા તું આવી છે ને, આલિયા ?...પણ તારા સૌંદર્યમાં હું લપટાયો નહિ, પણ તારું હાસ્ય બહુ મીઠું લાગે છે–માટે તને કેદ રાખવી પડશે. આજથી તને જનાનખાનામાં કેદ રાખવામાં આવશે, સમજી ? મારી વાતોનો ભેદ જાણી હવે અહીંથી બહાર નહિ નીકળી શકાય તારાથી.

આલિયા : (હિંમત એકઠી કરીને) નામવર, આપની ગંભીર ગલતી થાય છે. કોણ કહે છે કે હું દુશ્મનની જાસૂસ છું ?

સિરાજ : (હસીને) અચ્છા, તો...દુશ્મન નહિ પણ દોસ્ત તરીકે આજથી મારા મહેલમાં તું મારી મહેમાન તરીકે રહીશ

આલિયા : એટલેથી વાત પતી જતી નથી, નામવર. જિંદગીમાં મારે હજી અનેક કામો કરવાનાં બાકી છે.

સિરાજ : સાંભળી લે–આજથી તારાં એ બધાં કામોની જુમ્મેદારી બંગાળના નવાબને શિરે રહે છે. ઠીક !

આલિયા : (લાગણીપૂર્વક, ઉતાવળે) મારા પર એવી જબરદસ્તી ન કરો, જહાંપનાહ: સેંકડો તકલીફ વેઠી, અરે લોહીનું પાણી કરી, જિંદગીમાં મેં જે સાચવી રાખ્યું છે તે મારું જીવનધન આપ ધૂળમાં, પગ નીચે ન કચરી નાખો.

[ આલિયા સિરાજને પગે પડે છે. ]

સિરાજ : ઊભી થા. મારા દુશ્મનો સમજે છે કે હું એશઆરામ, વિલાસ, દારૂમાં ડૂબ્યો છું, અને એમની કશી જ ખબર રાખતો નથી–તને અહીંથી બહાર જવા દઉં તો મારી વાકેફગારી, હોશિયારી, દુશ્મનોને જણાવી દે. તું જ કહે આલિયા, આવી દશામાં તને કેમ બહાર જવા દેવાય ?

આલિયા : નામવર, આપને ખાતરી નથી થતી કે હું આપના કોઇ દુશ્મનની જાસૂસ નથી ?

સિરાજ : એ માટે સ્પષ્ટ સાબિતી દેવી પડશે: નહિતર હું માનીશ કે તું મને છેતરવા આવી છે...ને એ છેતરપિંડીની સજા છે મોત......

[ આલિયા 'મોત' શબ્દ સાંભળી હસી પડે છે. ]

સિરાજ : ચૂપ રહે. આ હસવાનો વખત નથી. ઇન્સાફની બાબતમાં બંગાળનો નવાબ હાસ્ય કે મજાક સહન નહિ કરે.

આલિયા : આપ માગો છો એ સાબિતી જરૂર આપીશ. આલમપનાહ, આપના સિપાહસાલાર મને સારી રીતે પિછાને છે.

સિરાજ : મોહનલાલ ? શું મોહનલાલ તને પિછાને છે ?

આલિયા : જી હા !

સિરાજ : બહુ સારી વાત (બૂમ પાડી) અરે કોઇ છે કે ! (સંત્રી પ્રવેશ કરે છે. તેના તરફ જોઇને) મોહનલાલ. (સંત્રી ગયા પછી) મોહનલાલ કેટલાક દિવસોથી તને ઓળખે છે ? (આલિયાને નિરુત્તર જોઇ) હં, હ, મોહનલાલ શું બોલશે એ ચિન્તા થાય છે ! ! ! વળી પાછો દગાબાજી, છેતરપિંડીની કોશિશ !—યાદ રાખજે કે તારા સાચાપણાનો મજબૂત પુરાવો નહિ મળે તો મોહનલાલ પણ તને મોતમાંથી ઉગારી શકવાનો નથી.

[ મોહનલાલ પ્રવેશે છે ]

સિરાજ :, મોહનલાલ, આ બાળાને તું પિછાને છે!

[ આલિયા મસ્તક નમાવી દઇ ઊભી છે. મોહનલાલ આશ્ચર્યપૂર્ણ નયને તેના તરફ જોઇ રહે છે ]

સિરાજ: એને બરાબર નિહાળી જો ને પછી જવાબ દે; મોહનલાલ, તારા જવાબ પર એના જીવન-મરણનો આધાર છે.

[ સિરાજ પાછા ફરી આંટા મારે છે. સિરાજનું મુખ બીજી બાજુ ફરતાં જ આલિયા મોહનલાલને દષ્ટિથી કંઈક સંકેત કરી દે છે.]

મોહનલાલ : હું આને ઓળખતો નથી, જહાંપનાહ.

સિરાજ: અરે, બહાર કોઇ છે કે! (અંદર આવેલા સંત્રીને) સિપાઈ.

[ સંત્રી જાય છે.]

સિરાજ: આ છોકરીની હિમ્મત તો જો, મોહનલાલ. અર્ધી રાત્રે, પહેરગીરોની આંખ આંજીને એ મહેલમાં ઘુસી આવી! હવે મારી પાસેથી મારી વાતો જાણી લઇ, અહીંયી છટકી જવાની કોશિશ કરે છે એ! તું મારો વિશ્વાસપાત્ર સિપાહસાલાર છો; હવે મારા દિલમાં તારી ઉપર પણ શક આવે એવું એણે કર્યું. એ કહે છે કે તું એને સારી પેઠે ઓળખે છે!! હં.

[ બાર સિપાઈઓ પ્રવેશ કરે છે.]

સિરાજ: (ભયંકર અવાજે) લઇ જાઓ આને: આખી રાત એને કેદમાં પૂરી રાખજો કાલ સવારે કિલ્લા સમે એનું શિર ઉડાવી દઇ, એની લાશ દરવાજે ટાંગજો કમબખ્તને ...જાહેર કરી દેજો કે નવાબના હુકમથી જાસૂસને આ સજા થાય છે: જાઓ લઇ જાઓ એને!!

[ સિપાઈઓ એને પકડવા ધસે છે—મોહનલાલ એમને અટકાવે છે.

મોહનલાલ: હું આ છોકરીને ઓળખું છું, જહાંપનાહ, એ મારી બ્હેન છે.

સિરાજ : આવી ભટકતી છોકરી તારી બ્હેન! એ શું મોહનલાલ!

મોહનલાલ : જી, હા, જહાંપનાહ! મારી બ્હેન: કેટલાં વર્ષો પહેલાં એનું અપહરણ થયું—ત્યાર પછી...(અટકીને) ત્યાર પછી એ થોડા દિવસો અમારે ઘેર પાછી ન આવી શકી.... અને આવી ત્યારે કુટુંબ અને સમાજે એનો સ્વીકાર ન કર્યો! (નીચું જોઈ રહે છે.)

સિરાજ: તો પછી મેં પૂછ્યું ત્યારે તેં એમ કેમ જવાબ આપ્યો કે હું એને ઓળખતો નથી?

મોહનલાલ : શરમના માર્યો, જહાંપનાહ, અને...તે...(ચૂપ થઇ જાય છે.)

સિરાજ : (મોહનલાલ પાસે જઈ એને ખભે હાથ મૂકી) મોહનલાલ! હું જાણું છું કે આજ સુધી કદી તું મારી પાસે જૂઠું બોલ્યો નથી: સાચું જ કહે—તેં આ વાત શું કામ છુપાવી!

મોહનલાલ: જહાંપનાહ, આ છોકરી, મારી બ્હેન, ઈસ્ટ ઇન્ડીઆ કંપનીની જાસૂસ છે.

સિરાજ: (તેના અવાજમાં કરુણા ભરી છે) મોહનલાલ, તારી બ્હેન! ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની જાસૂસ! અને આ અર્ધી રાત્રે મારા મહેલમાં!! કપાળ નસીબ!

મોહનલાલ: જહાંપનાહ! એક વખત એ મને કહેતી હતી કે મારે નવાબ સિરાજુદ્દૌલાનું તખ્ત, તેનું ભવ્ય ઝવેરાત, ને આંખ આંજતા હીરામાણેક જોવા છે—કે જેની લાલચ-લોભમાં બંગાળાના સેંકડો મનુષ્યોમાં પશુતાનું ઝેર પ્રસરી ઊઠ્યું છે: કોણ જાણે કેમ કરીને

સિરાજ : બ્હેન ! તખ્ત ને ઝવેરાત જોયાં ને ! ધરાઈ ધરાઈને જોઈ લે !

આલિયા : મેં આજે તખ્તનું સૌથી કીમતી ઝવેરાત જોયું—શહેનશાહ સિરાજ—જેને દુનિયા વિલાસી, દારૂમસ્ત માને છે !—જે પરીઓના હાથની શરાબી પ્યાલીઓનો નશો ન લેતાં, રાત્રીઓ પ્યારા વતનની ચિંતાઓમાં વિતાવે છે.

હું આવી હતી સિરાજનું પાયતખ્ત જોવા: મેં અચાનક જોયા વતન-ન્હાલસોયા સિરાજને—

સિરાજ : ખુદ પાદશાહના મહેલમાં વગર પરવાને મધરાતે ઘૂસનાર દુશ્મનના જાસૂસને શી સજા ઘટે તે તારાથી અજાણ્યું નહિ જ હોય ! આલિયા ! પણ તું મોહનલાલની બ્હેન છો—એ મોહનલાલ કે જે મારી જિંદગીની પ્રત્યેક પળે જોખમમાં જીવ સાટે, મારી પડખે ઊભો છેઃ હું સમજું છું, આલિયા ! કે તારી નસોમાં એ લોહી વહે છે કે જે તું ભલે દુશ્મનોની જાસૂસ રહી છતાં, આપણા પ્યારા વતન બંગાળનો અણીને વખતે દ્રોહ નહીં કરવા દે.

અને મોહનલાલ ! કમાલ છે આ તમારી શરમ અને તમારો સમાજ ! તારી બ્હેન, તેની કશી જ કસૂર વગર માત્ર એક જાલિમના જુલમની શિકાર બની ગઈ: રસ્તા પર ભિખારણ બની ભટકી, અરે એને પેટભર રોટલાના ટુકડા માટે દેશના દુશ્મનોની નોકરી કરવી પડે અને તમે એને આશરો આપતાં અચકાઓ ! પોતાની બ્હેન જેવી બ્હેનનો ખુલ્લો સ્વીકાર કરતાં શરમ આવે ! તમે આખા રાજ્યમાં વહીવટ ને ઈન્સાફ કરી શકો છો પણ તમારા ઘરમાં—તમારા સમાજમાં ઈન્સાફ નથી, વ્યવસ્થા નથી ! બલિહારી છે, મોહનલાલ, તમારા સમાજ ને તમારી શરમની ય !!

આલિયા ! સારાયે મુલક પર મુસીબતનાં વાદળ છવાયાં છે; ઠેર ઠેર બળવાની, વિદ્રોહની વીજ ચમકી રહી છે; આ મારી—આપણી—માભોમ લાચાર, કમજોર, બેહોશ પડી છે, બિચારી ! તું એ માતાના હાથોમાં ગુલામીની જંજીર પહેરાવીને આનંદ પ્રાપ્ત કરી શકતી હો તો—હું તો તને મુક્ત કરું છું—ને તું ખુશીથી તેમ કરજે, બ્હેન. ચાલ બ્હેન, હું ખુદ તને મોહનલાલના ઘર સુધી પહોંચાડવા આવું.

[ આલિયાની આંખોમાંથી અશ્રુધારા વહી રહી છે. ]

( પડદો )

[ 'સારતા'માંથી ચંદ્રકિશોર જૈનના હિંદી નાટક પરથી અનુવાદિત



પહેલો નોકરઃ ઓહો ! આ રેશમી રૂમાલ ઘણો જ સુંદર છે. શેઠના ખીસામાંથી તફડાવી લીધો લાગે છે !
બીજો નોકરઃ એમ ચોરી કરું એવો હું નથી. આ તો હું આજે જ બજારમાંથી ખરીદી લાવ્યો છું.
પહેલો નોકરઃ એમ ? પૈસા ક્યાંથી કાઢ્યા ?
બીજો નોકરઃ શેઠના ખીસામાંથી.

*

ફેશનેબલ હોટલનો નોકર ( અર્ધો કલાકથી 'વીઝીટર લીસ્ટ'ના રજીસ્ટરને હાથમાં લઈ ઊભેલ વીઝીટરને ) સાહેબ, સહી કરતાં કેટલી વાર ? આ બીજા વીઝીટરો ખોટી થાય છે.

વીઝીટર—(ડાફોળિયાં) હજુ તો અર્ધું રજીસ્ટર વાંચ્યું છે, આખું રજીસ્ટર વાંચ્યા વિના સહી કરી દઉં એવો મૂરખ હું નથી. જ. મ.

# વિશ્વાસઘાત

ચંગ ઠક્કર

સ્થળ : ગામડા ગામના સરકારી ઉતારા પરની મેડી
સમય : સવારના નવની આસપાસ
પાત્રો : દરગોવિન્દ, મથુરદાસ, કાજુ અને એક ઢોલી.

[પડદો ઊપડે છે ત્યારે દરગોવનદાસ સાહેબ ટેબલ પાસે ઊભા ઊભા પાન બનાવતા હોય છે અને મથુરદાસ તેને સોપારી કાતરી આપતા હોય છે. સામાન્ય સરકારી રીતના ઉતારા હોય છે તેવો સોહવાળો ઓરડો છે.]

મથુર : તો પછી ભાઈ આપ મારે ત્યાં જ જમશો ને!

દરગોવન : પણ......

મથુર : હવે પણ ને બણ..., મારું ઘર અહીં હોય અને તમે બીજાના ઘરે જમો તેમાં મારું ખરાબ દેખાય......, આપણું સગપણ એટલું તો પાસે પાસે છે; કે તમારે તો મને હુકમ જ કરવો જોઈએ કે, 'મથુર, હું તારે ત્યાં જમીશ.' સમજ્યાને મોટાભાઈ! ભલે ગામની નજરે તમે સરકારી ન્યાયાધીશ રહ્યા પણ અમારે તો દરગોવનભાઈ જ છો.

દરગોવન : ચાલે તો તમારે ત્યાં જમીશ. પણ શું રાંધ્યું છે?

મથુર : એક તો જાણે ભીંડાનું શાક.

દરગોવન : વળી પાછું એનું એ, ગઈકાલે વેલચંદ શેઠને ત્યાં પણ એ જ હતું, પરમ દહાડે ગોવિંદ પટેલને ત્યાં એ જ શાક હતું, તે આ ગામમાં ભીંડા સિવાય કશું થતું જ નથી!

મથુર : ગામમાં તો કોણ જાણે પણ મારા ઘરમાં બીજું કાંઈ નથી.

દરગોવન : ભલે ત્યારે જેવાં નસીબ! (બેસે છે, રમવાના પાસા કાઢે છે.)

મથુર : તમારો પાસાનો શોખ હજી ગયો નહિ?

દરગોવન : કેમ તેં રમવાનું છોડી દીધું!

મથુર . મેં તો વર્ષોથી પાસાને અડકવાનું પણ છોડી દીધું છે.

[બહારથી ઢોલીનો અવાજ સંભળાય છે.]

ઢોલી : પાંચસો રૂપિયાનું ઇનામ.........સાહેબ સાંભળજો......જમાદાર મહમદ મિયાનું ખૂન કરનારને જે કોઈ પકડી આપશે અગર પકડવામાં મદદ કરશે તેને નામદાર-સરકાર તરફથી પાંચસો રૂપિયાનું ઇનામ આપવામાં આવશે. સાંભળજો......(ઢોલ વગાડે છે.)

દરગોવન : પાંચસો રૂપિયા?......પાંચ......સો.

મથુર : કેમ થાય છે ને કે પૈસા મળે તો સારું!

દરગોવન : તે તને એવું નથી થતું?

મથુર : તમારા જેટલું તો નહિ.

દરગોવન : પૈસા મળવાના નથી ત્યાં વાત ક્યાં રહી!

[ફરીથી ઢોલીનો અવાજ સંભળાય છે અને થોડી વારે ઢોલી અંદર આવે છે.]

ઢોલી . મથુરભાઇ! પાંચસો રૂપિયાનું ઇનામ-ઓલ્યા હરામખોર જમાદારને મારી નાખનાર બહાદુર જવાનને પકડવાના પાંચસો રૂપિયા .....સમજ્યા!......અમારા પોલીસ પટેલે સાદ પડાવ્યો છે.

દરગોવન : (ઊભો થઈને) એ સાદ શેરીઓમાં પાડવાનો છે, અહીં નહિ

ઢોલી : (ગભરાઈને) જી સરકાર, એ તો હું મથુરભાઇને આ ભીંડા મૂકી આવ્યો છું તે કહેવા આવ્યો'તો.

હરગોવન : કોણે ભીડા મોકલ્યા હતા !

ઢોલી : જીવા પટેલે...તેણે કીધું કે મથુરભાઈને વાં હોમાવ.

હરગોવન : તે જીવાને અહીં આવતાં શું થતું હતું !

ઢોલી : આપ સરખા અમલદાર સાબ અહીંયાં હો તો એ બીચારો અહીં આવતાં બીએ જ ને !

હરગોવન : હં.........( પાછળ બારી પાસે જતાં ) સાલું આખું ગામ નાલાયક છે.

ઢોલી : તે હશે, સાબ ! ગામડું તો આફરિયો પ્રવાહ કે'વાય—ખાડામાં પડેલું ઘેટું બીજાને ખાડામાં પાડે,—ને જેલમાં ગયેલો બીજાને જેલમાં મોકલે—સાબ ! આ તો ગામડું કે'વાય. (જવા માટે ફરે છે.)

હરગોવન : એય ઊભો રહે.

ઢોલી : જી, સરકાર ! મારું કામ પૂરું થયું ને સાબ, મારે હજી સાદ પાડવાનો બાકી છે. ( ત્રણચાર ડગલાં જાય છે. )

હરગોવન : એલા સાંભળતો નથી ? કહું છું કે પાછો આવ.

ઢોલી : ( પાછો ફરીને ) સાબ આ તો ગામડું......અહીં તો બોલીએ કાંઈ ને થાય કાંઈ...એ હા હમણાં જ પાછો આવ્યો સમજો ને ! ( જાય છે. )

હરગોવન : ( મથુરને ) તેણે કહ્યું તેનો અર્થ શો !

મથુર : કંઈ જ નહિ. એ લોકોને તો એવી કહેવતો બોલવાની ટેવ હોય છે.

હરગોવન : (કશું બોલ્યા વગર એકમે આંટા મારે છે ) મને લાગે છે કે આ મહાલના ફોજદારમાં કાંઈ જ દમ નથી; નહિ તો સરકારી પોલિસનું ખૂન થાય અને ગામમાંથી કોઈ બાતમી પણ ન આપે એવું તે બને ! પાંચસો તો શું પણ પાંચહજાર આપીએ તો ય નહિ થાય.

મથુર : સાવ સાચી વાત છે, મોટાભાઈ ! આ ગામના લોક એવા તો સંપેલા છે કે કોઈ કાંઈ જ નહિ બોલે—એક હરફ પણ નહિ. ભાઈ ભાઈની વચ્ચે ચાડી ખાવી કે તેની બાતમી આપવી તેને એ લોકો પાપ માને છે.

હરગોવન : મતલબ તને કે મને એ પાંચસો રૂપિયા ઇનામ નહિ મળે. ( મથુર કશો જ જવાબ નથી આપતો તેની સહજ નજીક જઈ ટેબલ પર પાસા ફેંકીને ) કહે ન કહે પણ મથુર ! હું સારી પેઠે સમજું છું કે તને...તને...પૈસાની જરૂર છે.

મથુર : ( ચમકીને ) હેં...ના...ના...એમ તો હું ય પૈસા કમાઉં છું ને !

હરગોવન : ( જોરથી હસીને ) એ બધું હું જાણું છું. પણ મથુર ! માણસે પુરુષાર્થ કરવો જોઈએ સમજ્યો ને ! હાથમાં આવેલી તક ન ગુમાવવી ( પાસા એકઠા કરીને ) ધારો કે ન કરે નારાયણ ને તું માંદો પડ્યો તો પૈસાની તો જરૂર પડે ને ! હેં !

મથુર : હા ખરું છે. આ ગયે ચોમાસે ઘરની પછીત પડી ગઈ હતી તે કરાવતાં વીસ રૂપિયાનું ખર્ચ થયું હતું.

હરગોવન : ( વધુ ચીપીને પાસા ફેંકતાં ) માટે જ કહું છું.

મથુર : શું કહો છો મોટાભાઈ !

હરગોવન : કે તને કે મને એ ઇનામ મળે તો કેવું ! (ટેબલ પરના પાસા હાથમાં લઈને ) જો કે હું ધારતો નથી કે એ મળે.

મથુર : એક યુક્તિ મારા ધ્યાનમાં છે.

હરગોવન : ( હસી બારનેથી પાસા ટેબલ પર પડતા દેતાં ) શું !

મધુર : (આસપાસ જોઈ સહેજ ધીમેથી) નીચે જે ટોળું ભેગું થયું છે તેમાંથી એકાદ જણ અહીં આવે અને (પાછળની બારી બતાવતાં) પેલી બારી પાસે ઊભો રહી તમારી સાથે વાત કરે તો નીચેના લોકોને લાગશે કે તેણે તમને બાતમી આપી છે.

હરગોવન : પણ બારી પાસે ઊભા રહેનારને નીચેવાળા જોઈ શકે છે ખરા!

મધુર : હા, હા, ગઈકાલે તમે બહાર ગયા હતા ને ઉતારો સાફ કરવા ફરાસ આવ્યો'તો. નીચેના ટોળાએ તેને જોયો, અને જેવો સાફ કરીને નીચે ગયો કે ગામના માણસોએ પકડયો અને પછી તો પેલા બીચારાએ કહ્યું કે તમે તો હતાય નહિ, અને કેટલાય સમ ખાધા ત્યારે તો જવા દીધો.

હરગોવન : પણ મને તારી યુક્તિ સમજાતી નથી.

મધુર : એ સાહેબ! કોઈ એક માણસ નીચેથી ઉપર આવે તો કામ તરત થઈ જાય. કારણ એ માણસને તમારી સાથે વાત કરતો જોઈને નીચેના ટોળાને શંકા થશે, કે તેણે તમને ખૂનીનું નામ આપી દીધું; અને એ માણસ ત્યારે જાણશે કે ટોળું તેને મારી નાખવાનું છે; ત્યારે આપની પાસે રક્ષણ માગશે.

હરગોવન : (ચપટી વગાડીને) હવે સમજાયું. અને એ રક્ષણ માગે ત્યારે કહેવું કે બદલામાં ખૂનીનું નામ દે, કેમ એમ જ ને!

મધુર : હા.

હરગોવન : આબાદ યુક્તિ છે.

મધુર : ત્યારે નહિ! આ તો હું ગામડામાં પડયો છું એટલે, નહિ તો શું નું શું થાય હોત!

હરગોવન : હું તારા માટે ઉપર ભલામણ કરીશ.

મધુર : ઈનામ મળે તેમાંથી મારો અડધોઅડધ ભાગ, હો!

હરગોવન : ના, પચાસ રૂપિયા આપીશ....

મધુર : પચાસે શું થાય!

હરગોવન : (ખિજાઈને) ત્યારે?

મધુર : (ગભરાઈને) પણ.....પણ મૂળ યોજના તો મારી ને!

હરગોવન : હું એ સમજું છું. પણ મારા વિના તારાથી તો એ કામ પાર પડે તેમ નથી, આમાં તો સરકારી અમલદાર જ જોઈએ–મારી જેવો–બોલ શું લઈશ!

મધુર : મેં તો એકવાર કહી દીધું.

હરગોવન : હં... (એક આંટો મારે છે) તો પછી આપણે એમ કરીએ–પાસા ફેંકીએ ને તારા વધુ પડે તો તારો અડધોઅડધ ભાગ, નહિ તો હું કહું છું તેમ.

મધુર : હું પાસાને અડતો જ નથી; મારે તમારા જેવી લત નથી.

હરગોવન : તે નહિ હોય...પણ મધુર, તને એક વાતની તો ખબર છે ને કે જે માણસ જિંદગીને જુગાર માનતો હોય તે જ તેમાં જીતે છે; હું તો બધું જુગારમાં મૂકીને આટલા દરજ્જે પહોંચ્યો છું અને હજી કોઈ વાર હાર્યો નથી.

મધુર : પણ અહીંયાં તો, 'હું હાર્યો છું'' એટલું કહેવા જેટલો તમને વખત પણ નહીં રહે.

હરગોવન : શું બોલ્યો!

મધુર : જી એ તો હું એમ કહેતો હતો કે મને કદાચ તમે જીતી જશો પણ...

હરગોવન : પણ શું! બોલી નાખ ને!

મથુર : મને યાદ આવ્યું-પેલો વાઘજી આવ્યો હતો.

હરગોવન : એમ કે (હસીને મથુર સામે જોઈને) ગઈકાલે મારી સાથે રમવા આવ્યો તે તેની કટાર હારી ગયો.

મથુર : કટાર ?

હરગોવન : હા, જો આ રહી (બતાવે છે.) તેના બાપદાદાના વખતની છે હો, આનો તેને બહુ ગર્વ હતો. અસલ જમાલપુરની બનાવટ છે.

મથુર : તમે હારી ગયા હોત તો તમે શું આપત ?

હરગોવન : હું કોઈ દિવસ હારતો જ નથી, જોકે આ કટાર સામે મેં મારી ઘોડી મૂકી હતી. (હાથમાં પાસા રમાડતાં) ચાલ આપણે પાસા ફેંકીને નક્કી કરી લઈએ.

[પહેલા મથુર પાસા ફેંકે છે. પછી હરગોવન ફેંકે છે અને જીતે છે.]

હરગોવન : બસ, હવે તો મારા કહેવા મુજબ થશે ને !

મથુર : હવે તો એમ જ ને ! પણ તોય મને કેટલા આપશો ?

હરગોવન : કહ્યું નહિ-પચાસ આપીશ.

મથુર : એ તો બહુ ઓછા થાય.

હરગોવન : તારી મહેનત જેટલા તો છે, સમજને કે તારા ઉદાર વિચારના જ પચાસ.

મથુર : ...... બહુ સારું...... વિચારના પચાસ ......કબૂલ...બીજાના કેટલા !

હરગોવન : બીજા શાના ?

મથુર : (ખંધાઈથી હસીને) કેમ સાહેબ ! આ વાત પાછી બહાર ન પડી જાય......

હરગોવન : એટલે તું શું કહેવા માગે છે !

મથુર : આપ તો પાછા આપને ગામ ચાલ્યા જશો અને આવા કામ બદલ આપને જશ મળશે પણ મારે તો સાહેબ ! અહીં રહેવાનું; આવા માણસોની વચ્ચે. અને બદનામ થઈશ તે જુદો.

હરગોવન : તું અમારા મા. નામદાર-સરકારને તું વફાદાર રહ્યો છો માટે તને કશું કોઈ કરશે જ નહિ.

મથુર : બરાબર છે; પણ સાહેબ ! ગામના માણસો સહજ અક્કલ વિનાના છે; એ લોકોને ખબર પડશે કે હું માત્ર સરકારને જ વફાદાર રહ્યો છું તો મારું આવી બનશે.

હરગોવન : ઠીક ઠીક હવે પચીસ રૂપીઆ વધુ લેજે સમજ્યો !

મથુર : બરાબર સમજ્યો, મગજ ચલાવવના પચાસ, અને મગજ ચાલતું બંધ થાય તેના પચીસ-બરાબર છે.

[બારણા પર અવાજ આવે છે.]

હરગોવન : કોણ હશે !

મથુર : (આંખ મીચકારીને) આપનું નસીબ......

હરગોવન : બારણું ખોલ તો......

[મથુર બારણું ખોલે છે, એક માણસ અંદર આવે છે]

હરગોવન : કેમ ! કોણ છો તું !

માણસ : મારું નામ કાળુ.

હરગોવન : શો ધંધો કરે છો !

કાળુ : લાકડાં ફાડવાનો.

હરગોવન : ત્યારે તો હડિયારી છો એમ ને ?...શું કામ છે...?
કાળુ : જી સાબ .....બે દી પહેલાં આપ આપને ઉતારે લાકડાં ફાડી ગયો'તો.
હરગોવન : હા......તે તેનુ શુ છે ?
કાળુ : ના ..પણ...આ તો સાબને યાદ આપુ છું, તે દી આપે મજૂરીના પૈસા આપવા
માંડ્યા પણ મેં નોતા લીધા...
હરગોવન : એમ !
કાળુ : હા સાબ...આપે કીધુ'તુ કે કોઈ અરજ કરવી હોય તો આવજે......
હરગોવન : તે શી અરજ છે ?
કાળુ : સાબ આપ તો ઘણા દયાળુ છો......
હરગોવન : ( મથુરને ) મે નોતુ કહ્યું કે હું કદી હાર્યો જ નથી.
મથુર : કેમ ?
હરગોવન : તેણે શું કહ્યું તે ન સાંભળ્યુ ?
મથુર : અમેને એ ગમે તે કહે .....હું આ ગામની રગ જાણું છું ને...મૂળ વાતના દાણીઆ...
હરગોવન : મને નસીબ હમેશા યારી આપતું આવ્યું છે.
મથુર : ઠીક...તો હું જમવાની તૈયારી કરાવુ છુ......
હરગોવન : અને નીચેનુ કામ ન ભૂલતો......( જાય છે. ) બોલ તારે શું કહેવાનું છે ?
કાળુ : સાબ, હું તો મારાભાઈ માટે આવ્યો છુ.
હરગોવન : તારા ભાઈને શુ છે ?
કાળુ : ઈ જેલમાં છે...આપ રહેમ નહિ કરો તો એને મારી નાખશે !
હરગોવન : કેમ તેણે શો ગુનો કર્યો છે ?
કાળુ : સાબ, ઈ પહેલાં લશ્કરમાં ભરતી થ્યો'તો...પણ પછી ન્યાં નો ઓસર્યું તે ભાગી આવ્યો......બસ એટલો ગુનો.
હરગોવન : હં......
કાળુ : તે હવે બધાં કે'છ કે એને ગોળીએ દેવાના છે.
હરગોવન : તને ખબર છે ! સરકારી લશ્કરમાંથી ભાગી જવુ એ કાંઈ નાનોસૂનો ગુનો નથી.
કાળુ : ઈ તો સાબ આપને જેમ યોગ્ય લાગે તેમ.
હરગોવન : એટલે એ તો રાજદ્રોહ કર્યો ગણાય, અને એવાને હું કેમ મદદ કરું ?
કાળુ : આપ તો દયાના અવતાર છો......એક કાગળી ચબરખી જેલના ઉપરીને લખી આપો તોય એને છોડી દેશે
હરગોવન : અરે એમ કાંઈ છૂટેખરો નહિ .....તેના માટે જામીન આપવો જોઈએ.
કાળુ : શું સાબ ?
હરગોવન : તેનો કોઈ જામીન થાય તેમ છે ?
કાળુ : ઘણાય છે......, હું સાબ પહેલાં પણાયનો જામીન થયો'તો..., તે અટાણે ઈ બધા ય મારા ભાઈના જામીન નહિ થાય !
હરગોવન : ( બારી પાસે જઈને ) હં...... આ નીચેના ટોળામાંથી કોઈ જામીન થાય તેમ છે ?
કાળુ : ( બારી પાસે જાય છે ) હા સાબ. ઈ બેઠા બેઠા બધા ય માણસો મને ને મારા ભાઈને બહુ સારી રીતે ઓળખે છે.

હરગોવન : તો તેમાંથી જે જામીન થાય તેવાં હોય તેનાં નામ લખાવ.

કાળુ : નામ લખાવું એમ ને!

હરગોવન : હા......એ નામો લખ્યા પછી હું જેલના ઉપરીને ચિઠ્ઠી લખી મોકલીશ...... સમજ્યો ને!

કાળુ : (બતાવતાં) જુઓને સાબ......એક તો આ રૂડો રબારી......સો બકરાં સાચવે છે......ને......આ...બીજો નથુ ભરવાડ ને......પછી...ઓલ્યો......જાડો...કાસમ ખાટકી......ખાટકી છે પણ કોઈ દી ગાને હાથ ન અડાડે હો સાબ. ને....ઓલ્યો... લલ્લુ વાળંદ. (હરગોવન લખે છે તેને) તે સાબ આમાં મને કંઈ નહિ થાય ને?

હરગોવન : ના રે ના......તને કંઈ નહિ થાય.

કાળુ : જુઓ સાબ; પણે ઓલ્યા માણસો કાંક અંદરોઅંદર વાત કરે છ; મારા ભાઈને તમે બચાવશો એની વાતો કરતા હશે?

હરગોવન : હં.... પણ આ બધા તારા ભાઈના જામીન થવાની તો હા પાડશે ને!

કાળુ : હા હં.. સાબ; હા શું કામ નો પાડે! ખુશીથી થશે.

હરગોવન : (બારી બહાર જોઈ હાથમાં પાસા ઉછાળતાં) કોણ જાણે...મને તો એમ નથી દેખાતું...એ તે તારી સામું કેવી રીતે જોઈ રહ્યા છે!

કાળુ : મારી જેવો ગરીબ માણસ પોતાના ભાઈ માટે અરજ કરે એટલે આપને આશીર્વાદ દેતા લાગે છે.

હરગોવન : આશીર્વાદ શું આપે......ગાળો દેતા લાગે છે......ને પેલાએ પથરો હાથમાં લીધો......ધ્યાન રાખ.

[બારીમાંથી પથ્થર આવે છે.]

કાળુ : સાબ કાંક થયું લાગે છે......નહિ તો આમ ન હોય...આપ જરા જાગજો.

હરગોવન : મારી કરતાં તું જાળવજે......

કાળુ : હું!......સાબ મને શું છે?

હરગોવન : એ તો મને ખબર નથી......પણ લાગે છે કે હવે તું બહાર જઈશ તો સલામત નથી.

કાળુ : પણ ઈ કેમ બને?...મેં ક્યાં કાંઈ વાંક કર્યો છે? મેં ગામનું શું બગાડ્યું છે?

હરગોવન : તેં શું નથી બગાડ્યું?

કાળુ : શું મારાથી ગામનું કાંઈ ભૂંડું થયું છે? કહોને સાબ.

હરગોવન : અક્કલના બારદાન...જ્યારથી બધાએ જોયું કે તું અહીં છો; મારી સાથે વાતો કરે છે; તું બોલે છે અને હું લખું છું...હવે સમજ્યો?

કાળુ : ના સાબ......બોલો ને?

હરગોવન : મેં જે નામો લખ્યાં, એ નામોની તેં બાતમી આપી, જમાદારના ખૂનની...

કાળુ : હેં!

[મયુર પ્રવેશે છે.]

મયુર : હરગોવનભાઈ!......સાહેબ!......

હરગોવન : તું કેમ આવ્યો છે!

મયુર : આપને આવું પગલું ભરતા અટકાવવા.

હરગોવન : પચાસ અને પચીસનો આંકડો યાદ છે ને?

મથુર : જી...પણ બધી વાતને હદ હોય છે...નિર્દયતાને......હ્રદયહીનતાને......નીચતાને

હરગોવન : એ ઉપદેશ આપવો રહેવા દે.....હું પત્થર જેટલો કઠણ છું.

મથુર : આપ એ ન ભૂલતા કે છીણીના એક જ ફટકાથી ગમે તેવો પત્થર ભાંગીને કકરૂપો થઈ જાય છે.

હરગોવન : (પાસે જઈને) તારે શું જોઈએ છે એ કહે ને !...પાંચપચીશ વધારે આપીશ.

મથુર : બસ કરો...માણસાઈનો સીમાડો તમે ઓળંગી ગયા છો.

હરગોવન : તું શું કહે છે !

મથુર : એટલું જ કે તેલી કટારની સામે જુગારમાં મૂકેલી પીઠી તમારી નહોતી...તમે એક અભણ કોળીને બનાવી કેવી રીતે જીતી લીધી છે તે હું જાણું છું.

હરગોવન : બસ...હું મારા અમલદાર તરીકેના અધિકારનો ઉપયોગ કરું તે પહેલાં તું ચાલ્યો જા.

મથુર : ભલે હું ચાલ્યો જઈશ. ....એક અભણ માણસ તમારી નીચતાનો વધુ ભોગ બનશે ...પણ યાદ રાખજો કે ઉંહી ક્ષણ તો સૌની એક સરખી જ હોય છે...શું ભણેલાની કે શું અભણની. (જાય છે.)

કાળુ : એ મથુરભાઈ શું બોલી ગયા ! ભોગ બનીશ ! જુઓ સાજ ઓલ્યા મારી સામે કતરાય છે...અરે સાબ તમારે પગે પડું મને બચાવો...મને આ ટોળાના વેરમાંથી બચાવી લ્યો... ટોળાનું વેર ભૂંડું છે.

હરગોવન : તું ગભરા મા...હું તને બચાવીશ.

કાળુ : સાચોસાચ મને બચાવશો...

હરગોવન : હા...હમણાં જ હું ગામના પોલિસ પટેલને તારું રક્ષણ કરવાનો બંદોબસ્ત કરે તેમ કહેવરાવું છું

કાળુ : અને મારાં બાયડી છોકરાંનું શું સાબ !

હરગોવન : એ બધાનો બંદોબસ્ત થઈ જશે...તારા ભાઈને પણ હું છોડાવીશ અને તમને બંનેને બીજે ગામ સરકારી નોકરીમાં રખાવી દઈશ.

કાળુ : તમારો પાડ બાપજી...ગરીબની કાળજીની આંતરડી તમે ઠારી છે...અને જો કે...

હરગોવન : શું કહ્યું !

કાળુ : સાબ મારા મનમાં એક વસવસો રહી જાશે...

હરગોવન : શો !

કાળુ : હું તો અહીંથી બીજે જઈશ, પણ ગામવાળાને એમ થશે કે મેં વિશ્વાસઘાત કર્યો છે મારું નામ વગોવાશે !

હરગોવન : (ચમકીને) હ...પણ એમાં બીજો ઉપાય નથી...તારા નામને બટ્ટો તો લાગશે જ.

કાળુ : મારા નામને બટ્ટો ! મેં ગામની કેટલી ઊંડવેઠ કરી છે ! કેટલી ચાકરી કરી છે ! અને તોય હું બદનામ !

હરગોવન : જરૂર...બદનામ જ ..ગામના લોકો તને વિશ્વાસઘાતી જ ગણવાના...તું બદનામ થઈ ચૂક્યો છો...(પાસા ફેંકે છે.) ગુનો કર્યા વગર ગુનેગાર ગણાવું તેના કરતાં ગુનો કરીને જ ગુનેગાર શા માટે ન ગણાવું !

કાળુ : હું કાંઈ ન સમાજ્યો...

હરગોવન : જો હું સમજાવું...તેં તો મને કશી બાતમી આપી જ નથી; છતાં આખના લોકો તો એમ જ માનશે કે તેં વિશ્વાસઘાત કરી બાતમી આપી દીધી, એટલે મારું કહેવું એમ છે કે આના કરતાં તું મને બાતમી આપ તો શું ખોટું છે! લોકો તો ગમે તેમ બોલવાના જ...એટલે તું ન તો લોકોનો રહીશ કે ન તો અમારો રહીશ; અને તું ગમે તેટલું સાચું બોલીશ તો પણ લોકો તો તારું માનવાના જ નથી...અને અમે તારું કહેવું માનશું...એટલે થઈ જા હુશીઆર...અને બોલી દે જમાદાર મહમદમિયાંનો ખૂની કોણ!

કાળુ : પણ મેં કશું કહ્યું નથી...હું એક અક્ષરે ય બોલ્યો નથી.

હરગોવન : બોલ્યો હો, કે ન હો...લોકો તો માને છે તેં બધું કહી દીધું છે. માટે કહી દે જોઈએ...બોલ કોણ હતું એ!

કાળુ : સાબ...મારી જીભ નહિ ઉપડે...એ નામ લેવાની મારી હિંમત જ ચાલતી નથી.

હરગોવન : લોકો તે ન નહિ માને...લોકો તો બાતમી આપવા માટે તને જ જુમ્મેદાર ગણશે! અને લાગ મળ્યે તને મારી પણ નાખશે; એટલા માટે તો હું તને પોલીસના બંદોબસ્ત નીચે રાખવાનો છું. પછી તને અને તારા ભાઈને કોઈ પણ બીજા સરકારી ગામમાં મોકલી આપશું...ત્યાં તને ઓળખશે પણ નહિ...તે શું કર્યું છે અને શું નહિ તે પણ કોઈ જાણવાનું નહિ...સમજ્યું! અને આથી વધુ તારે જોઈએ પણ શું! હું તને બચાવવા માટે આટલું બધું યે કરીશ; અને બદલામાં તારે મને એક નામ જ આપવાનું... માત્ર નામ.

કાળુ : બાપજી...એવું કરવાનું તો મારા હાથમાં જ નથી.

હરગોવન : તો જા પેલા ટોળા પાસે......

કાળુ : એ બધા મને જીવતો બાળી મૂકશે......મને બચાવો.

હરગોવન : હું બચાવું! ને તારે બદલામાં કાંઈ ન કરવું કેમ!

કાળુ : જોઈએ તો મારી ખાળના જોડા સીવડાવી આપું......

હરગોવન : બીજું કાંઈ નહિ...ફક્ત જમાદારના ખૂનીનું નામ.

કાળુ : ઈ નામ આ મોઢેથી નહિ નીકળે.

હરગોવન : બોલે છે કે નહિ...કહી દે...નહિ તો ધક્કો મારી ફેંકી દઉં છું પેલા ટોળા પાસે ...એ લોકો તને જીવતો નહિ મૂકે...

કાળુ : ના...ના આપ મને બીજું ગમે તે કામ સોંપો...પણ આ તો મારાથી નહિ જ બને; મને એમ હતું કે આપને મારી અને મારા ભાઈની ગરીબી પર દયા આવી છે...માટે આ બધી તકલીફ લ્યો છો...પણ આપનામાં દયા ક્યાંથી હોય...સજા...જેલ...ફાંસી ...એ સિવાય તમારાથી શું બને! નસીબનો ભૂલ્યો હું અહીં આવ્યો...મથુરભાઈનું કહેવું હું અત્યારે સમજી શકું છું...પણ હું મોડો પડ્યો છું...તમારા કાવતરાનો ભોગ બની ચૂક્યો છું...હવે તો હવે તો સાપે છછુંદર ગળ્યા જેવી દશા થઈ છે.

હરગોવન : બરાબર એવી જ...જો ગળી જાય તો મરી જાય અને મૂકી દે તો આંધળો થાય ...એટલે તારા માટે બીજો રસ્તો નથી...અને મારા સિવાય તને કોઈ બચાવે એમ નથી...તું તારી જાતે પણ બચી શકે તેમ નથી...

[ બહારથી ઘોડાની બૂમો સંભળાય છે
હરગોવન બારી બહાર જોતો હોય છે. ]

કાળુ : ( ખોંખારો ખાઈને ) મારી પાસે આપે શું માગ્યું !

હરગોવન : ( ટેબલ પાસે આવી ) પોલિસ જમાદાર મહમદમિયાંના ખૂનીનું નામ...

કાળુ : કહેતાં મારી જીભ તો નહિ ચાલે...માટે હાથમાં લખી આપું !

હરગોવન : તું ભણેલો હો તો તેમ કર...

કાળુ : નામ લખવા જેટલું તો આવડે છે...આપની પાસે સિસાપેન હોય તો આપજો... ( હરગોવન પેન આપે છે. કાળુ હથેળીમાં કશું લખે છે અને પછી હરગોવનની પાસે જઈ બહુ જ ઝડપથી તેને ટેબલ પર પાડી છાતી પર ચડી બેસતાં ) બદમાશ... હાવતરાબાજ ! તારા સિવાય મને કોઈ બચાવનાર નથી કેમ ! હવે લોકોને કહીશ કે મેં તમને બચાવ્યા છે. ( આ દરમ્યાન હરગોવનના તરફડાટ ચાલુ હોય છે ) ભલે મને ને મારા ભાઈને ગોળીએ દયે...પણ મારે નીચું જોવાપણું તો નહિ રહે. ( હરગોવનના હાથમાંથી પાસા સરી પડે છે ) મેં વિશ્વાસઘાત કર્યો નથી.

[ ડોશી આવે છે...હરગોવન ટેબલ પરથી નીચે પડે છે. ]

ડોશી : ગામ તો ગાડરિયો પ્રવાહ...એક જમાદારનું ખૂન કર્યું તો બીજાએ ન્યાયાધીશનું... વાહ...વાહ...

કાળુ : ખૂન શાનું...મેં તો ગામ આખાને બચાવ્યું છે.

ડોશી : ( હરગોવનના મડદાને સંબોધી ) અરે સાંજ મેં નોતું કહ્યું કે ગામડામાં તો બોલીએ કાંક ને થાય કાંક...હું આવી છું, સાંજ પછી, ' ન કેમ આવ્યો ' એમ કહીને વઢતા નહિ...અમે તો ગામડાના માણસ...ગાડર જેવા...કૂવો ભાળીએ તોય પડીએ...

કાળુ : કેવું કૂવો ભાળીને પડું !

ડોશી : જમાદાર જેવા નીચ માણસનું ખૂન કરનાર જુવાનનું નામ એક હિચકારાએ ગોળી ખાવાની બીકે કહી દીધું.

કાળુ : હેં !

ડોશી : મેં કહ્યું નહિ કે, ' કેદમાં ગયેલો બીજાને કેદમાં ધકેલે '...ગામના લોકોનો વિશ્વાસઘાત કર્યો છે...ઓલ્યા લશ્કરમાંથી ભાગેલા તારા ભાઈએ...

કાળુ : મારા ભાઈએ...!

ડોશી : હા...હા...મેં કહ્યું નહિ કે, ' ગામના લોકો ગાડરિયો પ્રવાહ...ન જુએ ખાડો કે ન જુવે કૂવો. ( બોલતો બોલતો જાય છે ).

[ પડદો ]

[ સૂચિત

આ નાટક યંગ ક્લબે ૧૯૪૫માં ભજવ્યું હતું અને તે ૩૦ મિનિટ ચાલ્યું હતું. તેમાં નીચેના ભાઈઓએ કામ કર્યું હતું.

| | |
|---|---|
| હરગોવન ... જિતેન્દ્ર અંધારિયા | ડોશી ... ગિરીશ ભટ્ટાચાર્ય |
| મથુરદાસ ... ચન્દ્ર ગાંગુલી | કાળુ ... જયન્તી ભટ્ટ |

# પશ્ચિમ અને પૂર્વ

બાબુભાઈ વ્યાસ

## પશ્ચિમ

તે એક જર્મન છોકરી હતી. ઉંમર લગભગ વીસેક વર્ષની આસપાસ હશે અત્યારે. સાવ નિરાધાર બની ગઈ હતી. લડાઈમાં તેનાં માબાપ ગુજરી ગયાં હતાં. લડાઈએ તેનાં ઘરબાર માલ–મિલકત વગેરે કશુંય બાકી રહેવા દીધું નહોતું. પરિણામે દેશ છોડી વિદેશ જવા તેણે વિચાર કર્યો અને અમેરિકા જવા તે ઊપડી. સ્ટીમરમાં બીજા પેસેન્જરોની સરળતા અને આત્મીયતાએ તેને એકલાપણું ન લાગવા દીધું....પરંતુ જ્યારે સ્ટીમર ન્યુયોર્ક પહોંચી એટલે સૌ પોતપોતાને સ્થાને જવા લાગ્યાં. આ છોકરીને તો કોઈ જગાએ સ્થાન નહોતું અથવા તો હજી તેણે સ્થાન નક્કી નહોતું કર્યું એટલે જેટી પર ઊભી ઊભી બીજાં ઉતારુઓને લહેરથી હસતાંરમતાં જતાં જોઈ રહી હતી. બધાંને તેમનાં સગાંવહાલાંઓ કે મિત્રો લેવા માટે આવ્યાં હતાં પણ આ જર્મન છોકરીને લેવા કોઈ નહોતું આવ્યું. એક બહેનને લેવા તેનો ભાઈ અને ભાભી આવ્યાં હતાં...અને આ છોકરીને લડાઈમાં ગુજરી ગયેલાં ભાઈભાભી યાદ આવ્યાં. એક દીકરી તેના બાબા સાથે પોતાનાં માબાપને લેવા આવી હતી...અને તેને પોતાનાં માબાપ યાદ આવ્યાં...બાબો કહેતો હતો: 'ચાલો દાદા આપણે ઘેર...' અને આ છોકરીને પોતાનું ઘર યાદ આવ્યું...અને આવી અનેક સ્મૃતિઓ તેની આંખમાંનાં આંસુનું કારણ બની...તેને લાગ્યું કે તેનું કોઈ નહોતું...

બાજુમાં ગંદા હાથવાળો એક અમેરિકન મજૂર સામાન ફેરવતો હતો; તેણે આ છોકરીને જોઈ–ના ના, તેનાં આંસુ જોયાં, એટલે પૂછ્યું: 'કેમ રો છ ?'

'બસ અમસ્તું' છોકરીએ આંસુ લૂછી જવાબ આપ્યો, 'અહીં મારું' કોઈ નથી એમ લાગતાં જરા ઓછું આવ્યું.'

'અરે એમાં રોવાની જરૂર નથી' એમ કહી પોતાના ગંદા હાથ પાટલુને લૂછી નાખી પેલી છોકરીની સાથે હાથ મિલાવતાં તેણે કહ્યું: 'આ નમ્ર સેવક અમેરિકન સરકાર તરફથી આપને લેવા માટે આવેલ છે...ચાલો મારે ઘેર મારી પત્ની રાહ જોતી હશે.'

## પૂર્વ

તે ઝાંપડો હતો. 'સમાજનાં હલકાં કહી શકાય તે ધંધો તે કરતો. ધંધા અર્થે ઘણીવાર આજુબાજુનાં ગામડાંમાં પણ જતો. આજે એના ગામમાં તે આવ્યો હતો કે જ્યાં પોતાના ગામધણીની દીકરીને પરણાવી હતી. એ એવો જમાનો હતો કે પોતાનું સ્વજન નહીં પરંતુ પોતાના ગામનું કોઈ માણસ હોય તો તેની ખબરઅંતર પણ પુછાતી. ઝાંપડાને થયું કે 'લાવ ને કામ પતી ગયું છે તો આપણા ગામની દીકરી આંહીં છે મારે ખરખબર કાઢતો જાઉં.' એટલે હાલ્યો દીકરીના ઘર તરફ.

દીકરીને ઘેર તેના દીકરાના વિવા અને કશાક કારણસર પોતાના પિયર તરફથી મોસાળું નહીં આવેલું એટલે સાસરા પક્ષ તરફથી મેણાંટોણાંનો તો વરસાદ વરસી રહ્યો હતો–પરિણામે મેડીની ગોખમાં બેઠી બેઠી હમણાં મારાં માબાપ તરફથી મોસાળું આવશે, એવી આશામાં બીચારી પિયરિયાના

ગામ તરફ નજરું દોડાવી રહી હતી. એટલામાં ઝાંપડે તેને દેખી 'કાં બેન કેમ છો ?'

અને બેને પોતાની ને પોતાનાં માબાપની આબરૂ જવા બેઠી છે તેની વાત કહી.

'ઠીક.' કહી ઝાંપડો હાલ્યો જ્યાં ડાયરાના મોટેરાઓ બેઠા હતા ત્યાં.

'એલા કેમ આવ્યો છો ?' ડાયરામાંથી કોકે પૂછ્યું.

'એ બાપા, આ બેનને ગામથી આવું છું' ઝાંપડાએ રામ રામ કરતાં કહ્યું

'ઓહો ત્યારે તો મોસાળાની વધામણી લાવવા હશો,' એક જણે મશ્કરી કરતાં કહ્યું,

'એલા જુઓ તો ધૂળની ડમરીઓમરી દેખાય છે ! ગાડાં ભરીને મોસાળું લાવતા હશે વેવાઈ.'

'એ બાપુ, એવી તસ્દી લેવાની જરૂર નથી' ઝાંપડાએ કહ્યું, 'અમારા બાપુએ કહેવરાવ્યું છે, આ હાથાપાર ગામ દીકરીને કાપડામાં આપ્યું—લો બાપુ જાઉં છું...'

'પણ એલા વેવાઈ નથી આવવાના ?' કોકે પૂછ્યું

'અમારા બાપુ આવી શકે તેમ નથી. એટલે મને કીધું કે ત્યાં જ છો ત્યારે આટલું કરતો આવજે—લો ડાયરાને રામરામ છે.' અને તે ગયો.

શિક્ષિકા—(જાત જાતની મહાન સ્ત્રીઓની વાત કર્યા પછી વર્ગને) બોલો ત્યારે, તમને શું થવું ગમે !

એક ચબરાક છોકરી—મને તો વિધવા થવું ગમે.

શિક્ષિકા—(ચમકીને) કેમ ?

છોકરી—કારણ કે ન પરણ્યાં હોઈએ તો બધા એમ કહે કે 'આને વર જ મળતો નથી' અને પરણ્યા પછી પતિ જીવતો હોય તો આપણે તેની તાબેદારી ઉઠાવવી પડે !

•

સ્ત્રી—(હોલીવુડના એક ચર્ચમાં લગ્નના રજીસ્ટરમાં સહી કરતાં) પાદરી સાહેબ, તમે આ હોલ્ડરની ટાંક કેમ બદલતા નથી ? ગયે વખતે હું આવી ત્યારે પણ આ જ ખરાબ થયેલી ટાંક હતી.

પાદરી—પણ બાઈ, આપ આપની ફાઉન્ટન પેન લાવ્યા નથી ?

સ્ત્રી—એ ખરું, ફરી વખત આવીશ ત્યારે ફાઉન્ટન પેન જરૂર લેતી આવીશ

જ. મ.


બચ્ચાંઓને થતા ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથ પગ ગળી જવા, દસ્તની કબજીયાત, ધાવણ કે દુધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ કૌવત આપનારી અમૃત તુલ્ય ઔષધી

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી [રજીસ્ટર્ડ] વાપરો

દસ'થી દબાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કીં. ડબી એકનો રૂપિયો એક (વી પી પી જુદું)

વૈદ્ય નવનીધરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું—દેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઈ નં. ૪

# કથાસરિત્સાગર



## [ખંડ ૩ જો : લાવાણક]

### ૧] ઉદયનની વાત

(પદ્માવતી સાથે લગ્ન)

ઉદયનને અનુરૂપ સુંદરી મળી છે. એ તો શૃંગારરાગમાં પડી ગયો છે અને રાજનો કારભાર મંત્રી યૌગંધરાયણ અને સેનાપતિ રુમણ્વાનને માથે આવી પડ્યો છે.

એક દિવસ સેનાપતિ અને મંત્રી રાજની વાતો કરતાં બેઠા છે. તેમાં યૌગંધરાયણે કહ્યું છે: 'રાજા તો સ્ત્રી, મદ્ય અને મૃગયામાં વ્યગ્ર રહે છે અને પાંડવોના કાળથી ચાલ્યું આવતું આ રાજ્ય એથી એને ચિંતા નથી.'

ત્યારે રુમણ્વાને કહ્યું છે: 'તમારી જેવો કુશળ મંત્રી છે. રાજા શું કામ રાજની ચિંતા કરે?'

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: 'તો પછી આપણે રાજ્યની સીમા વધે અને આપણો રાજા ચક્રવર્તી થાય એવું કરવું જોઈએ.'

ત્યારે રુમણ્વાને કહ્યું છેઃ 'બુદ્ધિમાનોને માટે કશું જ અસાધ્ય નથી.'

ત્યારે મંત્રીએ કહ્યું છે: 'તમે ઠીક યાદ આપ્યું હું તમને એક બુદ્ધિશાળી વૈદરાજની વાત કહું.

'એક રાજા હતો. રાજાના રાજ્ય ઉપર દુશ્મનોએ ચઢાઈ કરી. તૈયારી કરી હતી નહિ, એટલે મંત્રીઓએ સલાહ આપી કે સંધિ કરી લ્યો. રાજાએ દંડ ભરી શત્રુ રાજા સાથે સુલેહ કરી.

'પરંતુ આથી તો રાજાની અપકીર્તિ થઈ ને રાજાને એનું ઘણું દુઃખ. દુઃખે કરીને રાજાના દેહમાં રોગે ઘર ઘાલ્યું. પેટમાં ગાંઠ ઊપડી અને એ તો મરે તો રાજા જ મરે એવી સ્થિતિ થઈ પડી.

'રાજવૈદ્ય બુદ્ધિશાળી હતો. એણે રાજાનો રોગ પિછાન્યો દુઃખ અને આઘાતથી આ રોગ થયો છે. એનું નિવારણ પણ દુઃખ અને આઘાતથી જ થશે. એણે એક દિવસ ઓચિંતાના રાજાને ખોટા સમાચાર આપ્યા: 'રાજાજી! મહારાણી ગુજરી ગયાં'

''હેં?' રાજાથી બોલાઈ ગયું.

'ને એ શોક સમાચારથી રાજાને આઘાત થતાં તેનો આંચકો લાગ્યો. પેટની ગાંઠ ફુટી ગઈ અને થોડા દિવસે રાજા સાજોસારો થઈ ગયો.

'એમ બુદ્ધિમાનોની વાત જુદી છે'

મંત્રીએ વાત પુરી કરી.

વાત સાંભળીને રુમણ્વાને કહ્યું છે: 'આપણે પણ બુદ્ધિ ખરચીને રાજાનું શ્રેય કરીએ.'

મંત્રી અને સેનાપતિ મનોરથ તો મોટા કરે છે, પણ એમના મનોરથની આડે આવનારા જ્યાં સુધી પડયા છે, ત્યાં સુધી એમને સિદ્ધિ સાંપડવાની નથી. એવો આડે આવનારો એક તો ઉજેણીનો ચંડમહાસેન હતો. પણ એ તો હવે વહાલોસગો થયો છે ને એની તો કશી બીતિ નથી. પરંતુ એનું મૈ

માથું આંગે એવો મગધ દેશનો રાજા પ્રદ્યોત છે. એ તો કોઈ યુદ્ધમાં જીત્યો જાય તેમ નથી ને એનું શું કરવું એની મંત્રીને ચિંતા છે.

પ્રદ્યોતને એક કુંવરી છે પદ્માવતી તે રાજકુમારીઓમાં રત્ન સરખી. એનાં લગ્ન જો ઉદયન સાથે થઇ જાય તો પ્રદ્યોત પણ વહાલોસગો થઈને રહે.

પણ પ્રદ્યોત કોઈ વાતે માને ત્યારે ને! મંત્રીએ માગું કર્યું ત્યારે પ્રદ્યોતે કહેવરાવ્યું છે: 'એક વાસવદત્તા તો જીવતી બેઠી છે. ઉદયનને વાસવદત્તા ઉપર અદકું હેત. જીવતી શોકય ઉપર મારી દીકરી દઉં તો દીકરી દુ:ખી થાય. એવું મારે કરવું નથી.'

એમ પ્રદ્યોત કાંઈ ઉદયનને દીકરી દે નહિ અને જ્યાં સુધી વાસવદત્તા છે ત્યાં સુધી ઉદયન પણ બીજી પત્ની કરે નહિ. આ તો બંને વાતે વિમાસણ છે. ને એનો માર્ગ તો કાઢવો જોઈ! યૌગંધરાયણે સેનાપતિને કહ્યું છે: 'આપણે એમ કરીએ, વાસવદત્તાના અવાસને આગ લગાડીએ અને વાસવદત્તા બળી મરી છે એવી અફવા ઉડાવીએ'

ત્યારે રુમણ્વાને કહ્યું છે: 'આ તો પ્રપંચની વાત થઈ. ને એમાં તો કોક દિવસ હસવામાંથી હાણ થાય. એના ઉપર એક વાત છે

'કોઇ એક સંન્યાસી હતો. મુનિવ્રત પાળતો અને દેવમંદિરના મઠમાં રહેતો. એક દિવસ સંન્યાસી નજીકના ગામમાં એક વાણિયાને ઘેર ભિક્ષા માગવા ગયો છે. ઘરમાંથી વાણિયાની દીકરી ભિક્ષા દેવા આવી. રૂપશિખા સરખી એ કન્યાને જોઈ ને સંન્યાસીની બુદ્ધિ ભ્રષ્ટ થઈ અને તે મોટેથી બોલી ઊઠયો: 'અફસોસ! અફસોસ!'

એટલું કહીને સંન્યાસી તો ત્યાંથી ચાલ્યો ગયો છે, પરંતુ પેલા વાણિયાને મનમાં ખટકો રહી ગયો કે સંન્યાસી કોઈ દિવસ અક્ષર પણ બોલતા નથી, મૌનવ્રત પાળે છે અને આજે દીકરીને જોતાં એકાએક 'અફસોસ! અફસોસ' એમ કેમ બોલી ઊઠયા?

મનનું સમાધાન કરવા વાણિયો મઠમાં ગયો. ત્યારે સંન્યાસીએ કહ્યું છે: 'તારી દીકરીનાં લક્ષણ સારાં નથી. અને એ વાત કહેવામાં સાર નથી.'

એટલે તો વાણિયાને વધુ ચટપટી થઈ. એ તો પગમાં પડીને સંન્યાસીને વીનવવા લાગ્યો છે, ત્યારે સંન્યાસીએ કહ્યું છે: 'એનાં સામુદ્રિક લક્ષણો એવાં છે કે એનાં લગ્ન થશે ને તારા કુળનો નાશ થશે. તારું અહિત કરનારી કન્યા જોઈને મારો અંતરાત્મા કકળી ઊઠયો અને મારું મૌનવ્રત તૂટી ગયું.'

ત્યારે વાણિયાએ પુછયું છે: 'એનો કાંઈ ઉપાય?'

ત્યારે સંન્યાસીએ કહ્યું છે: 'એનો એક જ ઉપાય. દીકરીને પેટીમાં પુરી પેટી નદીમાં વહેતી મૂકી દે. ઉપર ઘીનો દીવો મૂકજે માથેથી અલાબલા ટળી જશે.'

ને વાણિયાએ અલાબલામાંથી ઊગરવા સંન્યાસીએ જેમ કહ્યું હતું તેમ કર્યું છે. રાતને વખતે પેટી ગંગાજીના જળમાં વહેતી મૂકી દીધી છે.

સંન્યાસીએ પોતાના શિષ્યોને કહી રાખ્યું છે: 'રાતને વખતે નદીમાં એક

પેટી તરતી તરતી આવશે. એના ઉપર ધીનો દીવો બળતો હશે એ એંધાણીએ પેટીને ઓળખજો ને પેટી અહીં લઈ આવી મારા ઓરડામાં મૂકી રાખજો.'

પેટી તો તરતી તરતી ચાલી જાય છે, ત્યાં નદીમાર્ગે એક રાજકુમાર પોતાના રસાલા સાથે નીકળ્યો છે. એણે પેટી દીઠી છે ને નોકરો પાસે બહાર કઢાવી છે. પેટી ઉઘાડીને જુએ તો અંદર રૂપ રૂપના અવતાર બેઠાં છે. એણે કન્યાને બહાર કાઢી છે. અંદર જંગલનો વાંદરો પુર્યો છે ને પેટી પાછી નદીમાં વહેતી મૂકી છે.

પેટી સંન્યાસીના આશ્રમ પાસેથી નીકળી એટલે શિષ્યોએ એને દીઠી છે. આજ્ઞા પ્રમાણે પેટી બહાર કાઢી છે ને ઉપાડી લઈ જઈને સંન્યાસીના ઓરડે મૂકી રાખી છે.

રાત પડી એટલે સંન્યાસીએ ઓરડાનાં બાર બંધ કર્યાં છે. હમણાં જાણે અંધારા ઓરડામાં રૂપનાં કુંડાળાં ફરી વળશે. એણે પેટી ઉઘાડી છે, ત્યાં તો એનાં દુષ્કૃત્યો એને આંબી વળ્યાં છે. અંદરથી ભયંકર વાંદરો બહાર કૂદ્યો છે. સંન્યાસીનાં નાકકાન કરડી ગયો છે અને આખે અંગે સંન્યાસીને વિરૂપ બનાવી વાંદરો જંગલમાં નાસી ગયો છે.

સવારે ગામમાં વાતની જાણ થઈ ત્યારે બધા કંઈ હસ્યા છે કાંઈ હસ્યા છે!

ને એમ કપટ-પ્રયોગ સિદ્ધ ન થાય તો જગતમાં આપણી હાંસી થશે.'

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: 'એવી શંકા રાખવાનું કાંઈ કારણ નથી આપણી યોજના સો વસા પાર પડશે. અને આપણે જે યોજના કરશું એ કાંઈ સાવ છાની તો નહિ જ રાખીએ અંગમહાસેનને વાત કરશું. વાસવદત્તાને વિશ્વાસમાં લેશું. રાજાનું શ્રેય થાય છે એમ જાણીને તેઓ જરૂર સંમતિ આપશે.'

ત્યારે રુમણ્વાને કહ્યું છે: 'એ બધા તો કદાચ હા પાડશે. પરંતુ ઉદયનનું શું? વાસવદત્તા બળી મરી છે એટલું સાંભળીને જ એ તો પ્રાણ છાંડશે.

પુર્વે શ્રાવસ્તી નગરીમાં એક પૈસાદાર શેઠ રહેતો હતો. એને એક દીકરી હતી. દીકરી એવી રૂપાળી કે જેની નજરે એ પડે એનું ચિત્ત ઠેકાણે ન રહે. એટલા માટે તો દીકરીનું નામ ઉન્માદિની રાખેલું.

દીકરી મોટી થઈ એટલે શેઠને થયું કે આપણો રાજા ગુણવાન છે, યુવાન છે. એ જો દીકરી સાથે લગ્ન કરતો હોય તો આપણે બીજું ઠેકાણું ગોતવું નહિ શેઠે રાજા પાસે વાત મૂકી રાજાએ પંડિતોને કહ્યું: 'દીકરીના રૂપ, ગુણ અને લક્ષણની પરીક્ષા કરો.'

ત્યારે પંડિતોએ વિચાર કર્યો કે કન્યા રૂપવતી છે, ગુણવતી છે, લક્ષણવંતી છે ને રાજા એની સાથે લગ્ન કરશે તો એ તો રાજકાજ પડતાં મૂકી રાત ને દિવસ એની સાથે રંગ માણવામાં જ મચ્યો રહેશે ને રાજપતું કામ વણસી જશે

એમણે તો રાજાને કહ્યું છે: 'કન્યા તો કુલક્ષણા છે.'

રાજાએ ના પાડી એટલે શેઠે એક સેનાપતિ સાથે કન્યાનાં લગ્ન કર્યાં છે.

એક દિવસ રાજા નગરની શેરીઓમાં ફરવા નીસર્યો છે. ઉન્માદિની અટારી-

એ બેસી વાળ ઓળી રહી છે. રાજાની નજર એના રૂપ ઉપર ઠરી ને કચેરીમાં આવી એ કોણ છે એ પુછવા બેઠો છે.

ત્યારે કારભારીઓએ કહ્યું છેઃ 'એ તો પેલી શેઠની કન્યા. આપણે ના પાડી એટલે શેઠે એનાં એક સેનાપતિ સાથે લગ્ન કર્યાં છે.'

સાંભળીને રાજા મુઢની જેમ બેસી રહ્યો છે. તે દિવસે પંડિતોને પુછ્યું ત્યારે પંડિતોએ એને કુલક્ષણા કહી અને આમાં કોને દોષ દેવો એ તો નક્કી થઇ શકે તેમ નથી. એ તો પોતાના કર્મને દોષ દેતો કામજ્વરથી પીડાય છે.

સેનાપતિને વાતની જાણ થઇ. એ કચેરીએ આવ્યો છે: 'હું આપને મારી સ્ત્રી અર્પણ કરું છું. સુખેથી આપ તેને સ્વીકારો. અને એ રીત પસંદ ન હોય તો હું એને કોઇ દેવમંદિરે મૂકી આવું. દેવદ્રવ્ય તરીકે પછી એને આપ સ્વીકારજો.'

ત્યારે રાજાએ કહ્યું છેઃ 'તમારી પત્ની એ તો મારે મન પર-સ્ત્રી થઈ. મૃત્યુ કાલે આવતું હોય તો આજે આવે. હું પર-સ્ત્રી પર દૃષ્ટિ પણ નહિ કરું.'

ને વિરહવેદના એવી અસહ્ય હતી કે રાજા ઝુરી ઝુરીને થોડા દિવસમાં મૃત્યુ પામ્યો.

એમ એક વખત નજરે જોવાથી જ એ રાજાનું મૃત્યુ થયું તો આપણા રાજાએ તો વાસવદત્તાનો આટલો સહવાસ સેવ્યો છે. એના મૃત્યુ સમાચાર સાંભળવાથી ઉદયનનું શું થશે?

ત્યારે યૌગંધરાયણે કહ્યું છેઃ 'તમે દૃષ્ટાંતો તો ભારે સરસ આપો છો, ભાઈ. પરંતુ વિયોગનું દુઃખ તો એક વખત શ્રીરામને માથે પણ આવી પડ્યું હતું. એથી કરીને રામચંદ્રે કાંઈ પ્રાણ ત્યજ્યા ન હતા.'

ત્યારે રુમણ્વાને કહ્યું છેઃ 'આપણો રાજા રામ નથી અને આ રામાવતારનો યુગ પણ નથી. વિરહવેદના કેવી હોય છે એની તમને શું ખબર પડે? પુર્વે મથુરાનગરીમાં એક વાણિયો રહેતો હતો. એની પત્ની ઉપર એને પાર વગરનું હેત અને પત્ની પણ એક ઘડી પતિથી વિખૂટી ન રહી શકે. એક વખત વાણિયાને કાંઈ અગત્યનું કામ આવી પડ્યું. તેણે ગામતરે જવાની તૈયારી કરી.

પત્ની કહેઃ 'મને સાથે તેડી જાઓ.'

ત્યારે પતિએ કહ્યું છેઃ 'પરદેશના મામલા છે. તને હું સાથે કેવી રીતે વેંઢારીશ?'

પતિ તો ઝટ ઝટ ઘેરથી ચાલી નીકળ્યો છે. પત્ની કમાડ ઝાલીને પતિનો માર્ગ જોતી ઊભી છે. એની આંખેથી શ્રાવણ ને ભાદરવો ચાલ્યા જાય છે. અરેરે મારું શું થશે? મને એકલીને અહીં મૂકીને પતિ પરદેશ ચાલી નીકળ્યા. મારા દોયલા દિવસ કેમ વીતશે? એ તો વેદના સહન કરતી ઊભી છે અને એ આઘાતમાં ને આઘાતમાં એનું પ્રાણપંખેરું ઊડી ગયું.

પતિ હજુ તો સમુદ્રકિનારે પહોંચ્યો નથી ત્યાં એણે માઠા સમાચાર સાંભળ્યાઃ 'મારા પહેલાં શું એણે ગામતરું કર્યું?'

એટલું બોલ્યો એ બોલ્યો. વાણિયો મૂર્છા ખાઈ ધરણીએ ઢળી પડયો છે. ને એના પ્રાણ તો એ પહેલાં પરવારી ગયા છે.

આમ વિયોગની વાત તો જુદી છે, મંત્રી. માટે આપણે કાંઈ કરીએ તે પહેલાં કાંઈ અનિષ્ટ ન થાય એની સાવચેતી રાખવી જોઈએ.'

ત્યારે યૌગંધરાયણે કહ્યું છે: 'તમારી વાત તો જાણે સાચી છે. પરંતુ આ તો રાજના મામલા છે. આમાં કૂટનીતિનો આશરો ન લઈએ તો રાજનાં કામ ન ચાલે ઉજ્જેણીના રાજા પુષ્યસેન ઉપર એક વખત દુશ્મનો ચડી આવ્યા. દુશ્મનનાં ઝાડાં જૂથ જીતવાં મુશ્કેલ હતાં એટલે મંત્રીઓએ દુશ્મનોને કહેવડાવ્યું કે અમારા રાજા અબઘડીએ જ મરી ગયા છે રાજનો કોઈ વારસ નથી એટલે તમે જ અમારા રાજા. સારું થયું કે સમયસર આવી પહોંચ્યા. દુશ્મન રાજાનો રાજ્યાભિષેક થયો. પુષ્યસેન રાજા છાનો રહી રાજ્ય પાછું મેળવવાનો લાગ શોધે છે મંત્રીઓ એને મદદ કરે છે. ને એમ કરતાં નાણાંને જોરે કરીને મંત્રીઓએ દુશ્મનોના લશ્કરને ફોડ્યું. દુશ્મન રાજાને ઠાર કર્યો અને પુષ્યસેન ફરીથી પોતાને સિંહાસને બેઠો.

એમ રાજકાજમાં તો અનેક યુક્તિપ્રયુક્તિ કરવી પડે, આપણે બધી વાતે સાવધ રહેશું, પછી કાંઈ?

ત્યારે રુમણ્વાને કહ્યું છે: 'મંત્રી! તમે જીત્યા હું હાર્યો.'

યૌગંધરાયણે વાસવદત્તાના ભાઈ ગોપાલકને બધી વાત કહી વિશ્વાસમાં લીધો છે. રાણી વાસવદત્તાને ધીમે ધીમે બધી વાત કહી છે. વાત સાંભળી રાણીએ કહ્યું છે: 'રાજાનું શ્રેય થતું હોય તો તમે કહો તે રીતે વર્તવા તૈયાર છું.'

ને બધી વાત પાકી કરીને પછી એક દિવસ મંત્રીએ રાજા પાસે વાત મૂકી છે: 'લાવાણક દેશ ઘણો રમણીય પ્રદેશ છે. શિકાર માટે મોટાં મોટાં જંગલો છે. જંગલમાં પશુનો પાર નથી. આપણે લાવાણક જઈએ.'

ત્યારે ઉદયને પુછ્યું છે: 'લાવાણક તો અહીંથી ખૂબ જ દૂર પાછા ફરતાં ઘણું મોડું થાય પછી અહીં રાણી વાસવદત્તાનું શું થાય?'

ત્યારે મંત્રીએ કહ્યું છે: 'મહારાણી પણ સાથે આવશે.'

ત્યારે ઉદયને કહ્યું છે: 'ત્યારે તો ખૂબ સરસ કરો તૈયારી'

પ્રવાસની તૈયારીઓ ચાલી રહી છે એવામાં એક દિવસ નારદ મુનિ કૌશાંબીમાં આવી ચડ્યા છે. રાજાએ મુનિનો સત્કાર કર્યો છે. મુનિ વાતો કરે છે ને એમાં વાતમાંથી વાત નીકળતાં મુનિએ કહ્યું છે: 'પુર્વે પાંચ પાંડવ ભાઈઓ વચ્ચે એક પત્ની દ્રૌપદી હતી. સ્ત્રી જ મુળ આપદાનું મુળ છે તો આ તો રૂપસુંદર અને વળી જોબનમદ ભરેલી. આ રૂપે કરીને કોઈ દિવસ ભાઈઓમાં વિખવાદ થશે તો પાંડવ કુળનો નાશ થશે. એવી જ રીતે અગાઉ સ્ત્રીને કારણે સુંદ-ઉપસુંદનો વિનાશ થયો હતો.'

ત્યારે ઉદયને વચ્ચે કહ્યું છે: 'એ સુંદઉપસુંદની શી વાત છે? તે કૃપા કરીને મને કહો.'

ત્યારે નારદ મુનિએ કહ્યું છે: 'હિરણ્યકશિપુના વંશના સુંદઉપસુંદ નામે બે દાનવો. તપ કરી બ્રહ્માજીને પ્રસન્ન કર્યા. બ્રહ્માજીએ વરદાન માગવાનું કહ્યું, ત્યારે બંનેએ માંગ્યું કે 'બધી માયા જાણીએ. ઈચ્છા પ્રમાણે રૂપ ધારી શકીએ. ત્રણ-

લોકમાં કોઈ અમને મારી શકે નહિ અમને મારવાની શક્તિ કેવળ અમારામાં જ હોય '

બ્રહ્માજીનું વરદાન પામીને બંને દાનવો માતેલા સાંઢની જેમ ચારે તરફ ફરવા લાગ્યા અને ત્રણે લોકમાં કાળો કેર વરતાવવા લાગ્યા એમનો વિનાશ કરવા માટે બ્રહ્માજીએ તિલોત્તમા સરજી. તિલોત્તમા એવી રૂપાળી કે એનું રૂપ બે આંખે જોતાં ધરાઈએ જ નહિ એટલે તો ઇંદ્રે એકહજાર આંખો કરી ને શંભુજીએ ચાર મુખ કર્યાં.

વિંધ્ય પર્વતની તળેટીમાં સુંદઉપસુંદ આનંદ ઉછરંગ કરે છે ત્યાં તિલોત્તમા આવી ચઢી એને જોઈને સુંદ કહેઃ ' એ મારી પત્ની '

ઉપસુંદ કહેઃ ' એ મારી પત્ની. '

અને આ મારા તારામાંથી બંને વચ્ચે મારામારી થઈ અને બંનેનો વિનાશ થયો.

એટલે તો મેં પાંડવોને કહ્યુ કે પાંચ વચ્ચે એક પત્ની છે અને એમાં અંદર અંદર રાગ થવાથી આખા પાંડવ કુળનો નાશ ન થાય એટલું ધ્યાનમાં રાખજો.

પાંડવોએ મારી સલાહ માન્ય રાખી અને પાંડવોનો વિજય થયો. એમ કોઈ વખત સંકટ આવી પડે ત્યારે ડાહ્યા માણસની સલાહ માનવી એ રાજાની ફરજ છે. એથી જ રાજ્ય અને રાજાની ઉન્નતિ છે. '

નારદમુનિ તો બે દિવસ રહી ચાલ્યા ગયા છે. અને રાજા વાસવદત્તાને સાથે લઈને લાવાણકમાં આવી રહ્યો છે.

જંગલમાં ડેરા તંબુ તાણ્યા છે. નંદનવન વચ્ચે જાણે સ્વર્ગ ખડું કરી દીધું છે આનંદ કિલ્લોળ થાય છે અને દિવસો રંગેચંગે પસાર થાય છે.

એક દિવસ ઉદયન શિકારે ગયો છે દૂર દૂરના જંગલોમાં મદગળતા હાથીઓ મહાલે છે રાજાને થયું છે જે આજે તો હાથીઓ વશ કરીએ એ તો દૂર દૂરને જંગલ નીકળી ગયો છે. કોણ જાણે ક્યારે યે પાછો આવશે

રાજા શિકારે ચડયો છે ને પાછળથી મંત્રી યૌગંધરાયણ, સેનાપતિ રુમણ્વાન, વસંતક અને ગોપાલક મહારાણી વાસવદત્તાના શિબિરમાં ભેગા થયા છે. બધાએ ભેગા મળીને આજનો યોગ સરસ છે એમ નક્કી કર્યું છે. મહારાણીને બ્રાહ્મણીનો વેશ પહેરાવ્યો છે. વસંતક બ્રાહ્મણ બટુ બન્યો છે. યૌગંધરાયણે વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લીધો છે, ત્રણે જણા છાનામાના ચાલી નીકળ્યા છે.

ચાલતાં ચાલતાં ત્રણે મગધ રાજાના નગરમાં આવ્યા છે રાજકન્યા પદ્માવતી નગરને પાદર બગીચામાં રમે છે ત્યાં વૃદ્ધ બ્રાહ્મણ આવી ચડ્યો છે એણે રાજકુમારીને કહ્યું છેઃ ' આ આવંતિકા નામની મારી પુત્રી છે એનો પતિ ક્રુદ્ધ થઈ ગયો છે અને ક્યાંક ચાલ્યો ગયો છે હું એની શોધમાં નીકળ્યો છું. પણ આ પાંગળા સથવારા સાથે હું એને કેવી રીતે શોધી શકીશ ? મારી પુત્રીને તમે અહીં રાખો તો મારા કામમાં મને સરળતા થાય કન્યાનો પતિ મળી આવશે એટલે તરત જ હું એને લઈ જઈશ. '

ત્યારે રાજપુત્રીએ કહ્યું છેઃ ' ભલે તમારી પુત્રી મારી સાથે રહેશે. '

[ ચાલુ ]



વર્ષોના સતત ઉદ્યોગ અને સંશોધન બાદ અમારા ઉદ્યોગગૃહમાં—તમાકુની ખાસ પસંદ કરાયેલી જાતની ચોકખી પાંદડીઓને—ખાંડવા, ભરડવા, આંથો નાખવા તથા ઉચિત પ્રમાણમાં મિશ્રણ કરી, તમાકુનું ઉપયોગી તત્ત્વ જળવાઈ રહે તે મુજબ દળવા વગેરેની ક્રમબદ્ધ ક્રિયાઓ કરી, કનોજના શુદ્ધ અને ખુશબોદાર અત્તરોની મેળવણી કરી નવા વાપરનારને પણ અનુકૂળ પડે તેવી સૌમ્ય, સાત્ત્વિક અને સુવાસિત—




## બાળમુકુંદ છાપ

### સુંઘવા અને ઘસવાની ઉત્કૃષ્ટ

### તપકીર

[ તમે પણ તમારા દાંતના અને મોઢાના રોગને કે માથાના દુઃખાવાને નાબૂદ કરવા કે દાંત-મુખ સ્વચ્છ-સુવાસિત અને મગજ પ્રફુલ્લિત રાખવા માત્ર એકજ વાર વાપરી જુઓ ]

એકલા બનાવનારઃ— **ઈશ્વર સ્નફ વર્કસ**

મુખ્ય દુકાન
આંબાચોક

**ભાવનગર**
(સૌરાષ્ટ્ર)

શાખા
સરાફ બજાર

